# સ્વરાજ્ય ને સંસ્કૃતિ

પ્રણેતા:
જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ એમ. એ.
પ્રૉફેસર (અંગ્રેજી ને ગુજરાતી સાહિત્ય) મગનલાલ ઠાકોરદાસ આર્ટ્સ કૉલેજ
લેખક: થોડાંક છુટ્ટાં ફૂલ, ઝરણાં ટાઢાં ને ઊન્હાં, પોયણાં,
'ઇન્ડિયન એજ્યુકેશન' ઇત્યાદિ.

---

आनो यज्ञं भारती तूयमेत्विळा मनुष्वदिह चेतयंती ।
तिस्रो देवीर्बर्हिरेदं स्योनं सरस्वती स्वपसः सदन्तु ॥
—ऋक्संहितायाम् (१०-९-११०)

---

પ્રથમ આવૃત્તિ.

વિ. સં. ૧૯૮૭ ઈ. સ. ૧૯૩૧

સૂરત.

કિંમત રૂ. ૨-૦-૦

મુદ્રક: નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.
મુદ્રણસ્થાન: ધી 'શંકર' પ્રિન્ટીંગ પ્રેસ, ચૌટાપ્રીજ ટાંકી પાસે–સૂરત.

પ્રકાશક: જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ એમ. એ.
આકાશેઠના કુવાની પોળ, અમદાવાદ.



## આ ગ્રંથકર્તા તરફથી પ્રકટ થયેલાં પુસ્તકો

થોડાંક છુટ્ટાં ફૂલ: સાહિત્ય, સમાજ, વિદ્યા, કલા, ધર્મ ને શિક્ષણ સંબંધે નિબંધો અને લેખોનો સંગ્રહ, પૃ. આશરે ૨૦૦. પાકું પૂઠું. કિં. રૂ. ૧–૪

ઝરણાં, ટાઢાં ને ઊન્હાં: સ્નેહસરિતા આદિ કાવ્યોનો સંગ્રહ, પૃ. આશરે ૨૦૦. પાકું પૂઠું, એન્ટીક કાગળ. કિં. રૂ. ૧–૪

સુરિયરાગીત: પૂ. ગં. સ્વ. જસબાએ રચેલાં જ્ઞાન, ભક્તિ ને વૈરાગ્યાદિનાં પદોનો સંગ્રહ, પૃ. આશરે ૨૦૦. પાકું પૂઠું કિં. રૂ. ૧| કાચું પૂઠું કિં. રૂ. ૦–૮

Indian Education: A Survey of the fundamental Indian Educational Problems P. P. 32+56 Cloth-bound. Re. 1–0

પોયણાં: સંસાર, સાહિત્ય અને વિદ્યાકલા આદિના નિબંધો. પૃ. આશરે ૨૫૦. પાકું પૂઠું, એન્ટીક કાગળ. કિં. રૂ. ૨–૦

સ્વરાજ્ય ને સંસ્કૃતિ: ભારતને સારૂ સ્વરાજ્ય, સંસ્કૃતિ તથા તેના સમન્વય સંબંધે નિબંધો. પૃ. ૩૫૦. પાકું પૂઠું, એન્ટીક કાગળ. કિં. રૂ. ૨–૦

### મળવાનાં સ્થાન:

ગ્રંથકર્તા: આકાશેઠના કુવાની પોળ, અમદાવાદ. અથવા ખપાટીઆ ચકલા, સૂરત.

સૂરત: મેસર્સ મંગળદાસ એન્ડ સન્સ, બુકસેલર્સ, ભાગાતળાવ.
અમદાવાદ: રા. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર, ત્રણ દરવાજા.
મુંબાઈ: રા. એન. એમ. ત્રિપાઠી એન્ડ કં. બુકસેલર્સ, પ્રિન્સેસ સ્ટ્રીટ.
વડોદરા: રા. એમ. સી. કોઠારી, બુકસેલર, રાવપુરા.

# SWARAJ AND SANSKRITI

ESSAYS ON

## Indian Autonomy & Indian Culture

BY

J. B. Durkal, M. A.

Professor of English & Gujarati M. T. B. Arts College, SURAT.

Author of 'Thodank Chhutan Phool,' 'Zarna Tadhan ne Unhan' 'Poyana,' 'Indian Education' &.c.
Sometime Editor, The Review, Calcutta.





PRICE RS. 2-0-0 1931 A. D.

SURAT.

# જય ભારતિ!

જય ભારતિ ! અક્ષર માત !
તું ગજવ ગજવ ગુજરાત
કર વાડી આ રળિઆત, જય૦ ૧

લ્હા તું વીણા વિશ્વરસાળ,
જપતી તુજ મોહન-માળ,
કર પોથી પુણ્ય સુજાત, જય૦ ૨

દે આંખી અમને માત,
તું વરસ અમી સાક્ષાત,
કર પાવન અમ ગુજરાત. જય૦ ૩

કર જીવન અમ અભિજાત,
કર મીઠી ભારત રાત
કર ઉજમાળું સુપ્રભાત જય૦ ૪

દે અમને પુણ્ય પ્રસાદ,
ઉધ્વેડે શુભ શાશ્વત નાદ.
તવ પ્રતિભા જગવિખ્યાત. જય૦ ૫

રસનાએ રસ નિતરાવ,
અમ આંખે અમી વરસાવ,
અમ હઇડાં કર અવદાત જય૦ ૬

કર નિર્મલ અમ સંગીત,
દે શુભ મોંઘેરાં નવનીત,
તને નમિયે ભાવે માત,
જય ભારતિ ! જય ગુજરાત ! ૭



# આમુખ

અનંતજીવનનો પ્રવાહ ચારે તરફ રેલાઈ રહ્યો છે. એની સર્વતોમુખ ગતિ એ પરમાત્માની નિત્ય યૌવનવતી માયાના ભ્રૂભંગનો એક વિલાસ માત્ર છે. ઇતિહાસવેત્તા કાર્લાઇલ કહે છે તેમ માનવ અગમ્ય અનંતતામાંથી અગમ્ય અનંતતામાં જાય છે. આપણી દુનિયાં એ અનંતતાની વિભૂતિના વાયુમાં ઉડતી કણિકા છે. પંડિત વૈજ્ઞાનિક આઇન્સ્ટીને 'દેશ' અને 'કાલ' જેવી વિજ્ઞાને સ્થિર માનેલી વાતોને પણ સંદેહાત્મક બતાવી દીધી છે. આ મહાપ્રવાહમાં આપણે બુદ્‌બુદો છિયે તથાપિ એ ચેતનરૂપ પરમાત્માનું પરાવર તત્ત્વ આપણામાં અનુસ્યૂત છે. એ તત્ત્વમાં આપણું જીવન છે; એના પ્રકાશમાં આપણા અનેક રંગોના આનંદો છે; એનાજ સામ્રાજ્યમાં આપણે વસિયે છિયે.

સામાન્ય દૃષ્ટિએ સુખ અને શાન્તિ એ માનવસમુદાયનું ધ્યેય છે. એ સાધવા એના સર્વ પ્રયત્નો હોય છે. રાજ્ય એ માનવસમૂહની સુખશાન્તિ સાધવાનો વિશિષ્ટ સામુદાયિક પ્રયત્ન કહી શકાય. રાજ્યવ્યવસ્થાની સર્વ ન્હાની મ્હોટી ક્રાન્તિઓ એ સુખશાન્તિનું તાજવું ઠેકાણે આણવાના ઉપાયો છે. અત્યારે પણ ભારતવાસીઓ એ ઉપાયો કરી રહ્યા છે. ક્રાન્તિનો સમય હમેશાં ઘણો વિકટ, ગંભીર અને દુર્ઘટ હોય છે. કહિએ કે એ પ્રચંડ અગ્નિની જ્વાલા સમાન હોય છે. એ ઉષ્મા જીવનના પરમ ધ્યેયને ભસ્મીભૂત ન કરે પણ તેને માત્ર સંશુદ્ધ કરે એમ આપણે ઇચ્છિયે. એનાં રત્નો એમાં ભસ્મિભૂત ન થાય એમ એની રક્ષા કરવાનો ભાર એના સંરક્ષક નેતાઓને શિરે છે.

આપણને સ્વરાજ્ય મળે અને એ સ્વરાજ્ય તે સુરાજ્ય હોય એ સૌની ભાવના છે. એવા સ્વરાજ્યમાં આપણી—હિંદુ, મુસલમાન, શીખ, જૈન, પારસી, ખ્રિસ્તી ઈત્યાદિ સર્વ સંસ્કૃતિઓને માન મળે, સૌ પોતપોતાની સંસ્કૃતિ વા ધર્મના આદર્શને અનુસરી પ્રગતિ કરી શકે; જેને એકકે સંસ્કૃતિને અનુસરવું ન હોય તે પણ પોતાનું હિત પોતાને યોગ્ય લાગતા માર્ગે સાધે પણ બીજાનામાં ડખલ ન કરે એ આપણે ચાહિયે છિયે. આપણા દેશની પ્રાચીન સંસ્કૃતિ એ એક સર્વતોમુખી મૌલિક સંસ્કૃતિ છે. તેમાં આપણું જીવનતત્ત્વ છે અને આપણા ભાવી જીવનમાં પણ એ સંસ્કૃતિનો અમૃતમય પ્રસાદ આપણે ઇચ્છિયે છિયે. આપણા આર્ય હૃદયમાં રહેલી આ ભાવના-

ઓનું યત્કિંચિત્ પુનર્વિધાન કરવાનો આ ગ્રંથમાં મ્હેં પ્રયત્ન કર્યો છે. તથાપિ એ સંસ્કૃતિ એવી સુરમ્ય, મંગલમય અને ચેતનવતી છે, કે એની રેખાપ્રતિમા હું યથાવત્ દોરી ન શકું તો એ સંસ્કૃતિનો મહિમા જ સમજીને સુજ્ઞ વાચક મ્હને ક્ષમા કરશે એમ હું આશા રાખું છું.

આ ક્રાન્તિ કે સંક્રાન્તિના સમયમાં દુનિયાં કઈ તરફ દોડી રહી છે, તેની અમુક પ્રચંડ હીલચાલો તેને કઈ તરફ ઠેલી રહી છે અને તે સર્વેનું વિહંગાવલોકન કરતાં આપણે કઈ બાજુ તરફ આપણું વજન મૂકવું જોઇયે એ વિચાર સમજુ લોકોએ તેમજ નેતાઓએ કરવાનો છે. એ વિચાર કરવામાં આ ગ્રન્થ કંઈક ઉપયોગી થાય એમ હું આશા રાખું છું. અને જેમ જેમ આદર્શ-દર્શનવડે આપણે આપણું સ્વત્વ જાણતા જઇશું તેમ આપણને સ્વરાજ્ય ને સંસ્કૃતિનો નિકટ સંબંધ પ્રિયતર થતો જશે.

આ ગ્રન્થમાં સ્વરાજ્ય, સંસ્કૃતિ તથા તેના સમન્વય સંબંધે જેમ બને તેમ સરલ ભાષામાં લખાયેલા ન્હાનામોટા નિબંધો છે. ધર્મ એ આપણી સંસ્કૃતિનો પ્રાણ હોવાથી તેને લગતા નિબંધો એમાં આવ્યા વિના રહે નહિ એ વાત સુજ્ઞ વાંચક સહેલાઈથી સમજી શકશે. "ધર્મની ભૂમિકા," "આંધી" વિગેરે થોડા લેખો સિવાય આમાંના બધા નિબંધો નવા જ પ્રકટ થાય છે. જે લેખો અગાઉ પત્રોમાં પ્રકટ થયેલા છે તેને સારૂ આ પ્રસંગે 'ગુજરાતી,' 'પ્રતાપ,' 'ભાગ્યોદય' ઈ૦ પત્રોના તંત્રીઓનો આભાર માનું છું.

ગ્રંથની પાછળ મ્હારા કેટલાક અંગ્રેજી જોડે વધારે પરિચિત બંધુઓને અર્થે આપણા ભારતના રાજકીય મહાપ્રશ્ન સંબંધે મ્હારો એક લેખ પરિશિષ્ટ તરીકે મૂકયો છે. ગ્રન્થના આરંભમાં, મ્હારા દૃષ્ટિબિન્દુને ટૂંકામાં સમજવા સહાયક થાય તે માટે 'સંક્રાન્તિ' એ નામથી મ્હેં અવતરણ મૂકયું છે તે ઉપયોગી થશે એમ ધારૂં છું. જેને આપણી સંસ્કૃતિનો પ્રેમ છે એને આ ગ્રંથ કદાચ અતિ પ્રિય થશે એમ મ્હને આશા છે તથાપિ હું ઈચ્છું છું કે રાજ-નીતિના વિશિષ્ટ અભ્યાસીઓ આ દૃષ્ટિબિન્દુને હિન્દના હિતાર્થે પોતાના પરિશ્રમોવડે વધારે ગૌરવાન્વિત બનાવે. આપણે આપણાને આપણું જાણી આપણું કરી લેવાનું છે, કે આપણે ખરી પરાધીનતામાંથી બચીને આપણા ચિરજીવિત્વને સાધી શકિયે.

સૂરત.
મકર સંક્રાન્તિ સં. ૧૯૮૭

જયેન્દ્રરાય ભ. દૂરકાળ

# અનુક્રમણિકા

## લેખકના આ ગ્રંથના વિષયને લગતા અન્ય પ્રકાશિત લેખોની સૂચિ.

| લેખનો વિષય | લેખનું સ્થાન | લેખની તારીખ |
|---|---|---|
| Carlyle on Democracy | The Indian Review. | 8–22 |
| Hindu standpoints. The Untouchables | The Times of India | 14–1–25 |
| The Tenessee Trial | " " | 11–8–25 |
| Bombay University and the Vernaculars. | " " | 20–3–26 |
| Oriental Learning. | " " | 29–5–26 |
| The Vernaculars | " " | 1–7–26 |
| Faculty of Oriental Learning. | " " | –8–26 |
| Disintegration of Indian Culture. | The Mahratta | 17–7–27 |
| The Place of the Vernaculars. | The Bombay Chronicle | –3–27 |
| University Reform | The Gujarat Mitra | 2–3–30 |
| The Lapsed Report. | " " | 23–2–30 |
| The Significance of Khaddar. | The Bombay Chronicle | 3–7–30 |
| Orthodox Hindus and their Rights. | The Times of India | 12–7–30 |
| Venue of the R. T. Conference. | The Bombay Chronicle | 25-8-30 |
| Evidence before the Bombay University Reforms Committee. (Published by the Government of Bombay.) | | 1925 |
| Harmony of Creeds. | (A Pamphlet) | 19.4 |
| Politics and Education. | (A Pamphlet) | 1928 |
| Indian Education. | (A Pamphlet) | 1928 |



# સંક્રાન્તિ ૧૫૭૭૨

એ જાણીતી વાત છે કે આપણી આશાઓ, આકાંક્ષાઓ અને આદર્શો આપણી મનોદશાનાં સૂચક હોય છે. સમાજનું, દેશોનું અને પ્રજાઓનું પણ એમજ છે. ઇંગ્લાંડના આદર્શો એક જાતના, ઇટાલીના બીજી જાતના, અમેરિકાના ત્રીજી જાતના અને રશિયાના વળી ચોથી જાતના જણાશે. ચીન જેવાની અત્યારે પરિસ્થિતિ જુઓ, તો ત્યાંની સમજણ જ પડવી મુશ્કેલ છે. કેટલાક કહે છે કે એ સંક્રાન્તિની દશામાં છે. ભારતવર્ષનો પણ આ સંક્રાન્તિકાળ કહેવામાં આવે છે. જેનું ઠેકાણું ન પડયું હોય, એનો સંક્રાન્તિકાળ કહેવો એ સલામતીભરેલો રસ્તો છે. ધર્મો અથવા પંથોને અંગે પણ વિચાર, વર્તન અને વાંછનાઓની ભિન્નતા દેખાશે. વળી જોવાનું એ છે કે, સૌ સૌના રાહમાં મશગુલ. કોઈ પોતાના મનથી ઊણો નહિ. એજ મનોદશાના વૈવિધ્યની બલિહારી.

આ ઉપરથી જણાશે કે બધા લોકો એક જ પ્રકારની વાંછનાઓ રાખે, એમ આશા રાખવી એ વધારે પડતું જ ગણાય. તથાપિ કેટલાક સંજોગોમાં કેટલીક ભાવનાઓ કેટલાક જનસમુદાયોમાં એવી પ્રબળ થાય છે કે તે લગભગ વાયુના જેવી સર્વવ્યાપી બની જાય છે; અને એની જ હવામાં સૌ રહે, એના જ શ્વાસોચ્છવાસ લે એટલે એ લગભગ જીવનતત્ત્વ હોય, એવો ઘણાના મનમાં ભાસ થાય છે. જો કે વાસ્તવિક રીતે તો કદાચ તેટલા બધા મહત્વને તે યોગ્ય પણ ન હોય. તથાપિ વ્યવહારમાં વસ્તુઓ તથા વિચારની કિંમત અમુક ઘડીએ તેની કેટલી આવશ્યકતા છે, તેના ઉપર આધાર રાખે છે. દુનિયાંમાં બધી વસ્તુઓ કોઇને કોઇ ઉપયોગની છે. પણ જે ઘડીએ જેની આવશ્યકતા વધારે હોય, તેના ઉપર તે

ઘડીએ ભાર મૂકવો એ કાર્ય વિદ્વાનો અને નેતાઓનું છે. સામાન્ય જીવનમાં પણ એજ દષ્ટિબિન્દુથી આપણે કાર્ય કરિયે છિયે. આપણને પાણીની તરશ લાગી હોય, ત્યારે પાણી જ જોઇયે, ભૂખ લાગી હોય ત્યારે ખાવાનું જ જોઇયે અને થાકેલા હોઇયે, ત્યારે આરામ જ જોઇયે. એમાં બીજું ન ચાલે. પછી તે તે ચીજનું રૂપાન્તર હોય, અથવા આખા ને બદલે અડધું મળે તોય પણ માણસ સંતોષ માની લે એ જૂદી વાત. અને છે પણ એવું કે મનુષ્યને દુનિયાંના આધિ, વ્યાધિ અને ઉપાધિઓનો એટલો બધો અનુભવ થઈ ગયો છે કે એમાં જે લાભ લીધો એટલો ખરો એ વાત એના હૃદયમાં સ્પષ્ટ થઈ ગઈ છે. ને તેથી આખાને બદલે અડધાથી પણ તે ઘણી વાર સંતોષ પામવાને તૈયાર રહે છે. પ્રજાઓનું પણ એવું જ છે. રાજ્યતંત્રની અનેક વિટંબણાઓ, આસમાની સુલતાનીના પલટાઓ અને ઇતિહાસના તરંગરંગોને એ જ્યારે જુએ છે અને નવા પ્રયોગોનાં અનિશ્ચિત પરિણામો તરફ જ્યારે એ દષ્ટિ ફેંકે છે, ત્યારે બને ત્યાં સુધી ચાલુ સ્થિતિને નભાવી લેવાની જ તેને સ્વાભાવિક વૃત્તિ રહે છે. આ કારણથી જ મનુષ્ય સામાન્ય રીતે અડધી પડધી નાપસંદ કરવા જેવી સ્થિતિનો પણ સંરક્ષક બની જાય છે; અને જ્યારે એને બહુ જ મુંઝવણ થાય, જ્યારે નાંખી નજર પહોંચે નહિ, જ્યારે સામાન્ય ઉપાયો બધા નિષ્ફળ થઈ જાય, ત્યારે જ એ ક્રાન્તિની, મ્હોટા ફેરફારોની, ઇન્કિલાબની ઇચ્છા કરે છે.

**ભા**રતવર્ષમાં આવાજ કાંઇક સંજોગો ભેગા થવાથી, સ્વરાજ્યની અતિ ઉત્કટ અને જ્વલન્ત ઇચ્છા પ્રકટી રહી છે. ખરૂં કહિયે તો એને ઇચ્છા કે ઉત્કંઠા કહેવા કરતાં ધગશ અથવા અગન કહેવી વધારે યોગ્ય થઈ પડે. કામશાસ્ત્રના પંડિતો કામાગ્નિની અનેક દશાઓ વર્ણવે છે, તે દશાઓ માત્ર કામી જનની કામનાનેજ લાગુ

પડે છે એમ નથી, પણ હરકોઈ કામનાને, પછી તે વ્યવહારની હોય કે પરમાર્થની હોય, પણ તે ઉત્કટ હોય, તો તેને લાગુ થાય છે. ભક્તની પણ એવી જ દશાઓ કહેલી છે, એ આપણે જાણિયે છિયે. અલબત્ત આપણા દેશની દશા બહુ બુરી થઇ ગઇ છે અને લગભગ ન સમજાય એવી રીતે રાજનીતિનો હાથો જેમ ફરતો જાય છે, તેમ પ્રેસમાંના રૂની પેઠે પ્રજાને દબાવતો જાય છે. પણ હિંદુસ્થાનની સ્વરાજ્યની ધગશ પ્રચંડ થઇ જવાનાં બીજાં બે ત્રણ કારણો છે. પહેલું તો એ કે આવડો મ્હોટો અને આટલી બધી વસતિવાળો કોઇ દેશ આટલા બધા સમય સુધી બે પાંચ હજાર માઇલ દૂર વસતી પ્રજાના હાથ નીચે પરાધીન રહ્યો હોય, તેવો આ પહેલો જ દાખલો છે એમ ઇતિહાસના હરકોઇ વાંચનારને જણાઇ આવે છે. બીજું કારણ એ છે કે ઉતરતી સંસ્કૃતિવાળી એક ન્હાની પ્રજા તેનાથી ઘણે અંશે ઉચ્ચતર સંસ્કૃતિવાળી એક મહાન અને પુરાતન પ્રજા ઉપર પોતાના ભૌતિક બળને આધારે અત્યારે રાજ્ય કરી રહી છે, એ પણ સમજુ માણસોને કરામલકવત્ દૃષ્ટિગોચર થઈ ગયું છે. આ પ્રકારનું આક્રમણ એ કાંઇ ન્હાનું સૂનું આક્રમણ નથી. અને એજ ભારતના સંસ્કારી હૃદયને વધારેમાં વધારે ખૂંચે છે. દિવસે દિવસે આપણી સંસ્કૃતિની મહત્તા જ વધારે ને વધારે પ્રતિપાદિત થતી જાય છે અને અજ્ઞાનમાં કે ભ્રમમાં કે ઊંધી સમજણમાં હિંદુસ્થાનની સંસ્કૃતિને વખોડનારા કે વગોવનારા પાછા પડતા જાય છે. આર્યોની સંસ્કૃતિનું માહાત્મ્ય હવે સાબિત કરવાનું રહ્યું નથી. એમનાં શાસ્ત્રો, એમના આદર્શો, એમનું સાહિત્ય અને એમનો ઇતિહાસ આખી દુનિયાંમાં અજોડ છે, એ વાતની દુનિયાંના અનેક તટસ્થ વ્યુત્પન્ન વિદ્વાનો સાક્ષી પૂરી રહ્યા છે, એટલું જ નહિ પણ અત્યારનો ભારતવર્ષનો ઇતિહાસ, એનું ધૈર્ય, એની વીરતા, અને એનું શીલ દુનિયાંને સ્તબ્ધ કરી રહ્યાં છે. આપણા ઉપર રાજ્ય કરનાર અંગ્રેજ ભાઇઓને અંદરથી

આ વસ્તુનું પૂરેપૂરું ભાન છે. પુરાતન સંસ્કૃતિવાળી એક મહાન પ્રજા ઉપર બીજી એક પરાઈ પ્રજાએ આમ રાજ્ય કરવાનો ભાગ્યે જ બચાવ થઇ શકે. એટલે જ તેઓ હિંદુસ્થાનના લોકોને અમે સુધારિયે છિયે, એ બ્હાનાં ઓઠાં ઉપર વધારે ભાર મૂકે છે. 'હિંદુસ્થાન એ અડધો જંગલી દેશ છે, તેનો ઉદ્ધાર કરવાની ઉમદા ફરજ તેઓએ પોતાને માથે મ્હોટે ભાગે વ્હોરી લીધી છે', એમ ઘણા અંગ્રેજોનો દાવો છે. ગોરા લોકોના ઉપરનો ભાર 'વ્હાઈટ મૅન્સ બર્ડન' એ એ લોકોનું જાણીતું મહાવાક્ય છે. આ બોજો તે વાસ્તવિક રીતે હિંદુસ્થાનને વધારે સંસ્કારી બનાવવાની મહેનતનો છે કે હિંદુસ્થાનની દોલતની ગુણો પોતાને માથે લાદી લાદીને લઈ જવાનો છે કે 'મિયાં ચોરે મુઠે અને અલ્લા ચોરે ઊંટે' એવી ગાયનું દોહીને બકરીને પાવાની મિથ્યા મજૂરીનો છે, એ વિષે જૂદા જૂદા જથ્થાઓમાં પાકો મતભેદ છે. પણ એટલું તો ખરૂં જ કે જે દેશ રાજા ચાર્લ્સનો શિરચ્છેદ કરીને અને કૅથૉલિક પંથની તલસ્પર્શી અને ઉદાર ભાવનાઓનો પરિત્યાગ કરીને અત્યારે ગુંચવાઈ રહ્યો છે; વિપ્લાવક બળોનો સ્વીકાર અને સત્કાર કર્યા પછી જેની સંસ્કૃતિ અત્યારે ગમે તેટલું ધન હોવા છતાં નષ્ટભ્રષ્ટ થઈ ગઈ છે; અનેક જાતના સામાજીક, આર્થિક ને રાજકીય વિપ્લવોએ જ્યાં અત્યારે આખી પ્રજાને ડામાડોળ કરી મૂકી છે; અને જેના આદર્શો, ભાવનાઓ, સંસ્થાઓ, પ્રણાલિકાઓ બધાં બળતા કઢાઇયામાં હોમાવા લાગ્યાં છે, તે દેશ હિંદુસ્થાન જેવા પ્રાચીન અને સિદ્ધ સંસ્કૃતિવાળા દેશને સંસ્કારી બનાવવાનો અથવા સંસ્કૃતિ આપવાનો ડોળ કરે, તો તે ભાગ્યે જ માન્ય થઈ શકે.

હિંદુસ્થાનની સંસ્કૃતિ ઉપર ઘણા હુમલાઓ આવી ગયા. પણ એ સંસ્કૃતિ એવી સદ્ધર છે કે જરા ડગમગ્યા કે ઢંઢોળાયા વિના

ફરી પાછી દૃઢીભૂત થઈ જાય છે. મ્હને એનું કારણ એ લાગે છે કે ઇશ્વરપ્રેરિત સનાતન સત્યો ઉપર એ બંધાયેલી છે, એટલે એની છેડ કરનારા જરાવાર કૂદાકૂદ કરી લે છે, પણ તરત હાર ખાઇને પાછા પડે છે. એક વિદ્વાને લખ્યું છે કે હિંદુસ્થાન અજબ દેશ છે, એમાં જૂનો મત જ રહી રહીને પુનઃ વિજય મેળવે છે. આમ થવાનું કારણ સહજ સમજાય એવું છે. આ હિંદુસ્થાનનો કહેવાતો ધર્મ અને સંસ્કૃતિ એ હિંદુસ્થાનનાં જ નથી પણ સમસ્ત માનવજાતિનાં પ્રાચીન સત્ત્વો છે. એ ઇશ્વરપ્રેરિત હોવાથી પરિપૂર્ણ છે, અગાધ છે, અને સિદ્ધિકર છે. એ કારણથી જ એમાંના અંશોમાંથી અનેક સંસ્કૃતિઓ અને ધર્મો રચાયા છે. એ કારણથી જ ઈશ્વર અવતાર લઇને અથવા પોતાની વિભૂતિઓરૂપે એ ધર્મનું રક્ષણ કરે છે; અને એજ કારણથી ફરીફરીને હિંદમાં એ ધર્મ અને સંસ્કૃતિના એવા બલવાન ધુરંધરો પાકે છે કે જે આખા જગતના ગુરુ બની જાય છે. પહેલાં બુદ્ધદેવે સનાતન ધર્મના જ્ઞાનરાશિ વેદ ઉપર આક્રમણ કર્યું. કૈકને એમણે મૂંડી નાંખ્યા ને ચેલા કર્યા, કારણ કે મુખ્ય મુખ્ય મુદ્દાઓ તો વેદમાંના જ હતા. પણ એ જ્ઞાનરાશિ એમ લુપ્ત થાય નહિ. ભગવાન શંકરનો અવતાર થયો. એમણે બુદ્ધિ, અનુભવ અને શાસ્ત્ર એ પ્રમાણત્રિપુટીવડે બૌદ્ધ માર્ગને એવો હચમચાવ્યો કે એના શરીરના ભાગલા પડી ગયા અને એ ભાગલા જીવ લઇને ઉત્તર દક્ષિણમાં નાઠા. બીજું આક્રમણ અગિયારમા સૈકામાં મુસલમાનોએ કર્યું. મહંમદ ગિઝનીએ સોમનાથ ઉપર હલ્લો કર્યો. અત્યારે જેમ કેટલાક યુરોપીઅનો ધારે છે એમ એમણે પણ ધાર્યું હશે કે આર્યોની મૂર્તિઓ એ આર્યોના દેવ છે. એમને ખબર નહિ કે આર્યો તો સચરાચર રહેલા અનંત અવિનાશી દેવને પૂજે છે. અને એમને તો જ્યાં એ દૃષ્ટિ કરે, ઈચ્છા કરે કે પ્રાણપ્રતિષ્ઠા કરે, ત્યાં પ્રભુનાં જ પ્રતીકો વિરાજે છે. સમય જતાં મુસલમાનોએ આર્યોનો ધર્મપ્રેમ જોયો અને

તેનું માહાત્મ્ય પણ જોયું. તેઓ દેશના અંગમાં પચી ગયા. અને સંસ્કૃતિ ઉપરનું આક્રમણ છોડી દઈ માત્ર રાજકીય સત્તાને સારૂ મથવા લાગ્યા. અકબરે તો હિંદુઓ જોડે પ્રેમ બાંધ્યો. ત્રીજું આક્રમણ બાદશાહ ઔરંગઝેબના વખતમાં થયું. ઇસ્લામનો પ્રેમી તો એ હતો જ, પણ એની ધૂનમાં એણે ઐતિહાસિક દૃષ્ટિથી ઇસ્લામ શું છે એ જોયું નહિ. વાસ્તવિક રીતે અને હવે કેટલાક સંશોધક વિદ્વાનો સ્વીકારે છે તે પ્રમાણે દુનિયાંના અત્યારના સર્વ ધર્મોને સનાતન વેદધર્મની શાખા પ્રશાખારૂપે ગણી શકાય. એ પુરાતન ધર્મના સંદેશ ઋષભદેવ, મહાવીર, બુદ્ધ આદિ દ્વારા જૈન અને બૌદ્ધ ધર્મમાં ઉતર્યો. બૌદ્ધ ધર્મનો સંદેશ ક્રાઇસ્ટ દ્વારા ખ્રિસ્તી ધર્મમાં પ્રસર્યો; અને એ સંદેશ મહંમદ પેગંબરદ્વારા ઇસ્લામ રૂપે પ્રચલિત થયો. બૌદ્ધ ધર્મનાં બીજાં રૂપાંતરો પણ ચીન અને જાપાનમાં થયાં. આ રીતે જો ઐતિહાસિક દર્શન કરિયે, તો ભિન્ન ભિન્ન ધર્મો અથવા પંથો વચ્ચે વિરોધનું કાંઈ કારણ રહેતું નથી. જેમ સંસ્કૃત ભાષા એ સર્વ આર્યકુલની ભાષાઓની માતા છે, એમ સ્વીકારવામાં જરાયે હીણપદ નથી, પણ ડહાપણ છે. તેમ સનાતન ધર્મ એ પણ સર્વ ધર્મો અને પંથોનું મૂળ છે, એમ સ્વીકારવામાં કોઇને કાંઈ હીણપદ નથી. પણ એ દૃષ્ટિ ઔરંગઝેબની નહોતી. અને તેણે હિંદુ ધર્મ ઉપર આક્રમણ શરૂ કર્યું. મહારાજ શિવાજીનો ઉદય થયો અને બીજી તરફથી શીખ ધર્મ ખડો થઈ ગયો; અને ઔરંગઝેબના આક્રમણની સાથે જ દિલ્હીની મુસ્લીમ સલ્તનતનું મૃત્યુ શરૂ થયું. તે પછી ચોથું આક્રમણ એવી ખુબીથી અને ઝીણવટથી થયું કે તેની તવારીખ નિશ્ચિત કરવી જરા અઘરી પડે છે. અંગ્રેજ લોકો ક્યારે ને કેવી રીતે આખા હિંદુસ્થાનના રાજા થઈ ગયા એ લગભગ હજીયે ઇતિહાસ ગ્રંથોની મદદ છતાં સમજવું સહેલું નથી. ઇતિહાસો તો ફલાણી સાલથી ક્લાઇવ ગવર્નર થયો કે કેનિંગ વાઇસરોય થયો

તે કહે. પણ સંસ્કૃતિ ઉપરનું આક્રમણ હિંદુસ્થાનના પ્રાચીન શિક્ષણને છોડીને પાશ્ચાત્ય અંગ્રેજી શિક્ષણ આપવાને સારૂ ૧૮૫૮માં વિશિષ્ટ રૂપે યુનીવર્સિટીઓ સ્થપાઈ, ત્યારથી ગણી શકાય. કદાચ ત્યારથી પણ ન ગણાય, કારણકે તે વખતે તો પાશ્ચાત્ય સંસ્કૃતિએ માત્ર પોતાના ચેલાઓ મૂંડવા માંડ્યા હતા. એ ચેલાઓએ પરાક્રમો તો પછીથી કર્યાં. આ આક્રમણના પરિણામે હિંદુસ્થાનના વિચાર, સદાચાર અને સંસ્કૃતિને મ્હોટો ધક્કો પહોંચ્યો. હિંદુસ્થાનના જ અને તે પણ ભણેલા, અગ્રણી ગણાતા માણસો હિંદના પુરાતન દાયભાગોને વિસારવા કે વખોડવા લાગ્યા. પૈસો એજ પરમેશ્વર બનવા લાગ્યો. આપણી સંસ્કૃતિના આચાર તથા વિચારનું બળ તૂટવા લાગ્યું. ભણીને વિલાયતના પંથમાં ભળેલાઓના વિચારોની સેરો સમાજમાં ચારે તરફ વહેવા લાગી અને પાશ્ચાત્ય દેશની અનેક વિટંબણાઓ અને ખરાબીઓ આ દેશમાં દાખલ થઈ. અને તેને પરિણામે યુરોપમાં નવાં જન્મેલાં રાજ્યવિઘાતક, સમાજવિઘાતક અને ધર્મવિઘાતક બળો પણ અહીં ઉત્પન્ન થયાં. એ આક્રમણની અસર નીચે અત્યારે આપણે છિયે.

એક વખત એવો હતો કે જ્યારે સ્વરાજ્યની વાત પણ તાણીને કરાતી નહોતી. સ્વરાજ્યની તો શું પણ હક્કો માગવાની વાત કરવાનું પણ જોખમભરેલું ગણાતું. તે પહેલાં તો વળી એવો યુગ હતો કે નામદાર સરકારનાં ચારે તરફ વખાણ જ કરવામાં આવતાં. કલેક્ટર સાહેબ સલામ ઝીલે કે જરા હસીને વાત કરે, તો મ્હોટું માન મળ્યું ગણાતું. હવે જમાનો પલટાઈ ગયો છે. સરકારનાં વખાણ કરવાની તો વાત જ ક્યાં પણ સરકારની ઈતરાજી વ્હોરવી અને કેદમાં જઈ આવવું એને જ લોકો એક સારૂં સર્ટીફીકેટ સમજવા મંડ્યા છે. અલબત એ પ્રકારના લોકો તો પોણસો વર્ષ ઉપરે હતા. દલપત-રામભાઈ વિકટોરિયા રાણીનું રાજ્ય થયું તેથી 'હરખ હવે તું

હિંદુસ્થાન'નો બોધ આપતા અને કવિ નર્મદ રાષ્ટ્રીય ગીતો લખતા હતા. પણ અત્યારે નર્મદનો પંથ મ્હોટો થઈ ગયો છે.

મરહૂમ દેશભક્ત દાદાભાઈ નવરોજજીને બીજીવાર કોંગ્રેસમાં પ્રમુખ નિમવામાં આવ્યા, ને એ વિલાયતથી અહીં આવ્યા, ત્યારે લોકોને એમ થતું હતું કે, એ શું કહેશે? ત્યાં સુધી સૌ હકકોની વાતો કરતા હતા, પણ સ્વરાજ્યનો જાહેર ડંકો પહેલ વહેલો કોંગ્રેસમાં એમણે વગાડયો. સ્વરાજ્ય રહ્યો દેશી શબ્દ. એનો અર્થ જે કરવો હોય, તે થાય. એટલે એની વ્યંજના તો લોકો સમજી ગયા. પણ કેટલોક વખત સુધી વાણિયાની પાંચ શેરી એમની એમ કૂટાયે ગઈ. વાણિયાની પાંચ શેરીનો કિસ્સો જાણીતો છે. એક અંદરથી બહુ પંડાંચેલો વાણિયો હશે. તેને કોઈ જોડે તકરાર થઈ. પણ ઉઘાડી રીતે દંડો લઈને ઊભા થવું, એ તો મિયાંભાઈનું કામ. આણે તો એમજ કર્યું કે જાડા ધોતિયામાં એક પાંચ શેરી વીંટીને 'અરે મ્હારા ભાઈ, આમ શું કરો છો?' એમ કહેતાં કહેતાં કેમ જાણે ધોતિયું હોય, તેમ પેલી પાંચ શેરી વાપરવા માંડી. બધા લોકો જાણે કે સહેજ ધોતિયું અફાળે છે અને પેલાનાં હાડકાં ખોખરાં થાય. આમ સ્વરાજ્ય, સ્વરાજ્ય ચારે તરફ થવા લાગ્યું. અંગ્રેજ લોકો પણ બહુ હોંશિયાર છે. તે સમજી તો ગયા હશે, પણ ડાહ્યા લોકો જેમ કેટલીકવાર સાંભળ્યું ન સાંભળ્યું કરી નાંખે છે, તેમ એમણે કેટલાક વખત સુધી આંખ આડા કાન કરી ચાલવા દીધું. આ બાજુ કેટલાકે 'સ્વાયત શાસન' અને કેટલાકે 'જવાબદાર રાજ્યતંત્ર' એજ સ્વરાજ્યનો મુદ્દો છે એમ ગોઠવ્યું. પણ દિવસે દિવસે એ બાબતની ચર્ચા વધી. કેટલાક એનો અર્થ 'અંગ્રેજ સરકારના રાજનીચે સ્વાયત્તશાસન' અને કેટલાક 'એનાથી સ્વતંત્ર સ્વાયત્ત શાસન' એવો કરવા લાગ્યા. એ સૌનો મેળ શ્રી. ગાંધીજીએ પહેલ વહેલો વિકલ્પ રાખીને કર્યો—બની શકે તો બ્રિટિશ સરકારના રાજ્યની

અંદર અને આવશ્યક થઈ પડે તો એનાથી સ્વતંત્ર એવા સ્વાયત્ત શાસનને સ્વરાજ્ય ઠરાવ્યું. ઑસ્ટ્રેલિયા, કેનેડા ઇત્યાદિના જેવા સંસ્થાનિક સ્વરાજ્યની ભાવના જાણીતી અને સિદ્ધ થયેલી હોવાથી, બ્રિટિશ રાજ્યની અંદર એટલે તેવું સંસ્થાનિક સ્વરાજ્ય, એમ સમજાવા લાગ્યું. પણ છેલ્લાં થોડાં વર્ષ દરમ્યાન અંગ્રેજ સરકારની રાજનીતિથી લોકોને એટલો બધો અસંતોષ થવા લાગ્યો, સ્વતંત્રતાની વાંછના લોકોના મનમાં એટલી બધી પ્રબળ થવા લાગી અને યુરોપના એકંદર વર્તનથી યુરોપીય સુધારાનું પોગળ એવું ઉઘાડું પડી ગયું કે જે કાંઈ બહારની મિઠાશ કે સારપ રાખવામાં આવતી હતી, તે પણ ઉડી જવા લાગી. એક તરફથી સ્વતંત્રતાને ચાહતો સગીર મ્હોટો થયો, એટલે એણે ધમાલ વધારે કરવા માંડી. અને બીજી તરફથી થઇ પડેલા વાલીએ પોતાનો કાબુ જાળવી રાખવા સખ્તાઈ કરવા માંડી. પૂર્ણ સ્વતંત્રતાનો પક્ષ વધ્યો. આવું સંસ્થાનિક રાજ્યતંત્ર આપતા હો તો આપો એમ રાષ્ટ્રીય મહાસભાએ પ્હેલાં માગણી કરી, મુદત આપી અને મુદત પૂરી થઈ એટલે સંપૂર્ણ સ્વરાજ્ય એ હિંદનું તરતનું ધ્યેય છે એમ લાહોરમાં જાહેર કર્યું. ત્યાર પછીના વાતાવરણમાં અત્યારે આપણે છિયે.

એકંદરે આપણે જોઈશું, તો જણાશે કે સરકારની રાજ્ય વ્યવસ્થાથી લોકોમાં બહુ અસંતોષ થયો છે: કોઇને એક જાતનો અને કોઇને બીજી જાતનો. વિલાયતી કેળવણીના વિલાયતી આદર્શોના ફેલાવાથી સામાન્ય સ્વતંત્રતાની ધગશ ફેલાઈ છે. મોંઘવારી એકદમ વધી જવાથી અને લોકોની કમાણી તેના પ્રમાણમાં પહોંચી વળે એટલી વધી ન હોવાથી, કરના બોજાથી અને એકંદરે જીવન વધારે ખર્ચાળ થવાથી ગરીબ અને મધ્યમ વર્ગમાં અસંતોષ ફેલાયો છે. નાસ્તિકતા પ્રેરનારા શિક્ષણથી પ્રજાનો કેળવાયેલો ભાગ ધર્મ અને નીતિથી વધારે ને વધારે વિમુખ થતો હોવાથી અને ધાર્મિક

ભાવનાઓને આઘાત પહોંચાડનારા કાયદાઓ પસાર થવાથી લાખો ધાર્મિક જનો અસંતુષ્ટ થયા છે. એટલે ચારે તરફથી અસંતોષ ભેગો થતાં લોકોના દિલમાં એમ થઈ ગયું છે કે, આ સરકારની સત્તા જાય તો સારૂં. એ સત્તા કેટલે અંશે જાય, ક્યારે જાય, કેવી રીતે જાય એમાં પોત પોતાની સમજણ અને સ્વાર્થ પ્રમાણે મતભેદ છે.

આ બધા પક્ષો એકંદરે કાયદેસર રીતે લડવાની તરફેણમાં છે. પહેલાં એમ મનાતું કે કાયદો તોડવો તે ગેરકાયદેસર છે. પણ હાલમાં નવી માન્યતા એવી ઉભી થઈ છે કે, તમને ફાવે તે કાર્ય કરો, પણ કાયદો તેને સારૂ જે સજા કહેતો હોય, તે સહન કરવા તમે તૈયાર હો તો પછી એ એક રીતનું કાયદેસરપણું જ કહેવાય. એજ ખુલાસાને લીધે અત્યારે કેટલાક લોકો મીઠા વિગેરેના કાયદા તોડે છે અને સરકાર પકડે તો ખુશીથી સજા સહન કરવા તૈયાર થાય છે. એટલે એકંદરે કાયદેસર રીતે આપણે આપણું ધ્યેય સાધવું, એમ ઘણાખરાની ભાવના છે. બંગાળ તથા પંજાબમાં કેટલાક એવા કિસ્સાઓ આગળ બનેલા ને હાલમાં બને છે કે જેથી કેટલાક લોકો બળજબરીથી અથવા બોમ્બ વિગેરેની બ્હીક ફેલાવી સરકારની સત્તા ઓછી કરવા પ્રયત્ન કરતા હોય એવું જણાય છે. પણ એ વિષય સ્વરાજ્યનાં સાધનોનો છે, એટલે એ ચર્ચામાં આપણે અત્યારે ઉતરતા નથી. બીજો એક વર્ગ એવો હમણાં નવો ઊભો થયો છે કે જેણે રશિયાના બોલ્શેવિકોની નીતિ અને આદર્શોનો લગભગ સ્વીકાર કરીને કામ કરવા માંડયું છે. એમની સ્વરાજ્યની ભાવનામાં એ તો ખરૂં કે અંગ્રેજ સરકાર નહિ પણ એમને બદલે શું તે બાબતમાં એ લોકોના વિચાર બહુ જૂદી જાતના છે. અલબત એ લોકો પોતાના જીવનો ભોગ આપવાને પણ તૈયાર છે, તેથી લોકો સામાન્ય રીતે તેમના તરફ કાંઈક મીઠી નજરથી જુએ છે. અત્યારે તો એ લોકો મજૂરો અને ખેડુતોની સ્થિતિ સુધારવી

જોઈયે, મુડીવાદનો નાશ કરવો જાઇયે ઈત્યાદિક વાતો કરે છે. પણ એમણે રશિયાના એકડા ઘુંટેલા હોવાથી, તેઓનામાં જોસ વધારે છે, તેની જોડે 'સબળ પ્રતિકાર' તરફ પણ તેઓનું વલણ છે. યુરોપના અત્યારના સિદ્ધાંતોને તેઓ ખોટા માને છે. પણ એના ઉપાય કેવા હોવા જોઇયે, તે બાબતમાં તેઓ ગોથું ખાઈ ગયા છે. ઘણાને ખબર નથી કે રશિયાનું અત્યારનું સ્વરાજ્ય જૂદી જાતનું છે. એ લોકો પ્રજાસત્તાકમાં માનતા નથી. પણ કામદાર વર્ગની એકહથ્થુ સત્તા (ડિકટેટરશિપ) ને માને છે.

જો બરાબર રીતે જોઇયે તો, સંસ્થાનિક સ્વરાજ્ય, સ્વાયત્ત શાસન, જવાબદાર રાજ્યતંત્ર ઇત્યાદિ શબ્દોમાં સ્વરાજ્ય શબ્દની ખરી ભાવના પ્રકટતી નથી. આપણે સ્વરાજ્ય એટલે વિલાયત જેવું પાર્લામેન્ટનું ધાંધળ અને એને લગતાં ત્યાંનાં તોફાન અંહી દાખલ થાય એમ કાંઇ ઇચ્છતા નથી. તેમ ફલાણા સાહેબ છે, તેને બદલે ઢીકણા સાહેબ આવે ને લોકોને દળનારી રાજ્યતંત્રની ઘંટી એમને એમ ચાલ્યાં કરે અને લોકોની હાડમારી વધ્યે જાય, એવું સ્વરાજ્ય પણ આપણે જોઈયે નહિ. લોકોને લૂંટવાની કળામાં પાવરધા માણસોના હાથમાં સત્તા જાય, અને પછી સુધારાઓનાં બણગાં ફૂંકાતાં ફૂંકાતાં લોકોના ઉપર કર વધ્યે જાય અને 'હુનરખાન'ને પોષવા 'લોન' ઉપર 'લોન'ના બોજા પ્રજાને માથે લદાતા જાય, એવું સ્વરાજ્ય મફત મળતું હોય, તોય આપણે ન જોઇયે. કેમકે, એ મફત મળે તોયે આપણને બહુ મોંઘુ પડી જાય. વળી ધર્મ નહિ, નીતિ નહિ અને સંસ્કૃતિનો પણ ઓટલો વળી જાય એવું, બૉલ્શેવિક પંથના હિમાયતીઓ જેમાં બધુંય પાધર કરી મૂકે, એવું સ્વરાજ્ય પણ આપણે ન જોઇયે. સંસ્થાનિક સ્વરાજ્ય ઈત્યાદિ બધાં ચોકઠાં આપણા હિંદુસ્થાનને કામનાં નથી. આપણે તો આપણા દેશની ભાવનાઓને અનુરૂપ જ આપણા સ્વરાજ્યનું શરીર ઘડવું પડશે. એ

સ્વરાજ્યમાં જે સંસ્કૃતિએ અત્યારસુધી આપણને જીવંત રાખ્યા છે, અને જે સસ્કૃતિના પ્રભાવવડે જ આપણે ઘણુંકરીને સ્વરાજ્ય જીતી શકીશું, તે સંસ્કૃતિનો જ પાયો રાખવો પડશે; અને એ પાયા ઉપર આપણે આ દેશના સ્વરાજ્યની નવી મહેલાત ચણવી પડશે એ મહેલાત આપણા આખા ભારતખંડમાં વ્યાપી રહેશે. હિંદુ, મુસલમાન વિગેરે સર્વ કોમનો પોતપોતાનો ધર્મ એ એમનો પ્રધાન નિયામક થશે. એમાંના એકકેને ન માનતા હોય, તેઓ પોતાને મનગમતો કાયદો પોતાને સારૂ રચી પોતે તે પ્રમાણે ચાલવા સ્વતંત્ર રહેશે. પણ રાજનીતિના પ્રક્રિયાભેદના ઓથે રહીને, બીજી સંસ્કૃતિને હેરાન કે નાબુદ કરવાના ઉપાયો લઈ નહિ શકે. હિંદુસ્થાનના સ્વરાજ્યની ભાવના કદાચ બીજા દેશોની સ્વરાજ્યની ભાવના કરતાં જૂદી રહેવા વધારે સંભવ છે. "અમેરિકનોને વાસ્તે અમેરિકા" એ પણ એક ભાવના છે. "આપણું ન્હાનું ઈંગ્લાંડ, પણ આપણે ચારે તરફ રાજ્ય કરિયે," એ પણ એક ભાવના છે. "અમારૂં મુસલમાનોનું ઈરાન, તેમાં બીજા ધર્મના નહિ," એ પણ એક ભાવના છે. આમાંની એકે ભાવનાને કદાચ હિંદુસ્થાન ન સ્વીકારે.

ધર્મનું રક્ષણ કરવા નાસી છૂટેલા પારસીઓને હિંદુસ્થાને આશ્રય આપ્યો; પોર્ટુગીઝ, વલંદા, ફ્રેન્ચ ને અંગ્રેજોને એણે આશ્રય આપ્યો. હિન્દને પોતાની ભૂમીમાંજ પોતાનું તંત્ર રહે, એટલું તો જોઈશે જ. હિન્દને દુનિયાંના નૈતિક સામ્રાજ્યની ઝંખના છે, ભૌતિક સામ્રાજ્યની નથી. આર્ય સંસ્કૃતિ એ સર્વ સંસ્કૃતિઓની માતા છે; એટલે એનાં બાળકો પરસ્પર લડે ઝઘડે અથવા એમની વડીલ માતાની સ્હામાં થાય, તોપણ એ તો એમને પોતાનાં તરીકે જાણે છે. એટલે એ પોતાના ખોળામાં જ બધી સંસ્કૃતિઓને સમાવી શકશે. એ સ્પષ્ટ છે કે પ્રખ્યાત સંશોધક ડૉ વાડેલ સૂચવે છે તેમ એક આદિ આર્ય મહાસંસ્કૃતિમાંથી પછીની ઘણીખરી સંસ્કૃતિઓનો

ઉદ્દભવ થયો છે. એ વાતનું દર્શન અનેક સંશોધકોને થતું જાય છે. અને તે વસ્તુસ્થિતિને અનુરૂપ થઇને ભવિષ્યમાં ભારતવર્ષ દુનિયાંને કલ્યાણના માર્ગમાં પ્રચંડ પ્રદીપરૂપ થાય તેને સારૂ સ્વરાજ્ય આપણને જોઇયે છિયે. દુનિયાંના અમુક માણસો સ્વતંત્ર હોય અથવા પરતંત્ર હોય, એક પ્રજાનો નાશ થાય કે બીજીનો ઉદ્દભવ થાય એ દુનિયાંના ઇતિહાસની નજરે કેવળ ક્ષુલ્લક બીનાઓ છે. પણ દુનિયાંના કલ્યાણના માર્ગોને પ્રકાશિત કરનારી દીવાદાંડીનું પુનઃસંદીપન થાય, એ દુનિયાંને સારૂ કાંઈ ન્હાનીસૂની વાત નથી.

આપણે સ્વરાજ્ય જોઇયે છે, એ વાત ખરી, પણ એ સ્વરાજ્ય તે કિયું ? આપણે અંગ્રેજોવાળી પરાધીનતા ન જોઇયે, એ વાત ખરી. પણ અંગ્રેજો જાય અને અંગ્રેજોના વિચારોના જે પોપટો બની ગયા છે, એનું રાજ્ય શું આપણે જોઇયે છે ? અંગ્રેજો જોડે આપણે વેર નથી. એમની નવી ઊંધી સંસ્કૃતિનું આપણે કાસળ કાઢવાનું છે. તે વિના આપણું ઠેકાણું પડવાનું નથી. એને માર્ગે જો ચાલ્યા, તો આપણી પરાધીનતા તો રહેશેજ પણ ચીનની પેઠે આપણે અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થઈ જઇશું આપણે માંહોમાંહે લડી ઝઘડીને જ નબળા પડી જઇશું. અને આપણી એવી પાયમાલી થઈ જશે કે આપણું ઠેકાણું જ નહિ રહે. એટલે હોલામાંથી ચૂલામાં પડયા જેવું થશે. અંગ્રેજી રાજ્યથી આપણને ઘણું નુકસાન થયું છે, પણ એમની નવી નાસ્તિક સંસ્કૃતિથી જે નુકશાન છે, તેની તો આંકણી પણ કરી શકાય તેમ નથી. માટે તોડવાની છે એ સંસ્કૃતિને ભલે એ યુરોપમાં રહે, આપણે અહીંથી એને કાઢો. ત્યાંની નાસ્તિકતા, ત્યાંની સ્વચ્છંદતા, ત્યાંની ધનલોલુપતા, ત્યાંના પ્રજાસત્તાકનું માયા જાળ, ત્યાંની પ્રજાને માથે દેવાં લાદવાની સફાઇઓ એ બધાંને હાંકી કાઢો એટલે આપણે આપણી મેળે જ સુખી થઇશું. અંગ્રેજ સરકારની રગોરગમાં એ હવા વ્યાપેલી છે. માટે એમને પણ આપણે કહેવું

પડશે જ કે હવે કૃપા કરીને અમને અમારી રીતે રહેવા દો. પણ એ જાય, અને એમની સંસ્કૃતિનાં સંતાને આપણા ઉપર રાજ્ય ચલાવે, એવું આપણે થવા દેવું ન જોઇયે. એ બધાને આશરે જો વિલાયતીના ચક્કર ઉપર ચઢ્યા તો જેવી યુરોપની દશા છે, કે ચીનની દશા છે એજ આપણી દશા સમજી લેવી.

જુઓ, કે અત્યારે કળા છે, હુન્નર છે; શ્રમનો પાર નથી; છતાં ચારે તરફ લોકો હેરાન છે. કારણ શું? કારણ એ છે કે ધર્મ નીતિ તૂટતાં દાનતો ખોટી થઈ ગઈ છે. અને તેને પરિણામે ગમે તેવાં ચોકઠાં ગોઠવો પણ ફાવટ આવતી જ નથી. ગાંધીજી જેવા આપણી સંસ્કૃતિના પૂજક રાજનીતિજ્ઞોમાં મ્હને શ્રદ્ધા છે. તથાપિ તેમણે ઊભા કરેલા હોય, તોપણ જવાહીરલાલજી જેવા રશિયાના પૂજકોમાં નથી. ગાંધીજી મનુસ્મૃતિ સંબંધે કે અંત્યજાદિના પ્રશ્ન સંબંધે અતેડાં કરી ગયા છે ખરા પણ અત્યારે આપણે એને નભાવી લઇયે. એ બાબત સંબંધે ધીરે ધીરે જોઇ લેવાશે. પણ સમગ્ર જીવન પ્રત્યેનું ધર્મમય દૃષ્ટિબિન્દુ એમનું છે; એમને ટેકો કરનારા બધાનું નથી. રાજનીતિની મુંઝવણ એ હોય છે કે પોતાના હેતુની સિદ્ધિને સારૂ ગમે તેવા ગોઠીઆ જોડે માણસ જોડાય છે. અને પછી પરિણામે ક્રાન્તિ થાય, તો એમાં તે પોતે ઉડી જાય છે. અને ઘણુંખરૂં ફ્રાન્સના બળવાના સમયની પેઠે પછીથી 'જીસકી લાઠી ઉસકી ભેંસ' એવો ઘાટ થઈ પડે છે. આપણાં તંત્રોને તો પ્રજાસત્તાક કહેવાં એજ હસવા જેવું છે.

પ્રજાસત્તાકનું પણ મુખ્ય તત્ત્વ એ છે કે લોકોએ બહુ જાગૃત રહેવું જોઇયે. એ રીતે પણ આપણા લોકોએ મૂળ સિદ્ધાંતોથી જરા પણ ચસવું ન જોઇયે. અત્યારે તો લગભગ એમ જ ચાલે છે. કે અમુક મ્હોટા નેતાઓ જેમ કહે તેમ આપણા પત્રકારો અને ન્હાના નેતાઓ વાજાં વગાડવા મંડી જાય છે. આ પદ્ધતિથી સરકાર પણ છેતરાતી નથી,

અને લોકો પણ આવી નકલગિરીથી કંટાળે છે. આ પરિસ્થિતિમાં આપણે આપણા ખરા સિદ્ધાંતો કિયા છે, તે બરાબર સમજી લેવું જોઇયે અને તેને સારૂ સીધા પ્રયત્નો કરવા જોઇયે. મ્હને લાગે છે કે રાજ્યપ્રકરણના આપણા અત્યાર સુધીના પ્રયાસમાં આપણે એટલી એક જ વાત નિશ્ચિત કરી છે કે આપણે અંગ્રેજ સરકારના રાજ્યની પરાધીનતા ન જોઇયે. તે સિવાયના પ્રકરણમાં હજી આપણે આરંભ જ કરિયે છિયે. ખરૂં લખવાનું પ્રકરણ તો એ છે. છેકવાનું પણ આટલું મુશ્કેલ છે, તો લખવાનું તો કેટલું વધારે હોય ! જેમ તેમ લખવું હોય, તો જૂદી વાત. પણ આપણા ઇતિહાસને ઝળકાવે એવું પ્રકરણ લખવું એ સહેજ વાત નથી. એ વિશાળ દૃષ્ટિબિંદુથી આપણું ધ્યેય શું ? આપણી સંસ્કૃતિ સુરક્ષિત રહે, એવું સ્વરાજ્ય એ આપણું ધ્યેય. આપણી એટલે હિંદુ, મુસલમાન, પારસી, જૈન, ઇત્યાદિ સૌની પોતપોતાની. પચરંગી પ્રતિનિધિઓના શંભુમેળાના હાથમાં બધી લગામ રહે, ને ધીમે ધીમે આપણી સંસ્કૃતિઓ ઘસાઇ ને તૂટી જાય, એવું તંત્ર આપણે ન જોઇયે. અને તેવું તંત્ર ગોઠવવાના ઉપાયોને આપણે જડમૂળથી કાપવાના યત્ન કરવા પડશે. પ્રજાના પોતાના યોગ્ય પ્રતિનિધિઓ પોતપોતાની કોમોને સારૂ તેમની સંસ્કૃતિઓને અનુકૂળ યોગ્ય વ્યવસ્થાઓ કરે, એવું બંધારણ જોઇયે. એવું નહિ કે એમના પ્રયત્નોને સરવાળે શૂન્ય આવે.

વળી બીજી મુદ્દાની વાત એ છે કે એવું બંધારણ પણ આપણને ન જોઇયે કે જેમાં અંગ્રેજી તાલીમબાજોનુંજ કામ મુખ્યત્વે ચાલે. અને તેઓ આપણા ઉપર તેમના દુરાગ્રહો ઠોકી બેસાડે. ફેડરેશન અથવા રાજ્યો અને પ્રાંતોના સંઘનો વિચાર આ કારણથી ઠીક છે. દરેક પ્રાંત જેમ વધારે સ્વતંત્ર હોય, તેમ વધારે ઠીક. અને તેમાં તે તે પ્રાંતની ભાષા સહેલાઇથી પ્રાધાન્ય ભોગવી શકે. આખા દેશની મહાસભા તો બહુ જરૂરની બાબતોમાંજ હાથ ઘાલે. એવી મહા-

સભામાં તો ઘણુંખરૂં હિંદી, ઉર્દુ, મદ્રાસી, બંગાળી વિગેરે બધી ભાષાઓનું પ્રદર્શન થવાનું. એટલે અંગ્રેજીના બડેખાંઓનું એમાં સ્વાભાવિક રીતે સામ્રાજ્ય જામે. બીજાઓનું ટટ્ટુ બહુ ચાલવાનું નહિ. માટે ભાષાને અનુસરીને દેશના પ્રાંતો થાય, પ્રાંતોની રાજ-સભાઓમાં પ્રાંતીય ભાષા મુખ્યત્વે ચાલે અને પ્રાંતોને પોતપોતાની વિશિષ્ટ સંસ્કૃતિને અનુસાર બધી વ્યવસ્થા કરવાનો હક્ક રહે, એવું બંધારણ આપણને બહુ જરૂરનું છે. ભાષાનો મુદ્દો ન્હાના જેવો લાગે પણ એ ધ્યાનમાં રાખવાનું છે કે એવી ન્હાની દેખાતી બાબતો ઉપર ઘણીવાર પ્રશ્નોનો અને ચર્ચાનો મદાર રહે છે. વળી પાછું હવે તો મત ઉપર ધોરણ રહ્યું. એક મતને સારૂ પણ સારી વાત મારી જાય.

આપણે ઉપર સૂચવ્યું કે પ્રજાસત્તાક તંત્ર એકંદરે સારૂં નથી અને આપણા જેવા દેશને સારૂ તો વધારે અઠીક છે. અત્યારે વાયરો પ્રજાસત્તાક તરફનો છે, માણસનો માણસ ઉપરથી વિશ્વાસ ઓછો થઈ ગયો છે, સૌને અમે પણ કાંઈક છિયે એમ દેખાડવાની હોંશ હોય છે. આ બધાં કારણોથી નેતાઓ એ તરફ ઉલટયા છે. મુદ્દો એ છે કે રાજ્ય પ્રજા-સત્તાક હોવાની જરૂર નથી, પણ પ્રજાહિતાર્થ હોવાની જરૂર છે. અને તેથીજ ઈટાલીમાં પ્રજા મુસોલિનીને માને છે. રશિયામાં તો 'ડિકટેટરશીપ' કુલમુખત્યારીનો સિદ્ધાંતજ ચાલુ છે. હિંદુસ્થાન પણ ૧૯૨૧ માં હતું તેમ અત્યારે પણ ગાંધીજીને કુલમુખત્યાર કરવા તૈયાર છે. આપણે તો એકંદરે આપણા જૂના કાયદા, જૂની પંચાયતો, જૂનાં મહાજનો અને જૂના કરવેરાની પદ્ધતિઓ જોઈયે. કાંઈ ખાસ ફેરફાર કરવા જેવો હશે, તે આપણે કરી લઈશું. રોજ રોજ નવા કાયદા ને વકીલરાજ ને પોલિસરાજ આપણે ન જોઈયે. લોકોને જોઈયે છે સુખ શાંતિ ને સોંઘવારી. એ પણ ન્હાનો સૂનો મુદ્દો નથી. એના સીધા ને આબાદ પ્રયત્ન જરૂરના છે. લોક-

હિતની ખરી ઈચ્છાનું એ 'એસિડ ટેસ્ટ' છે, પરીક્ષા છે. લોકો પાસે યુક્તિપ્રયુક્તિથી અને પ્રતિનિધિસંસ્થાઓ દ્વારા એમનાં હાથ મ્હોં બાંધી લઈ પૈસા કઢાવવા એજ અત્યારની નવી નીતિની રમત છે. પરદેશી, દેશી, સૌની. એમાં લોકોએ ના પાડી કે એમના ટાંટિયા ઢીલા. પણ એટલી દૃઢતા રહેવી મુશ્કેલ પડે છે. કોઇનો કાંઈ સ્વાર્થ અને અને કોઇનો કાંઈ સ્વાર્થ હોય. આ સગવડ તમારાજ લાભને અર્થે છે, ઈત્યાદિ બધું કહેવાવાનું અને આપણે પણ તેમાં હાજ કહેવાના—જો વિલાયતી શેઠ્મીનીને આપણે નવગજના નમસ્કાર નહિ કરિયે તો. મજૂરોનો દહાડો પણ સોંઘવારીથી વળશે, એવો હડતાળોથી અને મજૂરી વધ્યાથી વળવાનો નથી. જુઓ ને કારકુન મહેતાજીઓ ઇત્યાદિના પગારો ઘણાયે વધ્યા છે, પણ એમની હેરા-ગતિ કેટલી બધી છે? સોંઘવારી જૂની રાહરશમ ઉપર ઉતર્યા વિના આવવાની નથી. બળવાન રજોગુણની વાસનામાંથી જન્મેલું નવું અજબ અર્થતંત્ર કઈ રીતે કામ કરે છે એ સમજવું મુશ્કેલ છે પણ તે કેવું કાર્ય કરી રહ્યું છે તે જોવું મુશ્કેલ નથી. અમથા ધમપછાડા કરવા નકામા છે. બાવળના બીમાંથી આંબો ક્યાંથી ઉગે?

નવા ચક્કરની બધી રમત અને ખુબી કાયદાબાજીમાં છે. આપણા લોકો ઘણા વિચાર કરે કે આમ હોય તો ઠીક ને તેમ હોય તો ઠીક. પણ વકીલ પાસે જાય ને તે બતાવે કે કાયદો આમ છે કે તેમ છે, એટલે આપણા હાથ હેઠા. આ નવી સ્થિતિ ઘણે અંશે નવા કાયદાઓને આભારી છે. માટે તે કાયદાઓને પણ આપણે ધીમે રહીને રૂકશદ આપવી પડશે. કાગળનું નાણું, મ્હોટા મ્હોટા કરો, વકીલોનાં વતન એ બધું કાયદાથી જ ચાલે છે ને? આ કાયદા ઘડવામાં કોણ? કહેવાતા પ્રતિનિધિઓ. મૂળમાં જુઓ કે બધા લોકોને, પ્રત્યેક વ્યક્તિને કે કુટુંબને—પ્રતિનિધિ મોકલવાનો હક્ક નહિ. જેને હક્ક હોય, તે બધા કાંઇ મત આપવા જાય નહિ. ચુંટાયેલા હોય તે બધા

બધે વખતે હાજર રહે નહિ. જે ગયા હોય, તેમાં જેની બહુમતિ થઈ આવી તેનો કક્કો ખરો થઇ જાય. આમાં વાસ્તવિક રીતે લોકોનો મત ક્યાં રહ્યો ? આમ ડીંગેડીંગ ચાલ્યે જાય છે ને લોકોને નામે કાયદા ઘડાય છે ને ચાલે છે અને લોકો બિચારા પીલાયે જાય છે. લોકોના હાથમાં હોય તો તેઓ આમ કરોડો રૂપિયાનાં ખર્ચ આવા ગરીબ દેશના રાજકારભારમાં રાખે ખરા ? પણ આ તંત્ર તો એવું છે કે વાસ્તવિક રીતે નથી પ્રજાસત્તાક કે નથી પ્રજાહિતાર્થ. આ તો ધનિકસત્તાક છે. વગર કૌંસિલોએ લોર્ડ અરવિન સાહેબ પણ એકલા પોતાની જવાબદારીપર રાજ્ય ચલાવે, તો મ્હને ખાતરી છે કે રાજ્ય વધારે સારૂં ચાલે. અને આપણાથી પૂછાય તો ખરૂં. આ તો ઝંખે ઝંખે ચાલે છે. કોના બાપની દિવાળી ?

આટઆટલા ખર્ચનો બોજો હિંદને માથે છે તેનું કારણ એક એ છે કે રાજ્યના અમલદારોને ભરપટ્ટે પગારો કરી દીધા છે. અલબત્ત પરાયી સરકારની રાજનીતિનું એ એક આવશ્યક કે ઉપયોગી તત્ત્વ ગણાય. પણ હિંદના સ્વરાજ્યમાં એ આવશ્યક નથી. ઉલટું એ જરૂરનું છે કે હિંદની સરેરાશ આવકની જોડે પગારનો પણ કાંઇક મેળ હોવો જોઇયે. પણ એમ થવામાં ઘણાને પોતાની તળે રેલો આવે છે. એટલે કોઈ મગનું નામ જ પાડતું નથી. બીજી મ્હોટી વાતો બંધારણો ઈત્યાદિની કરે છે, પણ આ મુદ્દાની વાત થોડા જ કરે છે. બધે ય વાણિયાશાહી નીતિ પેશી ગઈ છે. કોથળીને અસર થયા વિના બધી વાત કરો. કોથળીમાં ભાર વધે એવું કાંઈ કરવું હોય, તો ખુશાથી કરો. એટલે જ આપણે જોઇયે છિયે કે અદાલતો, હાઇકોર્ટો, યુનિવર્સિટીઓ વધે છે. નવી મ્હોટી મ્હોટી સ્કીમોની સૂચના કરો કે તે ઉપાડી લેવાય છે. જેટલી પૈસા વધારે ખર્ચવાની બાબતો હોય તેમાં જરા યે ના નથી. તમારા ક્રાયદાને અંગે તમારે જોઇતી હોય, તો કહો એટલી જ વાર. પૈસા આપવાની

તમારી વારે વાર. પણ ઓછું કરવાની વાત ન કરવી. પછી ન છૂટકે ઓછું કરવું પડે એમાં તો કોને કહેવાનું ?

પણ આ બધા વિચાર કરિયે છિયે ત્યાં વાત એ ને એ જ આવીને ઉભી રહે છે કે આપણું શિક્ષણ જ્યાં સુધી ન બદલાય, ત્યાં સુધી આપણા શોખો અને આપણી લાલસાઓનું જે રૂપાંતર થયું છે, તે બદલાવાનું નહિ. સૌને નવી કેળવણીએ અને તેમાં પોષાયેલા સિદ્ધાંતોએ નવા મોજશોખોને આધીન અથવા તેની તીવ્ર લાલસાવાળા કરી દીધા છે; લોકોમાં ધનની લોલુપતા વધારી દીધી છે; અને ટેક, નીતિ અને પ્રમાણિકતામાં એમને ઢીલા કરી દીધા છે. એટલે કોઈ માર્ગ હિંદુસ્થાનને સારૂ ઘણો સરસ છે, એમ નક્કી થાય, તો પણ તેને અનુસરવાનું મુશ્કેલ થઈ પડયું છે. માટે મ્હને તો ઘણીવાર એમજ લાગે છે કે આપણું શિક્ષણ બદલાયા વગર આપણો આરો નહિ આવે; અને આપણે નવા પૂરમાં હાથ અને પગ અફાળતા ડૂબકાં જ ખાધા કરવાના. આમાં બધી નિશાળો અને કૅાલેજોનો અભ્યાસક્રમ એકદમ બદલાઈ જાય, તોજ બને એમ પણ નથી. અલબત્ત એનું ઘડતર પણ નવી રીતે જ કરવું પડશે, પણ મૂળ આવશ્યકતા મ્હને તો એની લાગે છે કે આપણે નવી કેળવણીની ભૂલભુલામણીમાં અટવાઇને જે ઊંધા સિદ્ધાંતોને વળગી પડ્યા છિયે, તેને ઉંચકીને નીચે પછાડવા જોઇયે અને જે આપણા જૂના જબરજસ્ત સિદ્ધાંતો છે, તેને ડંકો વગાડીને આગળ વધારવા જોઇયે. એમાં ઢીલું પોચું રાખ્યું ને શરમાશરમીને આધીન થયા, કે ગયા. અને એવા ખરા મ્હોટા મૌલિક સિદ્ધાંતો એ જ પ્રજામાં મ્હોટાં પરિવર્તનોની ખરી જડ છે. મ્હોટા નેતાઓ અને ન્હાના નેતાઓ વચ્ચે ફેર જ એ છે કે ન્હાના નેતાઓ સમયના વાયરા જોડે ચાલે છે, અને મ્હોટા નેતાઓ વાયરાથી ન વવાતાં તેના સ્હામે પોતાનો નવો પડકાર ફેંકે છે અને વાયરાને પોતાની તરફનો વાળી દે છે.

ગાંધીજીએ શું કર્યું છે એ જ જુઓ. અત્યારના જબરજસ્ત મુડીવાદ અને વિલાસિતાની સ્હામે એમણે ખાદીનો પંથ ઉઠાવ્યો. પહેલાં જે હાના કરતા હતા તે પણ એ તરફ વળ્યા અને ખાદીના આદર્શના પ્રચારે આખા વાતાવરણને બદલી નાંખ્યું. કોઇને કહેવું નથી પડતું કે વૈરાગ્ય રાખો. છતાં એની મેળે ખાદીવડે વૈરાગ્ય દાખલ થઈ ગયો. શોખીની ઓછી થઈ. કપડામાં થઈ એને લીધે બીજે પણ થઈ; બૂટને બદલે ચંપલ આવ્યાં; અને એ પ્રમાણમાં બધુંયે સમજી લેવું. અલબત શોખીની તેમજ વિલાસિતા તો કેટલેક અંશે મનુષ્યસ્વભાવ સાથે જોડાયેલાં છે. અને અમુક સંજોગોમાં તે ભૂષણરૂપ પણ છે, પણ વૈરાગ્યનો આદર્શ ઉચ્ચતર છે અને તે આદર્શને ખાદીએ વ્યંજના વડે આગળ કર્યો છે. મ્હોટી મીલો નહિ પણ ડોશીઓ અને વણકરો પોતપોતાનાં નાનકડાં ઘરોમાં કાંતે અને વણે એનો અર્થ પણ શો છે? એ જ કે મીલો કરી મ્હોટી કોથળીઓ ભરવાની તમારી લોલુપતાને તોડી નાંખો. જેલમાં જઇને, લાઠીઓના માર ખાઇને કે બંદૂકોની ગોળીઓ ખાઇને ને તેની સાથે કેવળ અહિંસાત્મક રહીને સ્વરાજ્ય લાવવાના સિદ્ધાંતમાં પણ શું રહ્યું છે? એમાં પણ અત્યારસુધી જેને આપણા વિલાયતી વિચારોવાળા હસતા, તે યમ નિયમ અને તિતિક્ષાનો જ ડંકો છે, એમાં ધર્મ પ્રત્યે અને માનવહૃદય પ્રત્યેનો અનાહત વિશ્વાસ છે. એ વિશ્વાસની પાછળ એ વ્યંજના છે કે આપણા ભાઇઓ અંગ્રેજોનામાં પણ મનુષ્યોનાં હૃદયો છે અને આપણા આત્મભોગો અને આપણાં દુઃખો જોઇને એમનાં હૃદયો કોઈક દહાડો પણ પિગળ્યા વિના રહેવાનાં નથી. એ અહિંસાત્મક પ્રતીકારનો સિદ્ધાંત પણ અત્યારના પશુબળના તથા જડવાદના હિમાયતી સુધારાને સમજાય એવો નથી. અને સમજાય એવો નથી માટે જ એ એના ઉપર વિજયી થતો જાય છે. અલબત એ સિદ્ધાંતને અનુસરવામાં અનેક ભૂલો થતી હશે અને વ્યક્તિઓ અથવા સમૂહો

ગડબડ કરીને એ સિદ્ધાંતની બહાર પણ જતા હશે પણ તેથી એ સિદ્ધાંતનું માહાત્મ્ય અને એની તપસ્વિતા ઓછાં થતાં નથી.

સ્વરાજ્યને સારૂ આપણું મંથન એ ન્હાનાંસૂનાં કારણો ઉપર આધાર રાખતું નથી. પ્રત્યેક પ્રજાને પોતાની વિશિષ્ટ પ્રજાકીય ઉન્નતિ પૂર્ણ રીતે સાધવાને સારૂ સ્વરાજ્ય જોઇયે. આપણા જેવી સંસ્કારી પ્રજાને સ્વાતંત્ર્ય હોવું જોઇયે. આપણા હિંદુસ્થાન જેવડો મ્હોટો દેશ પરતંત્ર રહે, એ આખા માનવ સમાજને સારૂ શરમભરેલી વાત છે. હિંદુસ્થાનમાં વસતી આર્યજાતિ એ સમગ્ર માનવકુળની સુસંસ્કારી મ્હોટી બ્હેન છે, એની પરાધીનતા એ માનવકુટુંબને ન છાજતો અન્યાય છે; આંતરરાષ્ટ્રીયતાના યુગમાં ભારત જેવા દેશની પરાધીનતા એ એક અનૌચિત્ય (Anomaly) છે. આ બધાં મ્હોટાં કારણો છે, તથાપિ એને હું મુખ્ય મુદ્દા તરીકે આગળ કરતો નથી. આપણી સ્વરાજ્યનિષ્ઠાનું મુખ્ય કારણ પ્રજાના વ્યક્તિત્વની, વિશ્વબંધુત્વની કે આંતરરાષ્ટ્રીયતાની ભાવનાઓથી પણ વધારે ઉચ્ચતર ભાવનામાં સંક્રમિત થાય છે. જે સંક્રાંતિકાળમાં અત્યારે સમગ્ર માનવજાતિ આવી પડી છે, જે સમયે અર્જુનની પેઠે સંશયાત્માની દશામાં શું સાચું અને શું ખોટું, શું કરવું અને શું ન કરવું, એ વિષેના માર્ગોમાં માનવજાતિ જાણે દિઙ્મૂઢ થઈ ગઈ છે. જે વખતે સમરાંગણમાં એક તરફથી એ લડવાને તૈયાર થઈ ગઈ છે, અને બીજી તરફથી શાંતિને સારૂ યુદ્ધ બંધ કરવાને સારૂ એ હાથ પછાડી રહી છે, તે સમયે જગન્નિયંતાએ આપેલા સનાતન સત્યના સંદેશ એની પાસે લઈ જવાને સારૂ ભારત વિના કિયો દેશ યોગ્ય થઈ શકશે ? તે કાર્ય ભારત કરે તેની પ્રતીક્ષા દુનિયાં કરી રહી છે. પણ એની પરાધીનતા એજ સમગ્ર માનવજગત્‌ની શાંતિ, તુષ્ટિ અને પુષ્ટિની ઐકાંતિક પ્રેરણા આપવાના એના એ મહત્ કાર્યમાં બાધક થઈ પડી છે. એ પરાધીનતાને ટાળવામાં ભારતનું સ્વાસ્થ્ય

તો છે જ, પણ તેને સારૂ સહાયતા કરવામાં દુનિયાંની સર્વ પ્રજાઓનું તેમજ અંગ્રેજોની પ્રાચીન ધાર્મિક સંસ્કૃતિનું પણ હિત સમાયેલું છે. ભારતના સ્વરાજ્યની આ વિશદ ભાવનામાં કોઇનો તિરસ્કાર નથીઃ કોઈ પ્રત્યેના દ્વેષને સ્થાન નથીઃ કોઈના વાસ્તવિક કલ્યાણનું ખંડન નથીઃ પણ મનુષ્યજાતિના વિશિષ્ટ તાલબંધ સાધવાના એક મહા પ્રયત્નનું એમાં પ્રસ્થાન છે.

આપણે પણ સમજિયે કે **સ્વરાજ્યમાં** જ આપણા કર્તવ્યની પર્યાપ્તિ નથી. **સ્વરાજ્યથી** તો આપણી ભૂમીના વિશિષ્ટ કર્તવ્યનો—માનવકુટુંબ પ્રત્યેના આપણા વિશિષ્ટ કર્તવ્યનો આરંભ થશે. અને એ જવાબદારી સમજીને જ આપણે આપણી સર્વ ક્રિયા પ્રક્રિયાઓમાં ઉદ્યુક્ત થવું જોઇયે. પૃથ્વીના ચિત્રપટ ઉપર જોઈશું તો **સ્વરાજ્ય** તો ઘણી પ્રજાઓને છે. છતાં તેમાંની કેટલીક દુઃખી પણ છે, નમાલી પણ છે. પતિત પણ છે. સ્વરાજ્ય જોડે સુરાજ્ય પણ આપણે જોઇશે જ. અને એ સુરાજ્યને સારૂ આપણી સંસ્કૃતિનો માર્ગ એજ નિષ્કંટક રાજમાર્ગ છે. એમાં પુનર્વિધાનની જરૂર નથી. એનાં વિધાનો પુરાતન છે. એમાં જીવન છે, શક્તિ છે, પ્રતાપ છે. એમાં નવજીવનની ચેતના, સત્ય ધર્મ અને પૂજ્યની પૂજા છે; તથા અગાધ, અનંત આનંદમય શક્તિ એમાં વિરાજે છે. એ સંસ્કૃતિના મહામાર્ગે સુસ્વરાજ્યને પણ આપણે સાધિયે અને સ્વરાજ્ય પછી પણ એ સંસ્કૃતિ વડે માનવ જાતિના કલ્યાણની સિદ્ધિમાં કાંઇક ભાગ લેવાનો આપણે પ્રયત્ન કરિયે. અત્યારની પરાધીનતામાંથી આપણી પ્રાચીન સંસ્કૃતિઓવાળા સ્વરાજ્યમાં આપણું સંક્રમણ થાય એ ભાવના કિયા વિચારશીલ દેશભક્ત ભારતવાસીને પ્રિય ન હોય ? આપણે સમજીયે કે **સ્વરાજ્ય** કે સુરાજ્ય એ પણ પરમ ધ્યેય નથી, પણ માનવ જીવનના ઉદાત્ત ધ્યેયોને સાધવાનું એક સુદૃઢ અને એકાંતિક સાધન છે. એ સાધનની સં-ક્રાન્તિનો આ સમય છે. માત્ર ક્રાન્તિ નહિ પણ આપણી પાવન સંસ્કૃતિભરી ક્રાન્તિને આપણે ઇચ્છિયે છિયે.

# સ્વરાજ્ય ને સંસ્કૃતિ.

---

## મંગલ

स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः ।

ઇરા—બ્રહ્મવિદ્યા—ને ધારણ કરનાર યશઃપૂર્ણ દેવ આપણને અવિનાશિત્વ આપો.

स्वस्ति नः पूषा विश्ववेदाः ।

નિઃશેષજ્ઞાનવાન્ સર્વપોષક દેવ આપણને અવિનાશિત્વ આપો.

स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः ।

અહિંસા જેનું આયુધ છે તથા જેના રથના ચક્રની ધારા અમોઘ છે, એ પ્રકાશમાન દેવ આપણને અવિનાશિત્વ આપો.

स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥

પ્રતાપી દેવોનું રક્ષણ કરનાર વિદ્યાવિધાયક આપણને અવિનાશિત્વ આપો.

ઋગ્વેદ, અ. ૧, અ. ૬, વ. ૧૫, મં. ૬.

---

# પ્રજા અને રાજ્ય

પ્રજાને અર્થે રાજ્ય છે, રાજ્યને અર્થે પ્રજા નથી.

રાજ્ય પ્રજાના હિતને અર્થે છે,—તેનાં સંરક્ષણ, સંવૃદ્ધિ, સુવ્યવસ્થા અને સુસંસ્કારને અર્થે.

માનવ જગત્માં તેમ ઇતર જગત્માં સર્વત્ર અનેક શક્તિઓ પોતાની પ્રભા અજમાવી રહી છે. તે સર્વ શક્તિઓ જેને અધીન વર્તે છે, એવો જે સમ્રાટ્ તેને વિશ્વનિયામક વિરાટ્ કહિયે. એ આ જગત્ના રાજ્યનો પરમ શાસક.

આપણી નાડીઓમાં રૂધિર ચાલે છે, તે આપણી ઇચ્છાથી ચાલતું નથી: એની ઇચ્છાથી ચાલે છે. વિશ્વના માર્ગોમાં તારકો અને ગ્રહો પ્રવર્તી રહ્યા છે, તેનો નિયંતા પણ એજ છે.

વિશ્વ એ એક મહાસમ્રાટ્નું મહારાજ્યતંત્ર છે.

એ રાજ્યતંત્રમાં એક રાજા છે. એ રાજા સમગ્ર ઐશ્વર્ય, ધર્મ, શ્રી, કીર્તિ, વૈરાગ્ય અને જ્ઞાનથી પરિપૂર્ણ છે. દેવો એ એના મંત્રીઓ અને કાર્યવાહકો છે.

સનાતન સત્ય, એ સમ્રાટ્ પ્રતિ ભક્તિ અને સદાચરણ એ ત્રણેને કેન્દ્રિત કરતો વિશ્વનિયામક ધર્મ એ એનો કાયદો છે.

સર્વ જીવો એની પ્રજા છે.

સ્વભાવ, વાસના અને સંસ્કાર અનુસાર, જીવ જે જે સત્કર્મ અથવા દુષ્કર્મ કરે, તેને યથાયોગ્ય લાભ વા દંડ એ આપે છે.

સકામ સત્કર્મનું ફળ સુખ, નિષ્કામ સત્કર્મનું ફળ આનંદ ને શાંતિ; દુષ્કર્મનું ફળ દુઃખઃ—એ એનો કાયદો: એનું પ્રધાન શાસનતંત્ર.

એ શાસનતંત્ર આપણી વિશ્વદૃષ્ટિમાં સ્વતઃસિદ્ધ છે. બુદ્ધિ અને અનુભવને પણ એ સુસિદ્ધ છે.

આપણા માનવજગતમાં દશ્યમાન થતા દૈવી શાસનગ્રંથો, મહર્ષિઓની સ્મૃતિઓ અને બુદ્ધ, ઈત્યાદિ ધર્મપ્રચારકોનાં સદ્બોધનો એ સૌ વિરાટ્નાં વિધાનોનાં છાયાચિત્રો.

જેમ બ્રહ્માંડમાં તેમજ પિંડમાં ને પૃથ્વીમાં.

આપણી દુનિયાંનો પણ વાસ્તવ સમ્રાટ્ તો એજ. બીજા બધા આવ્યા ને ગયા, આવશે ને જશે. એ પણ એને જ આધીન. સમગ્ર વિશ્વ એકતંત્ર છે, એટલેજ માનવને તેમાં વિશ્વાસ છે.

એ સમ્રાટ્ પરિપૂર્ણ છે. એના પ્રધાનો પણ અતુલ શક્તિધરો છે. આપણે મનુષ્યો અપૂર્ણ છિયે, દુર્બલ છિયે, સ્ખલનશીલ છિયે. એટલે આપણાં રાજ્યો એવાં જ રહેવાનાં.

તથાપિ દૈવી આદર્શો વડેજ આપણે રાજ્યને વધારે કલ્યાણમય બનાવી શકિયે, બનાવિયે. રાજા અને પ્રજા બન્નેના સહકારથી એ આદર્શની સિદ્ધિ થઇ શકે.

પ્રજાની ભાવના કે શક્તિની સામુદાયિક અભિવ્યક્તિ તે રાજ્ય. જ્યારે એ ભાવનામાં પરસ્પર વ્યાઘાત થાય, અથવા એ શક્તિનો દુરુપયોગ થાય, અથવા એ ભાવના દુષ્ટતાથી પાપના માર્ગમાં ધસે ત્યારે એ રાજ્યની શક્તિ ખંડિત થાય. કદાચ એનો વિનાશ પણ થાય.

રાજ્યની ભાવના અને સર્વોપરિ શક્તિ જે એક વ્યક્તિમાં મૂર્તિમન્ત થાય તે રાજા. એ એક વ્યક્તિ કેવળ એક મનુષ્યમાત્ર હોય અથવા અનેક મનુષ્યોની સંસ્થારૂપ હોય.

પહેલી પ્રજા પછી રાજા, પછી રાજ્ય.

રાજા અને રાજ્ય એ માનવસમૂહમાં સ્વાભાવિક છે. એ દૈવી હોય, માનુષી હોય, અથવા આસુરી હોય: એટલે સાત્વિક, રાજસી કે તામસી હોય.

દૈવી રાજ્ય સર્વદા, સર્વથા અને સર્વત્ર ઇષ્ટ.

માનુષી રાજ્યને નિયમનની સર્વદા જરૂર પડયા કરે, તથાપિ તેનાં સ્ખલનો મનુષ્યસ્વભાવને સ્વાભાવિક હોઈ ક્ષમ્ય ગણવાં પડે.

આસુરી રાજ્ય પ્રજાના અહિતમાં અને વિનાશમાં પ્રવર્તે. એટલે તે અનિષ્ટ રાજ્યનો ક્રમશઃ કે ક્રાન્તિથી વિનાશ થાય.

શ્રી રામચન્દ્રનું રાજ્ય એ દૈવી રાજ્ય. દૈવી રાજ્યમાં આદર્શ રાજા હોય. ધર્મ એજ શાસનતંત્ર—કાયદો–હોય; સમાજનું યથાર્થ વ્યવસ્થાપૂર્વક નિયમન હોય. રાજ્યમાં અપરાજીત શક્તિ હોય. પ્રજા સુવિદ્યાન્વિત હોય, સશક્ત હોય, સમૃદ્ધ હોય, સ્વધર્મનિષ્ઠ હોય, શાંત હોય, સુખી હોય.

યજ્ઞશીલ સમ્રાટ્ બલિનું રાજ્ય, રાણા પ્રતાપનું રાજ્ય, કે શિવાજીનું રાજ્ય કે સમ્રાટ્ અકબરનું મહારાજ્ય યવનેશ આર્થરનું મનોરાજ્ય, અથવા સમ્રાટ્ શાર્લમૈનનું મહારાજ્ય એ સૌ દૈવી રાજ્યની છાયાઓ.

ગુજરાતના સિદ્ધરાજનું રાજ્ય કે વિક્ટોરિયા રાણીનું રાજ્ય એ માનુષી રાજ્યો. એમાં સારૂં ખોટું બન્નેયનું મિશ્રણ—અને એ

મિશ્રણમાં ભૂલો પણ મ્હોટા પ્રમાણમાં હોવાથી, તેમાં વખતો વખત અને સ્થળે સ્થળે સુધારણાની આવશ્યકતા.

દાનવ હિરણ્યકશિપુનું કે વેન રાજાનું કે કંસ નૃપતિનું અથવા ટાર્કિવનનું રાજ્ય એ આસુરી રાજ્યો. એમાં ધર્મના, સદાચારના અને સુસંસ્કૃતિના મૂળમાં કુઠારાઘાત થાય, પ્રજા અસંતુષ્ટ થાય, અધીરી થાય અને સુમર્યાદાઓનો ત્યાગ કરવા માંડે.

માનુષી રાજ્ય જ્યારે ઇશ્વરપ્રેરિત સનાતન ધર્મોની ભાવનાઓ, ગ્રંથો કે આદર્શોને યથાશક્તિ અનુસરે, ત્યારે તે પ્રશંસનીય થાય ને સુશાંત, સુબદ્ધ અને સુરક્ષિત રહે.

જ્યારે એ મર્યાદાઓનો તે ત્યાગ કરે અથવા એને ખોળંભે નાંખે, જ્યારે પ્રજાના આદર્શો અસ્ત વ્યસ્ત થઈ જાય, જ્યારે પ્રજાનું શિક્ષણ, ભૂલો, ભ્રમણાઓ અને ભ્રાન્તિઓનો ભંડાર બની રહે, ત્યારે પહેલી વિચારની અવ્યવસ્થા થાય, પછી આચરણની અવ્યવસ્થા થાય, પછી ક્રાન્તિ થાય. ફ્રાન્સના '૮૯ના બળવા વખતે અને રશિયામાં છેલ્લા ઝાર ઉપરના આક્રમણની ક્રાન્તિ સમયે એ સ્થિતિ હતી. અત્યારે ચીનમાં, ભારતમાં તેમજ થોડીઘણી ઈંગ્લાંડમાં પણ એજ દશા નથી શું?

મનુષ્યો જાણે કે મંથન કરીને મુક્તિ મેળવિયે.

મંથનમાં પહેલું તો ઝેર જ નીકળે. પછી કદાચ રત્નો પણ નીકળે. જો એ મંથન સારા વિધાયકોના હાથમાં હોય તો.

સર્વ મંથનોનો ધાતા અને વિધાતા પ્રભુ છે. આપણાં માનવ હ્રદયો આશા રાખે છે કે આપણા સર્વ મંથનોમાંથી કાંઈક સારૂં નવનીત નીકળી આવશે.

અથવા એમ પણ બને કે મંથનનાં બે જાતનાં ફળો—સારાં અને ખોટાં. પુણ્યવાનને સારાં ફળ પ્રાપ્ત થાય. પાપનિષ્ઠને ભાગે એ ન આવે.

સાર અને ઉપસંહાર પણ એટલા માટે એજ કે સદાદર્શોનો, સદ્ધર્મનો, સત્યનિષ્ઠાનો અને સંયમનો માર્ગજ સર્વથા, સર્વદા અને સર્વત્ર વિધેય—વ્યક્તિને માટે તેમજ સમષ્ટિને માટે, રાજ્યસત્તાને માટે તેમજ પ્રજાકીય સંસ્થાઓને માટે, એકતંત્ર કે બહુતંત્ર, સ્વદેશી કે વિદેશી સર્વ પ્રકારની રાજ્યસત્તાઓને માટે પણ એજ.

એ મહામાર્ગ વડેજ રાજ્યની ભાવના અને સંઘટના સફલ થાય, કૃતાર્થ થાય: રાજ્ય એ સુરાજ્ય બને.

એ મહામાર્ગની પ્રધાન પ્રકાશશક્તિ તે યજ્ઞભાવના. પ્રજાના આદિ સમ્રાટ્નું એ વિધાન:

अनेन प्रसविष्यध्वमेष वो स्त्विष्टकामधुक् ।



# સ્વરાજ્ય એટલે શું?

'સ્વરાજ્ય' શબ્દનો અર્થ હજી પ્રવાહી છે. એટલે જે બીબામાં એ ગોઠવાયો હોય, તેના જેવો એ દેખાય છે. પણ ઘણાખરા ચાલતા શબ્દોની પેઠે એનો અર્થ આપણા મનમાં બરાબર રમી રહ્યો છે. પ્લેટોનો એક એવો સિદ્ધાંત હતો કે આપણી દુનિયાંના પદાર્થોની એક દૈવી મૂર્તિ હોય છે, જેને આપણે જોઇ શકતા નથી; એ અલૌકિક હોય છે અને એ નામવાળી દુનિયાંની બધી વસ્તુઓ પેલી દૈવી મૂર્ત્તિની માત્ર છાયાઓ છે: લૂલી, પાંગળી, ભાંગી-તૂટી અડધીપડધી નકલો છે. એમ સ્વરાજ્યનું પણ કહી શકાય. એ સ્વરાજ્યનો આદર્શ આપણી દુનિયાંમાં આપણને કદાચ અપ્રાપ્ય પણ હોય; પણ એ આદર્શની કલ્પના, એની સુંદર મનોહર મૂર્તિ, આપણા મનોરાજ્યમાં આપણી દૃષ્ટિ પાસે રહે, તો તે પણ ઓછું નથી.

'સ્વરાજ્ય' શબ્દ અત્યારે તો ચલણી નોટ જેવો થઈ ગયો છે. નોટ ઉપર જેમ આટલા કે તેટલા રૂપિયા આપવાનું વચન આપવામાં આવેલું હોય છે, પણ આપણે તેને તેટલા રૂપિયા બરાબર ગણીને જ વ્યવહાર કરિયે છિયે, તેમ અત્યારે સ્વરાજ્યનો વાયદો છે પણ ઘણા લોકો તો સ્વરાજ્ય આવી ગયેલું જ માને છે. સ્ત્રીઓ, સરઘસો, પ્રભાત ફેરીઓ વિગેરેમાં જવા લાગ્યા પછી કેટલાક કહે છે કે સ્ત્રીઓને સ્વરાજ્ય મળી ગયું છે. વિદ્યાર્થીઓ પણ હડતાળોને અંગે પોતાની હાયેહા ઘણીવાર ભણાવે છે, એટલે એમને પણ અડધું પડધું સ્વરાજ્ય મળી ગયેલું કોઇ કહે તો તેમાં ખોટું નહિ. વળી ઉમ્મર-લાયક થયા પછી વડીલોને માનવા ન માનવાના વિષયમાં નવા શાસ્ત્રાર્થો નિકળ્યા છે, એટલે એ રીતે પણ ઘણાઓએ સ્વરાજ્ય લઈ લીધું છે. મજુરવર્ગ અને નવજુવાનો તો, સ્વરાજ્ય જ ચાલે

છે, એમ માનતા જણાય છે. કેમકે, કલકત્તાની કૉંગ્રેસમાં મજૂરોનું મ્હોટું લશ્કર કૉંગ્રેસનો મંડપ પોતાનો હોય ને એમ પૂછ્યા ગાછ્યા વિનાજ દાખલ થઈ ગયેલું. અને લાહોરમાં નવજુવાનો તો કૉંગ્રેસ બરાબર ન ચાલે તો એને પણ પત ન કરવા તૈયાર થઇ ગયા હતા. ઠીક થયું કે કૉંગ્રેસે સ્વરાજ્યનો ઠરાવ કર્યો એટલે બાંધી મૂઠી લાખની રહી. ગાંધીજી તો સ્વરાજ્ય આપણા હાથમાં જ છે, એમ કહે છે.

કેટલાક લોકો કહે છે કે આગળ કે પાછળ પૂંછડું હોય, તો મહિમા વધે. એ ખરી વાત છે કે સર વિગેરેના ઇલ્કાબ આગળ લગાડવાથી કેટલાકનું સરકારમાં માન વધે છે; અને કેટલાક બી. એ., એમ. એ. વિગેરે ઉપાધિઓથી પણ જરા વધારે ગવાય છે. પણ આ સ્વરાજ્યના વિષયમાં આગળ કે પાછળ વિશેષણો લગાડવાથી સ્વરાજ્યનો મહિમા ઉલટો ઓછો થાય છે. ઘણાને યાદ હશે કે પહેલાં પણ સંસ્થાનિક સ્વરાજ્ય ઇત્યાદિ સંબંધે કૉંગ્રેસમાં જબરી વાટાઘાટ થયેલી ત્યારે એકલા સ્વરાજ્ય શબ્દથી બધી તકરારોનું સમાધાન થયું હતું. હમણાં પણ સંપૂર્ણ સ્વરાજ્ય એ બે શબ્દ થયા ત્યારથી વાત વકરી છે. એટલે આપણે કહી શકિયે કે જેમ, માણસ એકલો હોય, ત્યારે સ્વતંત્ર બેપરવા ફરે છે, પણ જ્યાં એને બાયડી છોકરાં વળગ્યાં કે બિચારો ગુંચાઈ જાય છે, તેમ સ્વરાજ્ય શબ્દ પણ એકલો હોય, ત્યાં સુધી એની લહેર જૂદી છે.

'સ્વરાજ્ય' શબ્દને સારૂ અંગ્રેજીમાં 'સ્વરાજ' શબ્દ વપરાય છે અને લોકો પણ ઘણાખરા સ્વરાજ જ કહે છે. 'સ્વરાજ્ય' તો થોડાજ કહેતા હશે. મૂળ સંસ્કૃતમાં જોઇયે તો શબ્દ 'સ્વારાજ્ય' છે અને એનો અર્થ એ છે કે બધી રીતે પોતાનું રાજ્ય. 'સ્વરાજ્ય' શબ્દ પણ ખોટો નથી. ભારતનું સ્વરાજ્ય એટલે ભારતનું પોતાનું રાજ્ય. વળી પોતાના સંસાર ઉપર પોતાના પુણ્ય આત્માનું રાજ્ય એ અર્થ પણ 'સ્વારાજ્ય' શબ્દનો છે.

'સ્વરાજ્ય' શબ્દ આટલો બધો લોકપ્રિય થયો છે, તેનું કારણ એ છે કે લોકોને એનો મુખ્ય મુદ્દો બહુ ગમી ગયો છે. 'સ્વ' એટલે પોતાનું: પારકું નહિ તે. અત્યારે બ્રિટિશ રાજ્ય છે તે પરરાજ્ય અને હવે લોકોને જોઇયે છે સ્વરાજ્ય. પોતાનું રાજ્ય શા માટે જોઇયે છે, જોઇયે કે નહિ ઈત્યાદિક પ્રશ્નોમાં આપણે અત્યારે ઉતરતા નથી, પણ એમને જોઇયે છે એ ખરી વાત. એમ પણ છે કે હરકોઈ માણસને પોતાના દેશમાં પોતાના જ માણસો રાજ્ય કરતા હોય, એમ સ્વાભાવિક ઇચ્છા રહે, તો પછી અંગ્રેજ સરકારે તો આપણને ભણાવ્યા ગણાવ્યા, સ્વતંત્રતાને ચાહતાં શીખવ્યું. એટલે લોકોને અને મુખ્યત્વે કરીને ભણેલાઓને એની તીવ્ર ઈચ્છા થાય, એમાં કાંઇજ નવાઇ જેવું નથી. અને અંગ્રેજ લોકોથી પણ પોતાનો જ એ પંથ રહ્યો, એટલે એની ના પણ પડાય એવું નથી. વાત અટકી છે એટલેથી કે એક કહે છે કે, અમારે સ્વરાજ્યનો લાડુ હમણાંને હમણાં જોઇયે ને બીજા કહે છે કે ભાઈ, હમણાં એકદમ આ દળનો લાડુ ભારે પડી જશે, માટે જરા ધીરજ રાખો. તમને આપીશું ખરા પણ જરા વાર છે. દરમ્યાનમાં કેટલાક એમ પણ કહેવા લાગ્યા છે કે—અમને અપચો થશે, તેમાં તમારે શું? અને બીજી તરફથી કેટલાક એમ કહે છે કે આ વિલાયતી સ્વરાજ તો લક્કડનો લાડુ છે, ખાય તેય પસ્તાય ને ન ખાય તેયે પસ્તાય. એ 'દિલ્હીકા લડ્ડુ' વિનાજ ચાલવા દો. અલબત્ત આ લાડુ બાબતની આગાહીઓમાં કોની વાત સાચી પડશે, એ ભવિષ્યવાણી ભાખવાનું કામ આપણું નથી. એક્કી સાથે તેત્રીસ કરોડના જોશ જોવા અઘરા છે.

હવે આપણે સ્વરાજ્યનો આદર્શ—કે સ્વરાજ્યની ભાવનામય મૂર્તિ જેને કહિયે, તેની કલ્પના કરિયે. એમ કરવામાં સ્વરાજ્ય એટલે શું ખરૂં અને શું નહિ, એટલી બે બાબતો આપણે જોવાની. એક વાત તો એમાંની આપણે કહી ગયા કે સ્વરાજ્ય એટલે પરરાજ્ય નહિ; આપણા લોકોનું જ રાજ્ય: પછી તે એકનું હોય કે અનેકનું

હોય. આટલો તો એ શબ્દનો મૂળ મુદ્દો. પણ આપણા લોકોનું રાજ્ય એટલે કાંઇ સારૂં જ રાજ્ય એમ નક્કી નથી. કારણકે આપણામાંયે બધી જાતના લોકો હોય, પાંચ સારાયે હોય, પાંચ સામાન્યે હોય, અને પાંચ એવાયે હોય. એટલે સ્વરાજ્ય પછી સુરાજ્યની આવશ્યકતા તો રહેવાની. પણ આપણે જો સ્વરાજ્યનો વિશાળ અર્થ લઇયે, તો એમાં અનેક પ્રકારની વ્યંજનાઓ જોઈ શકાય, અને તે વ્યંજનાઓ તરફ આપણે દૃષ્ટિ કરિયે.

ભારતનું અથવા કોઈ પણ દેશનું 'સ્વરાજ્ય' એટલે તે દેશના લોકોના હિતને અર્થે તેમની સંસ્કૃતિના આદર્શો મુજબ, તે દેશની રીત પદ્ધતિઓને અનુસરીને, તે દેશના સારા માણસોદ્વારા તે દેશનું રાજ્યઃ તેને આપણે તેનું સ્વરાજ્ય કહિયે. હવે જુઓ કે દેશના હિતને અર્થે જો રાજ્ય ન હોય, અને દેશના માણસોની એક ટોળી પોતાની ઇચ્છા પ્રમાણે રાજ્ય કરે તો તે પણ બરાબર નહિ. આપણે કહિયે છિયે કે પરાઈ સત્તા નીચેનું સુરાજ્ય તે સ્વરાજ્યની ગરજ સારી ન શકે. એનો મુદ્દો એ છે કે એ ભાગ્યેજ સુરાજ્ય હોઇ શકે, કેમકે એનો સ્વાર્થ જૂદો હોય અને દેશનો સ્વાર્થ જૂદો હોય; પણ બીજી તરફથી એમ પણ બને કે દેશના જ માણસો કામ કરતા હોય, છતાં એવો ગોટો વાળે કે કહેવાની વાત નહિ. માટે દેશના હિતમાં રાજ્ય હોવું જોઇયે, એ મુખ્ય મુદ્દાની વાત છે. જો કે હિત શેનું નામ એ નક્કી કરવું કોઇક વાર અઘરૂં પડે છે ખરૂં, પણ દેશ સુખી થાય, આબાદ થાય ઈત્યાદિક કેટલીક બાબતો તો ઉઘાડી જ છે. આ બાબતને અંગે એ નોંધવું પણ જરૂરનું છે કે કેટલીક વાર રાજ્યનું બંધારણ જો સારૂં ન હોય, તો પરિણામે ગમે તેટલી મહેનત કર્યાં છતાં લોકોનું ઠેકાણું પડે જ નહિ. આપણે દેશનું હિત સધાય એતો પહેલી જ બાબત જોવાની. દેશના ગરીબ લોકો, ખેડુતો, મજૂરિયાત વર્ગ એ બધા આબાદ થાય, સાધારણ મહેનત કરેથી તેમનું સારી રીતે ગુજરાન ચાલ્યાં કરે, એ જરૂરનું છે. દેશના

લોકનું રાજ્ય હોય, પણ યુરોપની પેઠે ઊંધે ધડે કામ ચાલવા માંડે તો દેશમાં વળી બીજાં તોફાન જાગે–કોમ્યુનિઝમ, બોલ્શેવિઝમ વિગેરેનાં. અને દેશમાં જૂદા જૂદા વર્ગોની સામસામી લડાઇ ચાલે, એ પણ આપણે ન જોઈયે. બધા જ આબાદ થાય, એ જરૂરનું છે. સત્તાવાળા મ્હોટા પક્ષની ઈચ્છા પ્રમાણે રાજ્યની જરૂર નથી; જરૂર સર્વ લોકના હિતકારક રાજ્યની છે.

'સ્વરાજ્ય'માં રાજ્યકર્તા દેશના માણસો હોય, એટલું જ માત્ર નહિ પણ દેશની સંસ્કૃતિ અને આદર્શોને અનુસરીને તે રાજ્ય હોવું જોઈયે. થોડાઘણા, અમુક કારણોને લઇને આગળ આવેલા, વિચિત્ર સિદ્ધાંતો અને આદર્શોવાળા માણસો દેશને ગમે તેમ ડહોળી નાંખે અથવા ઊંધે માર્ગે ચઢાવી દે, તે પણ કામનું નહિ. જુઓ કે અત્યારે અંગ્રેજ લોકોનું રાજ્ય છે એટલે વિલાયતનો પવન છે અને અંગ્રેજી ભણ્યા વગરનાનું ટટ્ટુ તો ચાલે જ નહિ; કાઉન્સીલોમાં અને કોર્ટોમાં પણ મુખ્ય ભાષા અંગ્રેજી; એટલે અંગ્રેજીમાં ખરેખરા ઝડાકા લે એવો પાવરધો થયો હોય એનો જ ગજ કૈંક વાગે, બાકી બીજા કાં તો હાથ જ ઊંચા કરે અને કાં તો ન ચાલ્યે થોડું થોડું સંભાળી સંભાળીને બોલે. જે અંગ્રેજીમાં ફીટ થઈ ગયા હોય એ અંગ્રેજી વિચારોના પણ ફીટ થઈ ગયા હોય. એટલે અત્યારે લગભગ એવું બને છે કે અંહિયાના લોકોનું પણ વિલાયતી દૃષ્ટિબિન્દુ પ્રમાણે જ કામ ચાલે છે. જો દેશી ભાષા જ મુખ્ય હોય, તો એ બધાની સામે ટક્કર લે એવા ઘણા યે છે. વળી પાર્લામેન્ટની પદ્ધતિનું જ્યારે રાજ્ય હોય, ત્યારે ગરીબ માણસનો તો પત્તો ખાય જ નહિ, પછી ભલે તે હું એક મતદાર છું એમ માનીને રાજ્યમાં સતાધીશ હોવાનો પોરસ રાખે. પણ પૈસાદાર જ ઘણુંખરૂં કાઉન્સીલોમાં મેમ્બર થઈ શકવાના; કારણ કે ન્હાની મ્હોટી બધી ચુંટણીઓમાં ખર્ચની તો કહેવાની વાત જ નહિ. પાણીની પેઠે પૈસા વાપરવાના, અને તે ગમ્મા છે, એમ જ માનીને. આવી સ્થિતિમાં પ્રતિનિધિઓ

પણ એવા જ ચુંટાય—સામ્યવાદીઓ કહે છે તેમ મુડીવાદના હથિયાર જેવા. આવું થાય તે પણ કામનું નહિ, ભલેને પછી તે આપણા દેશના હોય, તો યે શું ?

આપણે સ્વરાજ્ય જોઇયે, આપણા દેશના માણસો આપણા દેશમાં રાજ્ય કરે, ઈત્યાદિ બાબતો આપણે કહિયે છિયે, તેનો મુદ્દો એજ છે કે, આપણા હૃદયમાં વસેલા જે આદર્શો છે, જેમાં આપણે વંશપરંપરાથી ટેવાતા આવ્યા છિયે, જેને અનુસરીને આપણું માનસ, જીવન અને સંસાર ઘડાઈ ગયાં છે, એ પ્રમાણે આપણા રાજ્યનું કામ ચાલે. બાકી પરદેશીઓને પણ આપણી પેઠેજ આંખ કાન નાક અક્કલ બધુંયે હોય છે. આ દેશમાં વસી પડે તો એ લોકો દેશીઓ જ ગણાય અને કેટલીક વાર તો અક્કલ હોંશિયારી અને કલાકૌશલ્ય એમ-નામાં આપણા કરતાં પણ વધારે હોય. એમ જોઈયે તો તો એમનેજ રાજ્ય કરવાનું સોંપી દેવું જોઇયે. પણ ખરો મુદ્દોજ એ છે કે દરેક પ્રજાને તેના પોતાના આદર્શો પ્રમાણે પોતાનું રાજ્ય ચાલે એજ ગમે, અને તેટલા સારૂ એ પોતાના માણસો રાજ્ય ચલાવે એમ ચાહે છે; અને જ્યારે ને જ્યાં એ માણસો ગડબડ કરવા માંડે છે કે તરત ભલેને પોતાના દેશના હોય, તો પણ તેને તે ધકેલી કાઢે છે. માટે આપણા દેશના આદર્શો, આપણા દેશની સંસ્કૃતિ, આપણા દેશની ભાવનાઓ, એજ આપણા સ્વરાજ્યની ભાવનાનો આત્મા છે. ગાંધીજી, પ્રફુલ્લચન્દ્રરાય, અને રવીન્દ્રનાથ ટાગોર જેવા આપણી સંસ્કૃતિ ઉપર ભાર મૂકે છે, અને એમને લોકો આટલા બધા માને છે, એનુ રહસ્ય જ એ છે. આપણા દેશની સંસ્કૃતિનો પરાજય થાય એના મુકાબલામાં આપણા દેશ ઉપર અંગ્રેજ લોકો જે રાજકીય હકુમત ચલાવે છે, તેનો કાંઈ હિસાબ નથી. હિન્દુઓને હિન્દુઓની, મુસલમાનોને મુસલમાનોની, પારસીઓને પારસીઓની, સૌને સૌની સંસ્કૃતિ મુબારક રહે. રાજ્યની પણ એવી સંઘટના થવી જોઇયે કે તેમ થઈ શકે. આપણે સંસ્કૃતિઓનો ખીચડો નથી જોઇતો,

તેમ એવું બંધારણ પણ નથી જોઈતું કે સંસ્કૃતિઓ માંહોમાંહ લડી મરે અને બે બિલાડીઓ અને વાંદરાની વાતની પેઠે વચમાં ત્રીજા ચાલબાજો પોતાનું કામ કાઢ્યાં કરે. તેમ એ બધી સંસ્કૃતિઓને ધક્કો મારી કૂવામાં નાંખી, સામ્યવાદ કે બોલ્શેવીઝમ જેવું નવું ધતીંગ પણ આપણે ન જોઇયે. આપણા આદર્શો વિખ્યાત રાષ્ટ્રીય કવિવર માધવ એના 'અભિલાષા'ના રાષ્ટ્રગીતમાં ગાય છેઃ—

સિક્ખ હિન્દુ મુસલ્માં એક રહે
ભાઈ ભાઈસા રસ્મો રિવાજ રહે;
ગુરૂગ્રંથ કુરાન પુરાન રહે
મેરી પૂજા રહે ઔ નમાઝ રહે.

મેરી ટૂટી મડૈયામેં રાજ રહે
કોઈ ગૈર ન દસ્તન્દાજ રહે;
મેરી બીનકે તાર મિલેં હોં સભી
એક ભીની મધુર અવાજ રહે.

યે કિસાન મેરે ખુશ હાલ રહેં
પૂરી હોય ફસલ સુખ સાજ રહે;
મેરે બચ્ચેં વતન પૈ નિસાર રહેં
મેરી મા બહિનોંકી લાજ રહે.

મેરી ગઈયાં રહેં મેરે બૈલ રહેં
ઘર ઘરમેં ભરા સબ 'નાજ રહે;
ઘીદૂધકી નદિયાં બહતી રહે
હરસૂ આનંદ સ્વરાજ રહે.

એ આપણી સ્વરાજ્યની અભિલાષાનો આદર્શ છે.

અત્યારે આપણા હિન્દુ તેમજ મુસ્લીમ ભાઇઓમાંથી કેટલાક સ્વરાજ્યની લડતમાં જોડાયા છે, પણ ઘણા નથી જોડાયા. તેમના ઉપર આપણા કેટલાક ભાઇઓ ખફા થયા છે પણ મ્હને તે બરાબર લાગતું નથી. કારણ કે એમાં દૃષ્ટિબિંદુનો ફેર છે. સ્વાર્થ સંબંધ વિગેરે તો સૌને લાગેલા હોય છે—એક જાતના કે બીજી જાતના. પરંતુ એક બીજો મુદ્દો પણ છે. આવી ક્રાન્તિનાં પૂર જ્યારે દેશોમાં ચાલે છે ત્યારે કેટલીકવાર એવું પણ બને છે કે જતે દહાડે દેશમાં અંધાધુની પ્રસરે છે, અને તેમાં ક્રાન્તિ, વિપ્લવ, સ્વચ્છંદતા અને દ્વેષાદિકનાં બળો એટલાં બધાં પ્રચંડ થઈ જાય છે કે બેઠો બળવો તે ઉભો બળવો થઈ જાય છે; અને અહિંસાત્મક હિલચાલમાંથી મારામારી અને કાપાકાપીનું પણ વાતાવરણ ઉભું થઈ જાય છે. ફ્રાન્સના મહાન વિપ્લવનો દાખલો મોજુદ છે. અને હમણાંના રશિયાનો દાખલો તો તાજો જ છે. આજે રાજ્યમાં જે સત્તાધીશ હોય, તે કાલે દેશમાં ઊભો પણ રહી ન શકે અને કદાચ તેનું ડોકું પણ ઉડી જાય. આ પરિસ્થિતિ મ્હોટી ક્રાંતિઓ વખતે થયા વગર ભાગ્યે જ રહે છે. અને તેમાં દેશના અથવા મ્હોટા મ્હોટા સમુદાયોના આદર્શો અને સંસ્કૃતિઓ તૂટી જાય છે; માટે એ અનુભવમાંથી શિખામણ લેવી, એ પણ ખોટું નથી. એટલે આપણી રાજકીય હીલચાલોના મતભેદની પાછળ આ મુદ્દો પણ છે ખરો. કેટલાક એમ માને છે કે અત્યારે તો ગમે તેમ કરીને પરદેશી સત્તાને કાઢો, આપણું જે થવાનું હશે તે થશે. કેટલાક એમ માને છે કે પરદેશીને કાઢવા જતાં તમારૂં બધુંયે ધોવાઈ જશે અને તમારા દેશના છતાં પરદેશી આદર્શોવાળા તમારા ઉપર ચઢી બેસશે અને તમારી સંસ્કૃતિને તળિયાઝાટક કરી નાંખશે તેના કરતાં પાંચ પંદર વર્ષ અંગ્રેજ સરકાર જોડે કાયદેસર લડીને કે એમને સમજાવીને સ્વરાજ્ય લેવાય તે વધારે સારૂં; કારણ કે આમે હવે કાંઈ કાઢ્યાં એટલાં કાઢવાનાં નથી. ત્યારે પેલો વર્ગ વળી એમ જવાબ દે છે કે, પાયમાલી

એવી થઈ ગઈ છે કે હવે તો અમારે એક દહાડોય વાટ જોવી નથી. આમ એક પક્ષ એક મુદ્દા ઉપર અને બીજો બીજા મુદ્દા ઉપર ભાર મૂકે છે. બેયના મુદ્દામાં વજુદ છે. મુસલમાનભાઇઓ તો જબરા પણ છે. વિપ્લવ થશે તો પણ એ લોકો તો પોતાના દંડાના જોરથી પણ પોતાના ઇસ્લામ અને તેની સંકૃતિને જાળવી રાખે એવા છે. હિન્દુઓમાં તો ઘણાખરા નેતાઓ જ એવા છે કે જેમણે પોતાનાં રીત, રીવાજો, 'ધરમકરમ' બધાને સાહેબજી કરી દીધું છે અને પોતાના ઘરમાંથી શ્રીફળ આપીને એ બધાંને વિદાય કરી દીધાં છે. હિન્દુ નામ રાખી રહ્યા છે એટલી એમની મહેરબાની. એટલે એ લોકો કેવું સ્વરાજ્ય ઊભું કરશે, એ સંબંધે પણ ઘણા લોકોના મનમાં તો ગુંચવણ જ છે. મુસલમાનોમાં વાત એટલે સુધી ગઇ નથી, તો પણ એ લોકો દુનિયાંની પરિસ્થિતિ સમજી ગયા છે અને તેને અંગે તેઓ મહાવિપ્લવના મ્હોટા વાવાઝોડામાં પોતાનું બધુંયે ડૂબી ન જાય, તેને વાસ્તે કાળજી રાખવા ઉપર ભાર મૂકે તેમાં કાંઇ ખોટું નથી. કારણ કે એક વાર રીતરશમો, આચાર, વિચાર ને સંસ્કૃતિ તૂટી ગયાં પછી એને સજીવન કરવાં મુસ્કેલ છે.

વળી બીજી વાત એ પણ ઉઘાડી જ છે કે દેશના રીત રીવાજ અને પદ્ધતિ પણ સ્વરાજ્યમાં સ્વાભાવિક હોય. કારણ કે પારકી રૂઢિપદ્ધતિએ રાજ્ય ચલાવવા જતાં કાં તો અથડામણી થાય ને કાં તો ઊંધું પડે. દાખલા તરીકે, હિન્દુસ્થાનમાં પ્રજાસત્તાવાદ, સામ્યવાદ, ઇત્યાદિ નવાં પાખંડો આપણે ન જોઇયે. અલબત્ત, પ્રજાસત્તાવાદનો મોહ, અંગ્રેજી ભણેલા ઘણાને લાગ્યો છે, પણ એ પારકા દેશની જ ભ્રમણા છે અને ત્યાં પણ એ ભ્રમણાને ભાંગી નાંખનારા પુષ્કળ છે. માટે એવી પારકી ભ્રમણાઓને કોઇ જબરજસ્તીથી ઘુસાડે તે જૂદી વાત, પણ સ્વરાજ્યના મૂળ અર્થમાં એને લેવા દેવા નથી. વળી એજ પ્રમાણે કાયદાઓનું પણ છે. કાયદાઓ પણ આપણા પોતાના હજારો વર્ષથી ચાલતા આવેલા, તે જ આપણને મુબારક

હોય. પંચરાઉ કાઉન્સીલોમાં, ગમે તે સંજોગોમાં આમ તેમ ચાલાકીથી, ગમે તેવા થોડાઘણા કહેવાતા પ્રતિનિધિઓ દ્વારા પસાર કરાવી દીધેલા કાયદાઓ હોય તેને પ્રજાએ પોતે કરેલા કાયદાઓ તો કહી શકાય જ નહિ. બધા દેશોમાં એમને એમ નવા કાયદાઓ ઠોકી બેસાડવામાં આવે છે. અને પછી 'ચાલવા દો' એ વૃત્તિથી ચાલવા દેવાય છે. આપણા હિન્દુઓને સ્મૃતિઓ પ્રમાણે, મુસ્લીમોને મુસલમાની સરેહ પ્રમાણે એમ સૌ સૌને પોતપોતાના જૂના કાયદાઓ પ્રમાણે શાસ્ત્રીઓ કાજીઓ મારફત આગળ ન્યાય મળતો તેમ મળે. વકીલો બકીલોનું તોફાન એ બધી નવા જમાનાની લોકોને ચુસવાની ચાલબાજી છે એમ લોકો કહે છે તે તદન ખરૂં નહિ હોય પણ છેક વજુદ વગરનું નથી. મરજી પ્રમાણે નવા નવા કાયદાઓ કરવા, ત્રણ વર્ષ થયાં તો કહે મુદત ગઈ, દેવાળું કાઢવું હોય તો જાઓ નાદારીની કોર્ટમાં, એટલે સહેલું સટઃ એ બધા નવા ધુમિયાઓ કરતાં જૂના ધર્મગ્રંથોના કાયદા બહુ સારા છે એમ ઘણાખરા અનુભવીઓ કહે છે. એ પ્રમાણે આપણે તો આપણું ચાલતું આવેલું છે તેજ સારૂં છે. એટલે જ આપણે ગાઇયે છિયે કેઃ—

'પ્રભો, જેવું હતું તેવું ફરી ભારત બનાવી દે!' (પરિમલ)

જેમ જૂનો રેંટિયો આપણને મુબારક છે, તેમ ભારતને ભારતના જ જૂનાં ધારાધોરણો મુબારક હોય. જેને ફાવતું ન આવે તે વાંધા તો કાઢવાના, પણ તે ચર્ચામાં આપણે અત્યારે ઉતરતા નથી. કોઇ કહેશે કે ત્યારે તો પ્રગતિ જ ન થાય, કાંઈ નવું આવી જ ન શકે. તો એનો ઉત્તર એ જ છે કે નવાથી તો બહુ ધરાઈ ગયા. આપણે પોતે બધા નવા જ છિયે ને? આપણા ધર્મશાસ્ત્રોના જૂના કાયદા જૂના નથી પણ સનાતન છે, અને તેને આધારે બંધાયેલો સમાજ અને તેના રીત રીવાજો એ બધા એકંદરે સારા જ છે. ઊંધાં ચશ્માં પહેર્યેથી જ ઊંધાં લાગે છે. અલબત્ત કોઈ ચીજ દુનિયામાં સંપૂર્ણ રીતે સારી

તો છે જ નહિ. પણ એકંદરે સામાન્ય રીતે સારી હોય એટલે ચાલે. પાયો સારો જોઇયે. યુરોપની અવ્યવસ્થા કરતાં આપણાં જૂનાં ધારા ધોરણો અને રીતરશમો હજાર દરજ્જે સારાં છે. મનુષ્યોના પોતાના દોષોથી તેનો દુરુપયોગ થતો હોય, ત્યાં તેને અટકાવવો એ જૂદી વાત છે. અને જ્યાં કોઈ ધર્મના ઉદાત્ત આદર્શોથી વિરૂદ્ધ ખોટી રૂઢિઓ હોય, ત્યાં એને ગડબડથી ઘુસી ગએલી સમજીને, સમજુ લોકો પોતાની મેળે જ કાઢી નાંખશે. એટલે જૂના રીતરિવાજો ખરાબ ખરાબ કરીને જે લોકો ઝંબે ઝંબે કરે છે, તેઓ પોતાના જ આદર્શો ઉપર કુહાડો મારે છે. એકંદરે તો આપણે એમ જ કહિયે કે સ્વરાજ્યની ભાવનામાં આપણા દેશનાં રીતરશમો, પદ્ધતિઓ અને કાયદાઓ જ મુખ્ય સ્થાન પામે. તેમાં મૂળ પૂજ્ય ગ્રંથોને આધારે ફેરફાર કરવો હોય તે થઈ શકે. પણ ગમે તેમ વગર પાયે વાયરો વાયો તેમ ચાલે, એ આપણા ભારતના સ્વરાજ્યની ભાવના નહિ.

આ બધું ખરૂં પણ આખરે તો કેમ કરવું, કેમ ન કરવું એ બધું માણસોના જ હાથમાં રહેવાનું. એટલે લગભગ આખો મુદ્દો આવીને કાર્યકર્તાઓ ઉપર પડે છે. ત્યારે આ બાબતમાં સ્વરાજ્યને અંગે શું શું જોઇયે? એક તો એ કે આપણા દેશના માણસો અને વિશેષતઃ દેશની સંસ્કૃતિના ખરા રંગથી રંગાયેલા માણસો જ રાજ્ય કરે. એકલી સ્થૂળ દેશભક્તિ ન ચાલે. દેશના લોકોના જે આદર્શો હોય, તેના પવિત્ર પ્રેમવાળા માણસો જોઇયે. ન માને હિન્દુને, ન માને મુસલમાનને, કે ન માને શીખ, ખ્રિસ્તી, પારસીને; અને પોતાનું નવું ઉટંગ જમાવે, અને તેનું નામ પાડે દેશભક્તિ એ પણ આપણે ન જોઇયે. આદર્શો પ્રમાણે દેશમાં મ્હોટા મ્હોટા સમુદાયો છે. એને આપણે કોમો કહિયે છિયે અને તે કોમોના આદર્શો પ્રમાણે તે તે કોમોનું કામ ચાલે એવું રાજ્યતંત્ર હોવું જોઇયે. નવા જમાના પ્રમાણે પ્રતિનિધિઓથી રાજ્ય ચલાવવું હોય તોપણ એ ધોરણે પ્રતિનિધિઓ હોવા જોઇયે; અને સર્વ સાધારણ

બાબતોમાં એઓ સર્વ સાધારણ વ્યવસ્થાઓથી કામ લઈ શકે. વળી એક રાજા હોવો જોઇયે કે કેવળ પ્રજાતંત્ર હોવું જોઇયે એ સંબંધમાં આપણી ભારતની સ્વકીય મર્યાદા પ્રમાણે જોઇયે, તો તો આપણા સ્વરાજ્યમાં રાજા જ જોઇયે, પણ આજકાલ રાજાઓનું પણ કામ જરા એવું થઈ ગયું છે: અને સ્વતંત્રતાનો વા વાયો છે એટલે રાજાઓની કેટલીકવાર તો ખોટી બદનામી પણ બહુ વધી ગઈ છે. એટલે અત્યારે એનો આગ્રહ કરાય એમ નથી. બાકી આપણો આદર્શ તો રામરાજ્યનો, રાણા પ્રતાપનો કે શિવાજીનો જ છે. પ્રજાસત્તાકો આપણા સ્વરાજ્યના આદર્શમાં નથી પછી ભલે આપણે ન છૂટકે હમણાં તમણાં તેને લઈ પડિયે. પણ જેવો ગાંધીજી સરખો વીરપુરુષ મળ્યો કે આપણે બધા એને કુલ મુખત્યાર બનાવી દેવાના.

આમ એકંદરે જોતાં આપણે કહિયે. કે હિન્દનું સ્વરાજ્ય એટલે હિન્દનું, હિન્દીઓથી ચલાવાતું, હિન્દનાં શિષ્ટ ધારાધોરણોવાળું હિન્દીઓના આદર્શ અનુસાર, હિન્દીઓના હિતને અર્થે રાજ્ય. આપણે જતે દહાડે આ ભાવનાને સંપૂર્ણ રીતે અમલમાં મૂકવી પડવાની. સંભવિત છે કે કદાચ આનાથી સૂચિત થતી રામરાજ્ય જેવી મંગલમય દશા કેટલાક વખત સુધી આપણને પ્રાપ્ત થશે નહિ. અંગ્રેજલોકો કંટાળીને પોતાનાં વહાણ ભરીને ચાલ્યા જાય તોય નહિ થાય, કારણકે એ અંગ્રેજો ચાલ્યા જાય પણ આપણા મ્હોટા મ્હોટા લોકોના હૈયામાં ને મગજોમાં જે અંગ્રેજો ભરાઈ બેઠા છે, તે અંગ્રેજો કાંઈ સહેલાઇથી નિકળે એમ નથી. એ તો પાછા અત્યારના જુવાનોમાંથી ભારતની સંપૂર્ણ સંસ્કૃતિના આદર્શોવાળા શરવીરો, એમની જગ્યા લેશે ત્યારે જ એ સિદ્ધિ થવાની. તે દરમ્યાન નવા વિલાયતી આદર્શોને તોડવાનું કામ થોડો વખત કરવાનું રહેશે. જેમ અંગ્રેજ સરકારની કાઉન્સીલો તોડવાની વાત પહેલાં હતી, એમ અંગ્રેજી મગજવાળા હિન્દીઓની કાઉન્સીલોને પણ તોડવી પડશે. એઓ પણ પોતાનું જોર જમાવવા અને કાયમ રાખવાને કાંઈ તો ઘણાં મારશેજ;

પણ દેશના સમગ્ર હિતને સાધવાને આપણી એક માત્ર સંસ્કૃતિનો ઉદય કર્યે જ આપણો છૂટકો. એમાં બેવડું રાજ્ય નહિ ચાલે. યુરોપના વિનાશક અને અધોગામી સુધારાનાં વાજીંત્રો રૂપ થનારા હિન્દીઓએ પોતાના વિચારોને હિન્દી સંસ્કૃતિથી સંસ્કારિત કરવા પડશે. અને સમગ્ર માનવ જગતના કલ્યાણને અર્થે એ વિચારોનો અગ્નિ સંસ્કાર કરી એને તિલાંજલિ આપી એનો પણ ઉદ્ધાર કરવો પડશે. આ ઉન્નત આદર્શને સારૂ, સમગ્ર જગતના કલ્યાણની ઉદાર ભાવનાને સારૂ, આપણે સ્વરાજ્ય જોઇયે છિયે અને એ સ્વરાજ્યને અટકાવવામાં કોઈપણ મનુષ્ય અથવા પ્રજાનું વાસ્તવિક હિત સમાયેલું નથી.

❧ ❧ ❧

# અંગ્રેજોના લાભને સારૂ સ્વરાજ્ય

આપણા ઘણા લોકો હિન્દના ફાયદાને સારૂ સ્વરાજ્યની વાત કરે છે. પણ અંગ્રેજોના ફાયદાને સારૂ હિન્દને સ્વરાજ્ય આપવાની ખરેખરી જરૂર છે, એ કોઇ કહેતું નથી. આપણે ચોક્કસ રીતે કહી શકિયે કે આ બાબત પણ ઓછી મુદ્દાની નથી. કેમકે, માણસો ભ્રમણામાં ને ભ્રમણામાં ઘણીવાર અતેડું કરે છે. એક જાતના ફિલસુફો તો એટલે સુધી પણ કહી ગયા છે કે, માણસ જે ભૂલો કે દોષો કરે છે, તેમાં એનો કાંઈજ વાંક નથી. જ્ઞાનની ગફલતને લઇને જ એ ઊંધું સમજે છે અને સમજે એ પ્રમાણે ચાલે એમાં તો નવાઈ શી? હવે આપણે જોઇયે કે હિન્દને જો સ્વરાજ્ય આપે, તો અંગ્રેજ લોકોને કેટલા બધા ફાયદા થાય? અલબત્ત કોઈ કહેશે કે 'આપે' કેમ કહો છો? એ તે કોણ આપનારા? સ્વરાજ્ય તો આપણો જન્મસિદ્ધ હક્ક છે, કે સ્વરાજ્ય તો (ઈશ્વરની પેઠે) આપણી પાસે જ છે પણ આપણે એનો સાક્ષાત્કાર કર્યો નથી. કોઈ કહેશે કે સ્વરાજ્ય મળે એમ કહો, પછી ગમે તે રીતે, પણ 'સ્વરાજ્ય આપે' એ વાત નહિ. આ બધી શંકાઓ જોડે મ્હારે તકરાર નથી, તથાપિ એકંદરે જોતાં પણ જ્યારે અંગ્રેજ લોકોની દૃષ્ટિથી જોઇયે, તો એમની પાસેથી આપણા લોકો સ્વરાજ્ય ઝુંટવી લે કે જબરજસ્તીથી પડાવે, તેના કરતાં એ લોકો પોતાના મનથી હિન્દને સ્વરાજ્ય આપે, તો એમના મનને કેટલો સંતોષ થાય? એમની કીર્તિ કેટલી બધી વધે? અને કાંઈ નહિ તો દુનિયામાં પણ કેવું ઊંચું માથું રાખીને તેઓ રહી શકે? આપણે અત્યારે તો એમના લાભની દૃષ્ટિએ વાત કરિયે છિયે. આવડા મ્હોટા હિન્દુસ્થાનના લોકો બધા એમને ફટફટ કરતા જાય, ચારે તરફ ભવાડા ગવાય, અને પછી કદાચ પાંચ પચીશ વર્ષ રણગાણું ચાલતાં ચાલતાં રાજ્ય વધારે કર્યું તોયે શું? એ કરતાં 'ગંગા ગોદાવરી બેક શ્રદ્ધા ને બેક

જોરાવરી' એમ જરા મને કે કમને પણ ગંગા ગોદાવરીમાં નાખી નાંખે કે બળતું ઘર કૃષ્ણાર્પણ કરી દે, તો ખોટું શું ? મ્હને ખાતરી છે કે, એમ કરે, તો એમની આબરૂ તો વધે તો વધે પણ એમને ઘણો ઘણો ફાયદો થાય.

જુઓ કે પહેલો ફાયદો તો એ જ થાય કે હિન્દમાં આવીને એ લોકોનો સ્વભાવ બગડી જાય છે, તે બગડે નહિ. અમેરિકાના બળવા વખતે બર્કે એક મુખ્ય દલીલ એ જ કરેલી કે ત્યાં અમેરિકામાં જઇને, એ લોકોને જે જોહુકમી ચલાવવાની ટેવ પડી જાય છે, તે કાંઈ દરિયો ઓળંગીને ઈંગ્લાંડ આવે, એટલે બદલાઇ જવાની નહિ, એટલે એકંદરે આપણી પ્રજાને જ નુકશાન થવાનું. એની એ જ વાત હિન્દને વધારે લાગુ પડે છે. કેમકે અમેરિકામાં તો લોકો હતા એમના માથાના અને હિન્દુસ્થાનના લોકો તો બિચારા ડરાવો તો ડરી જાય એવા; અને પાછાં હથિયાર બથિયાર પણ મળે નહિ એટલે અહીંઆં અંગ્રેજ અમલદારોનો સ્વભાવ વધારે બગડી જવાનો સંભવ છે. એ સ્વભાવનું મ્હોટું રૂપ એટલે સામ્રાજ્યવાદ, 'ઇમ્પીરિયેલિઝમ' બીજું શું ? કદાચ આમ સ્વભાવ બગડી ગયાને લીધે જ એમને હિન્દુસ્થાન છોડવું નહિ ગમતું હોય. નહિ તો એમ જ કહે કે 'જવા દો ને એને: એમાં શો લાડવો આપણને મળી જાય છે ? કરશે એમને ફાવે તે, ઓછી ઉપાધિ આપણે.' એમ કરી બળતું ઘર કૃષ્ણાર્પણ કરી દઈ જસ ખાટી જાય. પણ આ વાતનો એમને ગળે ઘુંટડો કોણ ઉતારે ? આપણા લોકો તો લડવા લાગ્યા, એટલે એ લોકોય બાંયો ચઢાવીને કહે છે કે:—"આવી જાઓ ત્યારે."

હિન્દુસ્થાનમાં એ લોકો એવા કમહુરતમાં આવેલા કે એમના સંબંધથી હિન્દને ગેરલાભ થયો ને એમને ય ગેરલાભ થયો. એકકેયનો શુક્કરવાર વળ્યો નહિ. કોઈ કહેશે કે એમને તો લાભ થયો. ઘણાએ રૂપીઆ હિન્દુસ્થાનમાંથી ઉસેડી ગયા; તો હું એ માનતો નથી. કેમકે,

સમજો કે તમે સટ્ટાબજારમાં ગયા ને ત્યાં ટાટાના ૫૦૦ ડિફર્ડનો સટ્ટો કર્યો. વાયદાની તારીખે ૨૦૦ ટકાનો ફેર પડી ગયો. રૂપીઆ લાખ મળ્યા તો ખરા. ખૂબ કૂદાકૂદ કરી, મોટરો રાખી ઈત્યાદિ ઈત્યાદિ. પાછો બીજો સટ્ટો કર્યો. સમજો કે રૂનો. કારણકે હવે તો લાખ પાસે આવ્યા છે, એટલે ખુમારી વધતી ચાલી છે. રૂના ભાવ ગગડ્યા. અને આવી સવા લાખની ખોટ. કહો હવે એ તે સટ્ટાબજારમાં જઇને તમે લાભ કાઢ્યો કે ખોટ? આવો જ ઘાટ ઇંગ્લાંડનો છે. રૂપીઆ ઉસેડી ગયા તે વાત ખરી, પણ 'મિયાં ચોરે મુઠે તો અલ્લા ચોરે ઊંટે' એમ એમને બિચારાને થયું છે. એમના હાલહવાલ તો જુઓ. દેવું તો અબજોનું. કર તો કે કાંઈ બાકીજ નહિ. બેકારી તો કે થોડા ઘણા નહિ, લાખોની સંખ્યા. ત્યારે કોયલાની દલાલીમાં માત્ર હાથ કાળા થયા, એટલું જ કે બીજું કાંઈ? એક કોઈ પંડિતે કહ્યું છે કે બીજાને છેતરવા જનાર માણસ પોતાને છેતરે છે, એટલો બીજા કોઇને છેતરતો નથી. તેમ આ લોકો સમજતા હોય કે આપણે હિન્દુસ્થાનનું લઇને કમાઇ જઇયે છિયે, તો એ એમની આમળા જેવડી મ્હોટી ભૂલ છે. જુવે સેંટ લ્યુકનું ૧૨મું પ્રકરણ.

એ વાત તો ઠીક છે. પૈસો આવે છે ને જાય છે. પણ હિન્દુસ્થાન રાખતાં એમણે બીજા લોકોની અદેખાઇ કેટલી બધી વ્હોરી લીધી છે? જર્મનીની તો એમના ઉપર ચાર આંખો થઈ ગયેલી. અમેરિકા અને રશિયાને તો મનમાં એમજ કે કોઈ રીતે ઇંગ્લાંડનું નીચું પડતું હોય, તો વધારે ખુશી થવા જેવું, બીજું એકકે નહિ. ફ્રાન્સને તો આ મ્હોટી લડાઈમાં એમણે મદદ કરી, એટલે દોસ્તદારીનો દેખાવ રાખવો પડે છે, પણ હૈયાનાં હેત કેટલાં છે, એ દુનિયાંથી અજાણ્યું નથી. ત્યારે આવી રીતે સામ્રાજ્ય રાખીને બધાની ચાર આંખો કરાવવી એમાં ફાયદો શો? અધૂરામાં પૂરૂં અંગ્રેજ લોકો પણ બાદશાહ શબ્દથી એવા છંછેડાય છે કે શ્રીમાન પંચમ જ્યૉર્જ ભલે પોતાને હિન્દુસ્થાનના બાદશાહ કહેવડાવે, પણ એમને એ લોકો

ઇંગ્લાંડના બાદશાહ કહેવા દેતા નથી. ઈંગ્લાંડના તો એ રાજા જ. વળી આ બાદશાહી ના હોત, તો કોણ કહે છે કે અંગ્રેજોને આવાં ઝેરવેર બંધાત, ને યુરોપના આવા મ્હોટા વિગ્રહમાં એમને પોતાના જુવાનજોદ્ધ એકનાએક કે મોંઘામોંઘેરા ચેલૈયાઓને હોમવા પડ્યા હોત? હા, મહાન્ સિકંદરની પેઠે કે બહાદૂર નેપોલિયનની પેઠે જ્યોર્જ બાદશાહ નવા દેશો જીતીને પોતાની આણ વર્તાવવા ને પોતાની કીર્તિ ફેલાવવા નિકળ્યા હોત, ને તેમાં દેશના શૂરવીરોએ પોતાની જીંદગીઓ સમર્પી હોત, તો તો જૂદી વાત. પણ આ તો ફળ કાંઇ નહિ. કરોડોની બરબાદી થઇ અને લાખો શૂરવીરો હોમાઈ ગયા, અને વળ્યું નહિ કાંઈ. જશમાં એ કે અમેરિકાવાળા કહેવા લાગ્યા કે તમે તો બધા સ્વારથિયા છો ને તમારી મ્હોટી મ્હોટી વાતો એ બધાં પાખંડ છે. આ બધું થયું શેને માટે? દરિયાની રાણી અને દુનિયામાં મ્હોટામાં મ્હોટી બાદશાહી કહેવડાવવા માટે. અને એકવાર લોકોની ચાર આંખો થઇ, એટલે જેમ ચોર ચાર આંખે વધારે જુએ છે. એમ લોકો પણ બધા એમને નવા રૂપમાં જ જોવા લાગ્યા. અંગ્રેજ લોકો કહે કે, અમારા રાજ્ય ઉપર સૂરજ આથમતો જ નથી, તો લોકો કહેવા લાગ્યા કે હા, એમ જ હોયને; સૂરજને તમારો વિશ્વાસ નથી, કે મ્હારા દેખતાં આટલું કરે છે, તો અંધારામાં કોણ જાણે શુંયે કરે? દુનિયાનું કામ તો એવું જ છે. વળી તે તરફ વળી. ગમે તેમ, તથાપિ સૂરજને પણ જાપતો રાખવો પડે, એવા કાંઇ અંગ્રેજો ખરાબ નથી. પણ બાદશાહી છોડી દે તો આવી નાહકની બદનામી ન થાય. હિન્દુસ્થાનને સ્વરાજ્ય આપી દે, તો હું ખાતરીથી કહું છું કે, ભલે હિન્દુસ્થાનમાં હિન્દુ મુસલમાન કે ગમે તે લડી મરે પણ દુનિયાંમાં તો ચારે તરફ એમની વાહવાહ બોલાઈ જાય. અંગ્રેજ લોકોએ પોતાના બાદશાહોને પણ આધીન રાખ્યા ન હોત, ને જ્યૉર્જ બાદશાહમાં સીઝર કે સિકંદર જેવી કીર્તિની સ્પૃહા હોત, તો કાંઈ નહિ તો આવી વાહવાહને સારૂ જ એ હિન્દુ-

સ્થાનને સ્વરાજ્ય આપી દેત. પંચ બોલે તે પરમેશ્વર એમ કહેવાય છે; તો આખી દુનિયાં આપણી પ્રશંસા કરે, એથી વધારે સંતોષ માણસને શો હોય ? હિન્દુસ્થાનની આંતરડી ઠરે ને એ પુણ્યને લીધે અંગ્રેજોને આનંદ થાય, એ વાત તો વળી જૂદી જ.

પણ આ બધું થયું છે, એ લોકની સુધારાની ભૂલભરેલી ફિલસુફીઓથી. પણ એ દૃષ્ટિથી યે એમને કયાં લાભ થયો છે ? ઉલટા હિન્દુસ્થાનમાં આવ્યા પછી એ લોકો વધારે બગડયા છે. પહેલાં એ લોકો આપણને ઉઘાડા, અડધા નાગા, ઈત્યાદિ વિશેષણો આપતા. અને મોજાં પહેર્યા વગર તો મ્હોટા સાહેબ પાસે જવાય નહિ; કારણ કે પગ ઉઘાડા દેખાય. એક મડમે તો આગળ એવી રીતે જાહેર ભલામણ કરેલી કે દેશી લોકોને સુધારવા સારૂ એમને બુટ મોજાં આપવાની પહેલી જરૂર છે. પણ હવે એ બધુંયે સૂઈ ગયું. વચમાં આપણે લોકોએ બુટ મોજાં બહુ પહેર્યાં. પણ કાંઈ શુક્કરવાર વળ્યો નહિ. વ્યક્તિઓનો કદાચ વળ્યો હશે, તે સાથે આપણે નિસબત નથી. મોજાં યે ગયાં બુટે ગયાં ને ચંપલ આવ્યાં. અને ગાંધીજીએ તો બીજાં લુગડાંયે કાઢી નાંખીને એક ન્હાની શી પોતડીથી કામ ચલાવવા માંડયું. ને લોકોએ એમને સૌને મોખરે થાપ્યા. આ બધું અહીં તો થાય પણ વિલાયતવાળાઓનેય ચેપ લાગ્યો જણાય છે. અજાણ્યે લાગ્યો હશે કે મનોમનના તાર એક હોવાથી માનસિક મોજાં ત્યાં ફરી વળ્યાં હશે એ કહેવાય એવું નથી. અલબત્ત, અહીં લોકોને બિચારાને એટલું બધું ખરચવાનું ન મળે, એટલે અડધા ઉઘાડા રહે. ત્યાં બીજા કારણથી ઉઘાડા રહેવા લાગ્યા છે. શોખની ખાતર. પણ ચેપ તો અંહીનો જ લાગ્યો હશે. જુઓને એ લોકોના રકાઉટો અને સોલજરો તો ટૂંકાં બદનો અને ટૂંકી ચડ્ડીઓ પહેરવા લાગ્યા છે. અંગ્રેજ બાનુઓએ પણ લાજ શરમને ઘણી ખરી કોરે મૂકીને અડધા ચણિયા ને બાંય વિનાનાં ફરાક પહેરવા માંડયાં છે. તેમાંયે એમનાં નાટકો ને ચેટકોમાં જુઓ તો તો જાણે ૯૯

વળી ગઈ. આપણા લોકો કદાચ ઉઘાડા રહેતા હશે, પરંતુ તે શોખીનીને ખાતર કે અંગ ઉઘાડાં બતાવવાની ખાતર નહિ પણ એ બાબતનો ખ્યાલ જ નહિ: ન્હાનાં બાળકની પેઠે. આ તો લુગડાં પહેરે તે પણ જાણી જોઇને એવાં કે બમણાં ઉઘાડાં દેખાવું. એ લુગડાં પહેરવાની સફાઇ. આવું બધું હિન્દને દબાવી પાડયું ન હોત, તો અંગ્રેજ લોકોને થાત નહિ. કારણ કે કદાચ પોતાની સંસ્કૃતિમાં મશગુલ રહેલા હિન્દીવાનો જ વિલાયત જઇને એ બધાં લોકોને બોધ કરત કે 'ભાઇઓ, આ વાત ઠીક નહિ; ને આ કારણથી ઠીક નહિ. અનાયાસે વિકારવાસના વિના જરા ઉઘાડા રહી જવાય તો હરકત નહિ; પણ આમ તમારો સંસાર ખરાબ ન કરો.' અને કદાચ એ લોકો 'દૂર દૂરના હિન્દુસ્થાનના ફિરસ્તાઓ આપણા ઉદ્ધારને સારૂ આ સારી વાત કહે છે' એમ ધારીને માનત પણ ખરા. પણ અત્યારે તો હિન્દુસ્થાન પોતાના તળે દબાયેલું રહ્યું, એટલે ઘરકી મુરઘી દાલ બરાબર થઈ ગઈ છે. એટલે હિન્દુસ્થાનની વાત બીજા માને, પણ અંગ્રેજ લોકો તો હરગીજ ન માને. કારણ કે, માને તો નાક નીચું થાય. અમે તમારા કરતાં વધારે સુધરેલા છિયે અને તમને સુધારવાને અમે અંહિયાં રહ્યા છિયે, એ દેખાવ તો પોતાના ઉપરીપણાને લઇને એમને કર્યા વગર કાંઈ ચાલે ? હજી પણ જો એ હિન્દને સ્વરાજ્ય આપે, તો એમને એ બાબતનો ઘણો લાભ થાય. ડાહ્યા હોય તો એમણે પોતે જ આપણને સંસ્થાનિક સ્વરાજ્ય (Dominion Status) ન આપવું જોઇયે ને કહેવું જોઇયે કે ભાઇ, સ્વરાજ્ય લઈ લ્યોઃ અમને જસ મળે, તમારે કલેજે ઠંડક થાય અને અમારો સંસાર જે આવો બગડી ગયો છે, તેના ઉપર કાંઇક તમારી ઊંચી સંસ્કૃતિની અસર થાય.

બીજા પણ ઘણા ફાયદાઓ હિન્દને સ્વરાજ્ય આપવાથી અંગ્રેજ લોકોને થાય એવા છે. જેમકે, નારીપ્રતિષ્ઠાનો મ્હોટો આદર્શ પોતે પાળતા હોવાનું તે લોકો જાહેર કરે છે, તે એમનો દાવો હાલમાં

નિકળી જવા બેઠો છે, તે બચી જાય. કારણ કે, હવે સ્રીઓ સ્વરાજ્યની લડાઇમાં જોડાઇ છે, અને જેલથી કે લાઠીઓથી પણ એ પાછી હઠે એવી નથી. એટલે જો ટુંકેથી પતાવે, તો બાંધી મુડી લાખની રહે. વળી એ લોકો હિન્દુસ્થાનનો વેપાર જવાનો મ્હોટો ડર રાખે છે, એ પણ એમની મ્હોટી ભૂલ છે. ગરીબ માણસ સુખે સુવે છે અને પૈસો ભેગો થયો કે હજાર વિટંબણા ઊભી થાય છે, એ ઉઘાડી વાત કદાચ એમને ન સમજાય, તો પણ એટલું તો એમને પણ સમજાય એવું છે કે મ્હોટી મીલો ને મ્હોટા વેપાર જોડે મૂડીવાદનું મામેરૂં જોડાએલું છે. મુડીવાદનું મામેરૂં એટલા સારૂ કહૂં છું કે એની પાછળ કામદારમંડળની ધમાધમીઓ, હડતાળો, મજૂરોનાં તોફાનો, અને શેરસટ્ટાની પાયમાલીઓ, મજૂરોના સામ્યવાદનો બળાવો વિગેરે આફતોની લાંબી હાર જોડાયેલી છે. આપણે અહીં બેઠા જાણિયે કે અંગ્રેજ લોકો તો કોણ જાણે કેવી સો મણની તળાઇમાં સૂતા હશે, પણ એમની પાસે સામ્યવાદની ને બોલ્શેવિઝમની આફત એવી ઊભી થઇ છે કે, 'શું થશે' એમ એ લોકોને વિચાર થઇ પડયો છે. એ લોકો પણ જો સાધારણ રીતે રહે, થોડું કમાવું ને થોડું ખાવું ને શાંતિ ભોગવવી, એમ જો રાખે તો હિન્દુસ્થાનમાંથી વેપારદ્વારા પૈસો લૂંટવાની કાંઇ જરૂર ન પડે ને મુડીવાદથી થયેલી અનેક મુંઝવણો ઓછી થઇ જાય. હિન્દુસ્થાન સ્વરાજ્ય માગે છે, એને એ લોકો મ્હોટી આફત સમજે છે, પણ ખરી રીતે તો એ તો આફતનું રૂપ ધરીને લક્ષ્મી એમને ચાંલ્લો કરવા આવેલી છે.

વળી બીજા કેટલાક મ્હોટા લાભો જેને આપણે આ બધાના પ્રમાણમાં ન્હાના ગણવા જોઇયે, તે પણ અંગ્રેજ લોકોને થાય, જેમકે હિન્દને સાચવવાની એમને આટલી બધી ફીકર રાખવી પડે છે, તે ન રાખવી પડે. ત્યાંના સારા સારા માણસોને અહીંની ગરમ મેલેરિયાવાળી હવામાં કાળે પાણીએ અમલદાર તરીકે મોકલવા પડે છે, તે પણ ન કરવું

પડે. વળી રાજ્ય ચલાવવામાં જે હજાર સાચાં જૂઠાં કરવાં પડે છે તે પણ કાંઈ નહિ તો હિન્દુસ્થાનને અંગે તો કરવાં ન પડે. થોડે થોડું અને ઝાઝે ઝાઝું. અત્યારે ઑસ્ટ્રેલિયા કે કેનેડામાં રાજ્ય ચલાવનારાઓ ગમે તે ગડબડ સડબડ કરતા હશે, પણ તેનો જરાય દોષ ઈંગ્લાંડને માથે છે? મ્હને તો એમ લાગે છે કે જેમ કોઈ યુવક યુવતીની પાછળ ઘેલો થઈ જાય, ત્યારે તેને આસપાસની કાંઈ ખબર પડતી નથી, અને તે સુંદરી કે શામળીનામાં એક્કે દોષ એને જણાતો નથી, પણ એના દોષ પણ એને ગુણરૂપ લાગે છે, એવો ઘાટ આ કિસ્સામાં થયો છે. ભારતની બાદશાહી ઉપર ઈંગ્લાંડ એવું મોહિત થઈ ગયું છે કે એને બીજું કાંઈજ સૂઝતું નથી. બાકી એ લોકોમાં ઘણા સારા સારા ગણિતવેત્તાઓ હોય છે, તેમની પાસે જો બરાબર ગણત્રી કરાવે, તો એમના જ દેશમાં જેમ ઘણા માણસો પહેલા મોહથી પરણે છે, અને પછી પરણેલી જોડે જેમ બને તેમ જલદી છેડાછુટકો લઈ લે છે, તેમ એ લોકો પણ હિન્દુસ્થાનની બાદશાહી જોડે છૂટાછેડા કરી નાંખે. વળી એ લોકો હોંશિયાર અને ખંતીલા એવા છે કે એમની ખંત અને હોંશિયારી જો હિન્દની હાડમારીમાંથી છૂટાં થાય, તો એ લોકો વિજ્ઞાનમાં પણ જર્મનીથી આગળ વધી જાય અને દુનિયાંને વધારે ને વધારે નવી શોધોનો લાભ મળે. અત્યારે તો હિન્દનો બોજો ઉપાડવામાં અને સામ્રાજ્યને જાળવવાના ફિકરકોટમાં એ લોકો એવા અટવાઈ ગયા છે કે એમનાથી કાંઈ બની શકતું નથી. વળી જો એ લોકો ખુશી થઇને હિન્દને સ્વરાજ્ય આપે, તો મ્હોટામાં મ્હોટો લાભ તો એમને એ થાય કે મહાત્મા ક્રાઇસ્ટના અનુયાયીઓ તરીકે એમની કીર્તિ જે જવા બેઠી છે, તે એમને ઘેર પાછી આવે. આટલા બધા લાભો હિન્દને સ્વરાજ્ય આપવામાં અંગ્રેજ લોકોને છે. એ લોકો બહુ હોંશિયાર વેપારીઓ ગણાય છે. જોઇયે આ નફાટોટાનો હિસાબ એ લોકો કેટલો સમજે છે. એકંદરે એ લોકો સમજુ ગણાય છે.

કોઇવાર અતેડું કરી બેસે છે ખરા, તથાપિ ચાર્લ્સને ફાંસીએ લટકાવીને પણ પછી બીજા ચાર્લ્સને એમણે ગાદીએ બેસાડયો. હજી પણ બોલ્શેવિઝમ બીજે કૂદાકૂદ કરે છે, પણ ઇંગ્લાંડમાં ફાવ્યું નથી: હિન્દમાં ૧૮૫૭માં પણ એમણે જોયું કે આમ નહિ નભે, ત્યારે ઢંઢેરો બહાર પાડીને અને રાજ્યવ્યવસ્થા ફેરવીને એમણે શાંતિ કરી દીધી. અત્યારે પણ મામલો ગંભીર છે. જો એમને જશ ખાટી જતાં આવડતો હોય, તો પોતાનો લાભ તથા જસ ને ઉપાધિમાંથી છુટકો એમ એક પંથને દો કાજ થાય એવું છે. બાકી એકલી બાદશાહી પાછળ જ મોહીને દોડવું હોય, તો તેમ. પણ રસ્તો જરા અડબચડો છે.

  

# આંધી.

ત્રણુચાર દિવસ ઉપર દેશની બે ઉગતી આશાઓ (નરજાતિની) મ્હારી પાસે આવી. અને કહે 'આંધીના ઉપર લેખ લખી આપો.' 'ઘણાં ખરાં પાનાં છપાઈ ગયાં છે.' આંધી ઉપર કે આંધીમાં ઠીક કરીને લખવું, એ મ્હને તો મ્હોટી મુશ્કેલીની વાત લાગી. પણ ભાવથી કોઈ આવે, ત્યારે વિષ્ણુ ભગવાન જેવા–જેમને આખા જગતની ફીકર છે, તે પણ ના પાડી શકતા નથી, તો મ્હારા જેવાએ હા ના કરવી એ બેહુદું જ ગણાય એમ ધારી, ફૂલ નહિ તો ફૂલની પાંખડી જે બને તે આપવા મ્હેં હા પાડી.

એ આશાઓ જોડે પ્રાથમિક ખાનગી વાતચીત થોડીક થઈ. તે સામાન્યતઃ કહેવી ન જોઈયે, તો પણ કહું છું. મ્હેં પૂછયું કે, " 'આંધી' નામ કયાંથી પસંદ કર્યું ? આંધી ફેલાવવાનો વિચાર તો નથી ને ? " બન્ને હસી પડયા; જરા ગુંચવાયા. કહે " અમારા મનમાં 'આંધી' એટલે વંટોળિયાનો અર્થ છે. અવિદ્યા અંધકારનો અર્થ પણ એનો છે. તે અમારા મનમાં નથી." "મંથન અને મુક્તિ એવો કૈંક ભાવ છે." "એટલું તો ખરૂં કે અમને એમાં આનંદ લાગે છે." "આપ એને સરસ રૂપ આપશો" એમણે કહ્યું. કેમ જાણે હું अन्यथाकर्तुम् સમર્થ હોઉં. પણ અત્યારે ચારે તરફ આંધી ફરી વળી છે, એમાં તો કાંઇ શંકા લેવા જેવું નથી. વળી એ વાત પણ કોને અજાણી છે કે રૂપ ગમે તેટલાં સારાં આપિયે, તોપણ ગુણ તો હોય તે જ પ્રકાશવાના. પણ તોફાનની આંધીને અંતે શાન્તિની આશા આપણે રાખિયે છિયે. આશા એ ઉત્સાહની ગુટિકા છે. માનવમાં એ વીર્ય અને ઉમંગને પ્રેરે છે. અત્યારના જબરજસ્ત વાવાઝોડા પછી સુખ શાંતિ પ્રાપ્ત થશે–આ પ્રચંડ મન્થન પછી મુક્તિનાં દ્વાર વિવૃત થશે, એ ધન્ય સમયની આપણે પ્રતીક્ષા કરિયે

છિયે. આશાઓને સફલ કરનાર ઈશ્વર છે. એજ એના વિશ્વયંત્રના નિયમને અનુસારે સર્વ ભૂતોને સંસારચક્રમાં ચક્કર લેવડાવી રહ્યો છે. એની ઇચ્છા વિના એક પાંદડું પણ હાલી શકતું નથી. રાયના રંક અને રંકના રાય એ બનાવે છે એટલુંજ નહિ પણ એની કૃપાથી વેરી તે મિત્ર, વિષ તે પથ્ય અને દોષ તે ગુણ રૂપ થઈ જાય છે. બગડેલી બાજી સુધારવાની શક્તિ એ જગત્‌ના નાથમાં જ છે. એ જાણીને જ આપણા નરવીર ગાંધીજીએ પોતાના આશ્રમમાંથી પ્રયાણ કર્યું ત્યારે 'રઘુપતિ રાઘવ રાજારામ' ની ધૂન મચાવી હશે. અત્યારે ભારતનું હૃદય જાણે અધીરૂં થઇ ગયું છે. નરસિંહ મહેતાને પ્રભુએ હાર આપવામાં વિલંબ કર્યો ત્યારની પેઠે આ ભારતનું હૃદય પ્રભુને પણ મ્હેણાં દેવા તૈયાર થઇ ગયું છે. તથાપિ અનેક નિરાશાઓમાં પણ ભારતની 'અમર આશા' છુપાઈ રહી છે. મહાકવિ કાલિદાસના મેઘદૂતની બે પંક્તિઓ આશ્લેષ કરતી કહે છે કેઃ-

'आशाबन्धः प्रणयिहृदयं विप्रयोगे रुणद्धि ।'

તેમ અત્યારે સ્વતંત્રતાનું પ્રણયી ભારતવર્ષનું હૃદય એના વિયોગમાં આશાબન્ધથી ટકી રહ્યું છે.

થોડો પવન ફુંકાતો હોય તો આપણે કહિયે કે વાયરો ચાલ્યો છે. જ્યારે દરિયામાં ઉપર ઉપરનો તોફાની અને જોરભર્યો, આમ તેમ ગમે તેમનો પવન નિકળ્યો હોય ત્યારે એને વાવાઝોડું કહિયે. આંધીમાં ઘણુંખરૂં એકાએક એકજ તરફનો જોસભેર પવન વાવા લાગે; જમીનની ધૂળ પણ વાયરે ચઢે, અને સૂર્યના તેજમાં ચમકવા લાગે; નિર્મળ આકાશ પણ ધૂસરૂં દેખાય. એ આંધીના સામું જુઓ તો આંખમાં ધૂળ ભરાઈ જાય અને આંખો ચોળવી પડે; ઘણાખરા તો આંધી ચઢે ત્યારે આંખજ મીંચી દે; કેટલાક ઘરમાં પેસી જાય; ઘરનાં પણ બારીબારણાં પવનને લીધે ધડોધડ ભટકાવા લાગે; જો બારણાં બંધ કરી દઇયે, તો તો ઠીક; નહિ તો ઘરમાં ધૂળધૂળ

થઈ જાય. આ આંધીની હકીકત. પણ આંધી એક અવનવા અનુભવ તરીકે કોઈવાર આવે છે, ત્યારે કોઇને આપત્તિ જેવું લાગતું નથી, આશ્ચર્ય જેવું કે નવીનતા જેવું લાગે છે. જો સહેજસાજ વંટોળિયાના જેવું એનું રૂપ હોય તો તો બાળકો એની મંહી દોડી જઇને આંખ મીંચીને આનંદમાં ફેરફુદડી ખાવા મંડી જાય છે. વાયુવડે તો જગત્ જીવે છે. એ વાયુની પ્રબળ ગતિથી કોને તરવરાટ ન થાય ? આંધીમાં પ્રચંડ શકિત હોય છે. ન્હાના રજકણોને પણ પોતાની જોડે ઉડાવતી એ ઊંચે આકાશમાં કયાં ને કયાં લઈ જાય છે. વળી એ પણ નોંધવા જેવી વાત છે કે આંધીથી ઘરમાં ધૂળધૂળ થાય છે, પણ રસ્તા જાણે સાફ થઈ જાય છે.

એક વિદ્વાને કહેલું એક સુપ્રસિદ્ધ વાક્ય યાદ આવે છે. તે કહે છેઃ—

"Not only there is a soul of goodness in things evil, but also a soul of truth in things erroneous.

આંધીમાં અવગુણની જોડે ગુણ પણ છે. ખરૂં કહિયે તો ગુણ દોષ આપણા કલ્પેલા છે. આ 'બ્રહ્માંડનો યંત્ર' પ્રભુની ગૂઢ શક્તિથી કોઈ મહા નિયમને અનુસરીને જ ચાલ્યા કરે છે. આપણી દષ્ટિ મર્યાદિત હોવાથી જ આપણે તેને યથાર્થ સ્વરૂપમાં સમજી શકતા નથી. આંધી એ પણ મહાપુરૂષની પ્રકૃતિની એક લીલા છે. એની કોણ ના કહી શકશે ?

આ વિચાર ઉપરથી 'આંધી' નામનો એક નવો બચાવ મ્હને સુઝી આવે છે. આપણે જાણિયે છિયે કે સમયને અનુસરીને નામ રાખવું એ ચાલુ રશમ છે. કોઈ પત્ર 'કાળ' એવું નામ રાખે છે. કોઈનું નામ 'ટાઇમ્સ' જ હોય છે. વળી કોઈનું 'નવા કાળ' કોઈનું "ન્યુ એઈજ,' કોઈનું 'મહાકાળ' ઇત્યાદિ નામો પણ આપણે જોઇયે છિયે. અલબત કલિકાળનું નામ હજી કોઇએ રાખ્યું નથી.

એ બાબતમાં અત્યારની દુનિયાં જાણે એમ કહી રહી છે કે નામથી શું વધારે છે ? પરીક્ષા કરો અને પૂરેપૂરા ગુણ અમારામાં ન જુઓ તો કહેજો. પણ ‘કાળ’ વિગેરે સામાન્ય નામો તો છેક સાદાં જણાય છે. જેમ સાદા પાણીમાં રંગ હોતો નથી, તેમ એવાં સાદાં નામોમાં બહુ વ્યંજના હોતી નથી. પણ કોણ કહેશે કે આંધી એ નામ સૂચક નથી ? કદાચ આપણી દુનિયાના કોઈ માણસો મંગળને વટાવીને ગુરૂના ગ્રહમાં જાય, ને ત્યાંના લોકો સમાચાર પૂછે કે તમારી દુનિયાંમાં શા રંગ ચાલે છે ? તો તેઓ ખુશીથી એક શબ્દમાં જવાબ આપી શકે કે ‘આંધી’; અને આપણી આખી દુનિયાનું બરાબર વર્ણન એમાં આવી જાય. કારણકે આંધી કાંઈ આપણા દેશમાં જ ચઢી આવી છે એમ નથી. બધે આંધીની જ મોસમ ચાલે છે. કોઈ ઠેકાણે થોડી ને કોઈ ઠેકાણે વધારે આંધી ચઢી છે. ચીન, ઈરાન વિગેરે દેશમાં વંટોળિયા ચાલે છે ને લોકો ચક્કર જ ખાધા કરે છે. રશિયા અને તુર્કસ્તાનમાં એવાં વાવાઝોડાં ચાલે છે કે સૈકાઓના જૂના વાવટાઓ ને થાંભલાઓ તૂટી પડયા છે. ઇંગ્લાંડમાં આંધી એવી ફેલાઈ છે કે કોઇને કાંઇ સમજણ જ પડતી નથી. આવે તેવા દેવાશે, એ પદ્ધતિએ કામ ચાલે છે. જર્મનીમાં આંધી જબરી હતી પણ છેલ્લા ગોળાઓના ગડગડાટ અને વરસાદ પછી સૌ ઠંડા પડી ગયા છે. અમેરિકામાં આંધી વળી બીજી જાતની છે. ત્યાં ‘પૈસો મ્હારો પરમેશ્વર’ના પંથની આંધી છે. તેના પછીનો ઉત્તરાર્દ્ધ યુરોપવાળાએ પોતાને સારૂ રાખ્યો છે. સ્ત્રીઓએ યુરોપમાં સામ્રાજ્ય જમાવ્યું છે. રાજ્ય, રમતગમત, નાટકચેટક, બધે ગુરોપમાં સ્ત્રિયા રાજ્યનું જોર ચાલે છે. સ્ત્રીઓ એકલી એકલી હવામાં પણ ઉડવા લાગી છે. અલબત્ત આને માત્ર વાયરોજ કહેવો જોઇએ. ઓછીવત્તી આંધી આવતી હશે, તો તે પુરૂષોને.

આગળના જમાનાની કહેવત હતી કે ‘બકા સો નકા ઔર વા સો પા.’ પણ આજકાલ એ વાતને કોઈ પત કરે તેમ નથી.

મુખ્યત્વે આપણા હિંદુસ્તાનમાં લોકોને બફારો એટલો બધો થઈ ગયો છે કે હવે જરા વાયરો એમને ગમે છે. અલબત્ત સામાન્ય વાયુ એ તો આપણું જીવન છે. સાધારણ લહરીઓ વિના તો જીવવું પણ કઠિણ થઈ પડે. વળી કેટલાક વાયરા સંજોગો પ્રમાણે શરીરને જરા વધારે ગમે એવા હોય છે. ઘણાઓને મંદ મંદ અનુકૂલ દક્ષિણ વાયુની લ્હે લાગી હોય છે. અને કેટલાક તો 'વાયરા વસંત વહી જાય તો' એ બુદ્ધિથી જ જાણે વર્તન કરતા જણાય છે. પણ એટલું જ શા માટે ? આપણે પણ શ્રુતિમાં પ્રકાશતા માતરિશ્વાની લહરીઓ છિયે.

આંધીનો પણ તાલ જોવા જેવો હોય છે. આપણે આંધીમાં આંખો ભરવી ચાહિયે નહિ. પણ આંધીને કાચની બારીમાંથી જોઈ શકિયે. એનામાં કેવું જોમ હોય છે એ નિર્મલ વાતાવરણને પણ કેવું ડહોળી નાખે છે, સામેની ચીજોને પણ કેવી ઢાંકી દે છે, ઉઘાડી આંખે પણ એની સ્હામે ધસનારની આંખમાં કેવી ધૂળ નાંખે છે, ભલભલાં મ્હોટાં ઝાડો અને ઝુંડોને કેવાં નમાવી દે છે, એ બધું એ રીતે જોઈ શકાય. આંધી એ તો પ્રભુની રમત છે. આપણી ખાળી ખળાતી નથી, કે આપણી વધારી વધારાતી નથી. આપણે તો એને જોવાનો આનંદ લઈ શકિયે. દેશો ઉપર કે દુનિયાં ઉપર જે ભાત ભાતની આંધીઓ ચઢે છે તેને કોયડાની પેઠે જાણી લેવાની હોય છે. આંધીને આંધી રૂપે જોઈ લીધી એટલે બસ. સુન્દરીને સુન્દરી ધારો તો મોહ થાય; એ જયશંકર છે, એમ જાણ્યું કે મોહ ગયો.

વેદાન્તની દૃષ્ટિએ તો સૌ પ્રભુની માયાની આંધીમાં જ રમી રહ્યું છે. ઘણુંખરૂં તો એ માયામાં સૌ પોતપોતાની આસપાસ જ આંખ મીંચીને ફેરફુદડી ખાવાનો આનંદ લીધા કરે છે. એ માયાને અઘટઘટનાપટીયસી એટલે ન બને એવું બનાવવામાં ચતુર કહેવામાં આવે છે. એને નિત્ય નૂતન અને નિત્ય યૌવનભરી પણ

કહેવામાં આવે છે. એની આંધીમાં કેટલાક ભોગને, કેટલાક યશને, કેટલાક ધનને, કેટલાક સૌન્દર્યને અને કેટલાક સત્તાને સર્વભાવે ભજે છે. એ આંધીને આંધીરૂપે જે કોઈ બતાવી શકે, તે મહાત્મા થઈ જાય છે. એના અંધતમસથી ભરાએલી આંખવાળાની આંખને વિવેકના અંજન વડે ઉઘાડવી એજ કાર્ય ગુરૂનું છે ને? જ્ઞાન એટલે પણ શું? માયાની આંધીની પેલી પાર જવું તે.

માયાનાં બે સ્વરૂપો છે વિદ્યા અને અવિદ્યા. જીવો સૌ અવિદ્યામાં વસેલા છે. અવિદ્યામાંથી જ જીવનો આવિર્ભાવ છે. તથાપિ જેમ કાંટાવડે કાંટાને કાઢી શકાય છે, તેમ અવિદ્યા વડે મૃત્યુને તરી જવાય છે એમ શ્રુતિ ભગવતી કહે છે.

अविद्यया मृत्युं तीर्त्वा विद्यया ऽमृतमश्नुते ।

વિદ્વાનો કહી ગયા છે કે વિષનો પણ ઉપયોગ કરતાં આવડે, તો તે બલવાન રસાયનનું કામ કરે છે. અત્યારની ભારત ઉપર ચઢી આવેલી આંધી પણ આપણને પરિણામે ચિરંતન શાંતિ આપી શકે. અત્યારે તો એ આંધીથી ભલભલાની આંખો ઘેરાઈ ગઈ છે. દિશાઓ સૂઝતી નથી. અને માણસો ગૃહનું ઠેકાણું ન પડે તો કારાગૃહમાં પણ જવાને તત્પર થઈ રહ્યાં છે. આ આંધીમાં સ્વરાજ્ય એ લક્ષ્ય છે અને એ દૂર જણાવા છતાં હૃદયમાં રહેલું હોવાથી પ્રિયજનની પેઠે નિકટ જ છે. તથાપિ વાસ્તવિક રીતે સ્વરાજ્ય એ સાધ્ય નથી પણ સાધન છે. એકલા સ્વરાજ્યથી સિદ્ધિ નથી. સ્વરાજ્ય તો ઘણા દેશોમાં છે. છતાં તેઓના હાલહવાલ એવા હોય છે કે, કહેવાની વાત નહિ. હિન્દુસ્થાન તો પુરાતન દેશ છે અને તેની વૃદ્ધાવસ્થામાં એના પોતાના ઘરમાં બીજા રાજ્ય ચલાવવા મંડી પડ્યા એ વિચિત્ર સ્થિતિને લીધે એને સ્વરાજ્યની બૂમ પાડવી પડે છે. બાકી સ્વરાજ્ય તો હોય જ, એમાં કહેવા માગવાનું છે જ શું? સ્વરાજ્ય એ આપણો જન્મસિદ્ધ

હક્ક છે, એનો અર્થ એજ કે, પોતાના માણસો પોતપોતાના દેશના અને સંસ્કૃતિના આદર્શોને અનુસાર પોતાના દેશનો રાજ્યવહીવટ કરે એ માનવ સમાજની સ્વાભાવિક પરિસ્થિતિ છે. એટલે સ્વરાજ્યની નવાઇ નથી. માત્ર આપણને જ નવાઈ છે. પણ સ્વરાજ્ય વિના સિદ્ધિ નથી. સ્વરાજ્ય એ સુરાજ્યનું સાધન છે. સુરાજ્ય–રામરાજ્ય સદ્‌ગુણ, સુખ અને શાન્તિભર્યું રાજ્ય એ માનવ જાતિનો તેમજ આપણો પણ આદર્શ છે. પ્રો. લૅસ્કી એક ઠેકાણે સૂચિત કરે છે તેમ રાજ્યની નવાઇ નથી. આજે એક પાસે એ સત્તા હોય, કાલે બીજા પાસે હોય. એ રાજ્યસત્તા કિયા આદર્શોને જીવન, રક્ષણ અને પુષ્ટિ આપી રહી છે એજ મુદ્દો છે. અને એ લક્ષ્ય આપણા સર્વ પ્રયાસોમાં આપણી દૃષ્ટિમર્યાદામાં ભાવના રૂપે મૂર્તિમન્ત રહેવું જોઇયે. આપણી સનાતન સંસ્કૃતિની સંરક્ષાને અર્થે, આપણી સુરાજ્યની ભાવનાને અર્થે, આપણા દેશના ઉદાર આદર્શોની સિદ્ધિને અર્થે, આપણા સર્વ દેશબંધુઓની સુખ સંપત્તિ અને આબાદીને અર્થે, ઊંધા એકડાઓથી વિક્ષિપ્ત થએલાં આપણાં માનસોની શાન્તિને અર્થે આપણે સ્વરાજ્યની ઉત્કંઠાભરી પ્રતીક્ષા કરિયે છિયે અને તેને સારૂ યથાશક્તિ, યથામતિ પ્રયાસ કરવાને પ્રેરાઈ રહ્યા છિયે. ભારત માતાના બાળકોમાં પુનઃ અનેરૂં જોમ પ્રકટયું છે. આપણા ગાંધી વડે આ આંધી પ્રકટી હોય એમ જણાય છે, પણ એ આંધીની પાછળ સ્વરાજ્યના ગણેશનો જ 'ગ' છે એમ કોણ નહિ કહે ?

  

# આપણા રાજાઓ

ગોધરાની રાજકીય પરિષદમાં ગાંધીજીએ પાર્લામેન્ટની રાજ-પદ્ધતિમાં એમની અશ્રદ્ધા જાહેર કરી હતી, એમ યાદ આવે છે. અને તે પછી ઘણીવાર એમણે રામરાજ્યનો આદર્શ આગળ ધર્યો છે. રામરાજ્યનો અર્થ એ કે, ઉત્કૃષ્ટ રાજાનું ઉત્કૃષ્ટ કાયદાઓ પ્રમાણે રાજ્ય. એવા રાજ્યમાં કાંઈ કહેવાપણું હોય નહિ. પછી દૂધમાં પણ પોરા કાઢનારા લોકો દુનિયામાં હોય છે; તે ગમે તેમ કહે, તેની આપણે વાત કરતા નથી. અથવા પેલી નવી વહુવાળી વાત પણ બને. એક ડોશીમા રોજ સ્હવારમાં સૂરજને પગે લાગતાં. તેમને ઘેર નવી વહુ આવેલી, તેને વાતવાતમાં તેમણે કહ્યું કે સૂરજ બાપજીને પગે લાગિયે, તો સારાં વાનાં થાય. વહુનેય સારાં વાનાં થવાની તો હોંશ હતી. એટલે બીજે દહાડે સવારના પ્હોરમાં વ્હેલી વ્હેલી ઉઠી, ને ઘાસલેટના ડબ્બાનો દીવો લઇને દાતણ પાણી કરી લીધું. ને પછી સૂરજને પગે લાગવા ગઈ. પગે લાગે ત્યાં તો ઘાસલેટની ગંધ આવી. એટલે એણે ઉતાવળે ઉતાવળે સાસુજી પાસે આવીને કહ્યું કે, "બાઈજી તમારા સૂરજ બાપજી તો ગંધાય છે." આમ પણ કેટલાકને બને છે.

મ્હને કોઈ વાર થાય છે કે, સ્વરાજ્ય આપવા લેવા સંબંધે બધી તકરારનો ફડચો સ્હેલાઇથી થઈ જાય એમ છે, છતાં કેમ કોઇને એ વિચાર આવતો નહિ હોય? અંગ્રેજ સરકાર આપણા લોકોની લાયકાતનો વાંધો બતાવે છે ને કહે છે કે 'હજી તમારામાં બરાબર લાયકાત આવી નથી, ને તમને સ્વરાજ્ય આપિયે, તો તમે અડનું ગડ કરો. આટલા દહાડા સુધી અમારી કરી કારવી મહેનત અફળ જાય.' કેટલાક આપણા ભાઇઓને એમ પણ લાગે છે કે આપણુને સ્વરાજ્ય સોંપીને એ લોકો એડન પહોંચ્યા હોય, તે પહેલાં આપણે

એમને પાછા બોલાવવા પડે તે કરતાં એ લોકો પાંચ પંદર વર્ષ અહિયાં આપણે લાયક થઇયે, ત્યાં સુધી રહે તો શું ખોટું? પણ હિન્દુસ્થાનના ત્રીજા ભાગ ઉપર અત્યારે રાજાઓ રાજ્ય ચલાવે છે. અને તેમના જ આધેની પેઢીએ કોઈ સગાવહાલાઓ પાસેથી જ અંગ્રેજ લોકોએ હિંદનું રાજ્ય ભેગું કર્યું હશે. તો પછી આ લોકોનાજ મંડળને હિન્દુસ્થાનની રાજ્યવ્યવસ્થા સોંપી દે, તો શું ખોટું? એ લોકોને તો રાજ્ય ચલાવતાં આવડે છે ને? એ લોકોને અનુભવે છે ને વળી પાંચ પચીસ એવા અનુભવી રાજાઓ (કે તેમના પ્રધાનો) ભેગા થાય, તો વળી વધારે સારૂં કાર્ય કરી શકે. આમ લોકોને બહુ સુખ થાય ને લોકોને એ વાત ગમે પણ ખરી, પણ આપણા ઘણાખરા નેતાઓને પ્રજાસત્તાકની એવી ધગશ ચઢી છે કે તેઓ તો એને જ ઝંખે છે અને પેલાની વાત જ કરતા નથી.

આ નવા જમાનામાં એકંદરે પ્રજાસત્તાકનો જ વાયરો છે. અને તેને લઇને મ્હોટા નેતાઓની જોડે ન્હાના ન્હાના આગળ પડતા માણસો પણ હા માં હા મેળવે છે. પણ ખરી રીતે જોઇયે તો હિન્દુસ્થાનને રાજાઓ રાજ્ય કરે, એ જેવું ફાવે છે, એવું પ્રજાસત્તાક ફાવવાનું નથી. કહેવાતા પ્રજાસત્તાકે બધેય ગોટાળા જ ઉભા કર્યા છે. અને એવા ગોટાળા અહીં પણ ઉભા કરશે. ચીન, રશિયા, ઈરાન કોઈનું હજી ઠેકાણું પડયું નથી, પણ આ વાત અત્યારે આપણા અગ્રણીઓની નજરમાં આવે એવી નથી; કારણ કે જે ભણતર એ ભણ્યા છે, તેમાં પ્રજાસત્તાકનાં જ ગીત ગવાયાં છે. જેવો આહાર તેવો ઓડકાર. રાજાઓ પણ એમ સમજે છે કે આ આંધી ફેલાઈ છે, ત્યાં આપણે આપણું સંભાળીને બેસી રહો. અનુભવ એની મેળે લોકોને શીખવશે.

અલબત્ત એ વાત તો ખરી જ છે કે પ્રજાનું હિત સધાવું જોઇયે. એક રાજા હોય તો પ્રજાનું હિત એની મેળે સધાઈ જાય, એમ કાંઈ

છેજ નહિ. પણ પ્રજાતંત્ર થાય, ત્યારે વધારે હિત સધાઈ જાય એ માન્યતા સદંતર ખોટી છે. રાજા અને પ્રજા વચ્ચે વિરોધની કલ્પના ઉઠાવવામાં આવે છે, તેવું કાંઈ છેજ નહિ. રાજા તો પ્રજાનો જ જન છે, મહાજન છે, પ્રતિનિધિ છે, કુળવાન પ્રતિનિધિ છે, પ્રજાએ માનેલા વંશનો પ્રતિનિધિ છે, બાળપણથી રાજ્યને સારૂ કેળવી શકાય એવો પ્રતિનિધિ છે. ઘણીવાર એ સારી રીતે કેળવાયેલો અને પ્રજાને સારૂ પોતાના જીવનને પણ સમર્પણ કરનારો અને પ્રજાને પ્રેમથી ચાહનારો પ્રજાનો મહાપુરૂષ હોય છે. આવો રાજા હોય, તેના કરતાં બીજું વધારે સારૂં શું હોઈ શકે?

આવા રાજા બધે નિવડતા નથી, એ વાત ખરી છે, અને નિવડે પણ કયાંથી? આગળ એવા રાજાઓ હતા. બહુ હતા. પણ જેવો બધે જ સડો પેઠો એવો એમનામાં પણ પેઠો. તે રીતે જોઇયે, તો ઘણા રાજાઓ અત્યારે સારા છે, એજ વાત નવાઈ જેવી છે અને એ વાત નૃપસત્તાકતંત્રની તરફેણમાં જાય છે. રાજકુમારોને જે આદર્શ કેળવણી જોઇએ, એવી અપાય છે કયાં? એક છોકરાએ સમર્થ રામદાસ જેવા ગુરૂ પાસે વિદ્યા લઈ લીધી—ખરી વિદ્યા લઈ લીધી; એણે રાજ્ય સ્થાપ્યું અને આખી મુસલીમ સલ્તનતને હલાવી દીધી. શિક્ષણમાં એ બળ છે. પણ એ શિક્ષણ તે આ નહિ; બીજું.

આ શિક્ષણને લઇને પણ આપણા દેશમાં કેવા કેવા રાજાઓ થયા છે! બિકાનેર જેવા કેટલાક રાજાઓની પાછળ મરી ફિટવાને એમની રૈયત તૈયાર છે. ઉદેપુરના આગલા મહારાજાનું નામ હજી પણ આપણને ઉત્સાહથી ભરી દે છે. ગોંડળના મહારાજા સાહેબે વગર અર્થશાસ્ત્રીઓએ રાજ્યને એવું આબાદ કરી દીધું છે કે રાજ્યના ભંડાર ભરપૂર છે ને તે છતાં રાજ્યમાં કરવેરા લગભગ છેજ નહિ; મહારાજા ગાયકવાડની બાહોશી મશહુર થઈ ગઇ છે. નેપાળમાં રાજા એવો ધર્મધુરન્ધર કહેવાય છે કે ત્યાં ધર્મની આણ

ફરે છે. એ દેશના ગુરખાઓની કીર્તિ ને કુકરી આખી દુનિયાંમાં ઝળકી ઉઠી છે.

આપણા દેશના રાજાઓ જો ધારે તો આપણી પુરાતન સંસ્કૃતિ ને પુનઃ રિદ્ધિ સિદ્ધિના સાધનરૂપ અને શક્તિ તથા કીર્ત્તિથી જ્વલન્ત કરી શકે. એમને ઘણી રીતની ફાવટ છે. એક તો એમનાં રાજ્યતંત્રોમાં, એઓ, ગમે તેવા હોય તોપણ, ઘણી સત્તા ભોગવે છે. તો એઓ સારા હોય, અને દેશના હિતના માર્ગના પ્રયત્નો કરે, તો એમની સત્તા કેટલી વધારે પંકાય અને ફળદાયક થાય! હિંદનો એક મ્હોટો ભાગ દેશી રાજાઓના હાથમાં છે અને તેમાં કેટલાંક મ્હોટાં મ્હોટાં રાજ્યો છે. તેઓ પોતે પોતપોતાની પ્રજામાં સંગઠનનું અને સંસ્કૃતિના પ્રચારનું પ્રેરક કાર્ય કરી શકે. વળી લોકોનો મ્હોટો ભાગ આપણી સંસ્કૃતિ તરફ બહુ પ્રેમવાળો છે. એટલે તેઓ પણ તેમના કાર્યને આનંદથી વધાવી લે, એ પણ સ્પષ્ટ છે. આપણા દેશને યોગ્ય રીતે ભરતખંડ કહેવામાં આવે છે. મ્હોટા ખંડની દૃષ્ટિએ જોતાંજ આપણાં રાજ્યો ન્હાનાં લાગે છે. પણ વાસ્તવિક રીતે એ રાજ્યો કાંઈ ન્હાનાંસૂનાં નથી. ગાયકવાડ સરકારનું રાજ્ય લગભગ અડધા સ્વિત્ઝરલૅંડ જેવડું છે. મહીસૂરનું રાજ્ય બેલજીયમથી બમણું મ્હોટું છે. અને રજપૂતાનાનાં રજપૂત રાજ્યો મળીને ઈટાલીથી વધારે થઈ જાય. આ રાજ્યોએ જાગૃત થવાનું છે. પણ તે જાગૃતિ માત્ર મ્હોટાં મકાનો, પહોળા રસ્તાઓ અથવા વીજળીની બત્તી માત્રની હોય તે પૂરતું નથી. એમણે પ્રજાના માનસની જાગૃતિ કરવાની છે. જે આદર્શો વડે પુરાતન ભારતની કીર્તિ હતી, તે આદર્શો એમણે પુનઃ સજીવન કરવાના છે. એ આદર્શોમાંથી લોકોની શ્રદ્ધા નવી કેળવણીએ લૂંટી લીધી છે, તે પાછી સુયોગ્ય શિક્ષણવડે તેમણે ફરીને સુપુષ્ટ અને સતેજ કરવાની છે. હિન્દના ભાવીને ઉજ્જવલ કરવાને એમણે દેશમાં શક્તિ અને સમૃદ્ધિના રાજમાર્ગોને વધારે પ્રકાશિત કરવાના છે અને દેશની સંસ્કૃતિની

કીર્તિ દિગન્તોમાં ગાજી રહે, એવા એના મહાન્ પ્રચારકો ઉત્પન્ન થાય એવું વાતાવરણ ઉભું કરવાનું છે. જો પોતાની જ સાત્વિક શક્તિ અને સુકીર્તિ વધારવાને એઓ પ્રયત્ન કરે, તો કોઈ પણ વિઘ્ન તેમને નડે એવો સંભવ નથી. પ્રત્યેક મ્હોટું રાજ્ય પોતાના પ્રદેશમાં એક વિદ્યાપીઠ અથવા વિશ્વવિદ્યાલય સ્થાપન કરી અથવા કરાવી શકે. વિદ્યાના ઉચ્ચતમ આદર્શમાં શિક્ષણ રાજ્યથી સ્વતંત્ર હોવું જોઇયે, એ ખરૂં; તથાપિ અત્યારે સમય તેમજ રાજા પ્રજાની પરિસ્થિતિ જોતાં આપણે પુરાતન આદર્શોને સર્વાંશે ભાગ્યે જ સિદ્ધ કરી શકિયે. એટલે એ આદર્શોને ધ્યાનમાં રાખીને પણ જો રાજ્યો પોતપોતાનાં વિદ્યાપીઠોની સ્થાપના કરે, તો તે કાંઈ ઓછું નથી. પણ આને અંગે મ્હને કહેવું આવશ્યક લાગે છે કે આ બધું કરવાને રાજ્યે આપણી સંસ્કૃતિના ધુરન્ધર પંડિતો અને વિદ્વાનોને પોતાના કરી લેવા પડશે. કેમકે નહિ તો તેઓ માત્ર એટલું જ કરી શકે કે ચારે તરફ જે વાતોનાં બણગાં ફુંકાતાં હોય, તે બાબતમાં જ માત્ર લીટેલીટો ખેંચે. જેમકે વિજ્ઞાનની કે અર્થશાસ્ત્રની કે હુન્નર ઉદ્યોગોની કેળવણીનો વાયરો ચાલ્યો હોય, તો તેવું કાંઈક કરીને તે પોતાની સામાન્ય વાહવાહ બોલાવવા જાય. પણ તેથી કાંઈ ખરૂં કાર્ય થવાનું જ નહિ. એ બધું તો વિલાયતમાં પુષ્કળ છે, છતાં વિલાયતની જે પાયમાલી થઇ રહી છે, તે આપણે જોઇયે છિયે. જે કરવાનું છે તે વિલાયતનું અનુકરણ કરવાથી થવાનું નથી. અલબત એ વાત ખરી છે કે આપણી જૂની પદ્ધતિના શાસ્ત્રી પુરાણીઓથી પણ એ બની નહિ શકે. પણ તેની જોડે એ પણ એટલું જ ખરૂં છે કે વિલાયતી વિચારોના ચશ્માં પહેરી આવેલા ધુરંધરોથી પણ તે કાર્ય થવાનું નથી. બન્ને વસ્તુને સારી રીતે જાણનારા અને આપણી સંસ્કૃતિ તરફ હૃદયનો પ્રેમ ધરાવનારા ઉભય વિદ્યાના વિશારદ વિદ્વાનોથી જ એ કાર્ય થઇ શકશે. કારણ કે પૂર્વ અને પશ્ચિમની વચ્ચે પૂર્વ અને પશ્ચિમ જેટલો જ ભેદ છે. ત્યાંના ખોટા સિદ્ધાંતો જેમાંના કેટલાક

તો બહુ હાનિકર છે, તેને તેમ જ ત્યાંના ઊંધા એકડાઓને ધરમૂળથી ઉઠાવીને જમીનદોસ્ત કરવા પડશે. આપણા સિદ્ધાંતો કેવી રીતે સાચા છે એ અનેક દૃષ્ટિબિન્દુઓ વડે સ્પષ્ટ કરવું પડશે. દુનિયાંમાં ખરી શક્તિ વિચારોની જ છે. રશિયાના બોલ્શેવિક લોકો તો એમ જ માને છે કે શસ્ત્રો અને શાસના કરતાં પણ વિચારોની શક્તિ ચઢી જાય છે. એટલે જ એમણે ચારે તરફ એમના વિચારોનો પ્રચાર શરૂ કરી દીધો છે. સત્યનો અને સદ્‌ગુણનો એક અંશ લઇને તેની જોડે હજાર ભ્રમણાઓ ભળેલી હોવા છતાં તેમણે જો દુનિયાંમાં આટલું બધું આંદોલન ફેલાવી દીધું છે, તો આપણી સનાતન સત્યોથી ભરેલી સંસ્કૃતિ તો કેટલું બધું કાર્ય કરી શકે? મુસ્લિમ રાજ્યોએ પણ પોતાનું કાર્ય કરવાનું છે. આપણી એશિયાની બધી સંસ્કૃતિઓનું મૂળ ધર્મ છે અને ધર્મનાં સનાતન તત્વો બધામાં લગભગ એકનાં એક જ છે. સાચો સંન્યાસી તેમ જ સાચો ફકીર એ દુનિયાંના કલ્યાણના સંદેશાનું સહન કરનારા ન્હાના ન્હાના પેગમ્બરો જ છે. જેમ સર્વ સમયે તેમ અત્યારે પણ ખરો વિરોધ ધર્મ ધર્મનો નથી અને ન હોવો જોઇયે. વિરોધ ધર્મ અને અધર્મનો છે. અને તે સંબંધે હિન્દે જેમ પોતાના સમગ્ર ઇતિહાસમાં કર્યું છે તેમ અત્યારે પણ ધર્મમૂલક સંસ્કૃતિના અડગનિશાન તરીકે દુનિયાં પાસે ઉભા રહેવું જોઇયે.

એક વખતે આપણા દેશના એક વાઈસરોય સાહેબે એમ કહેલું સાંભરે છે કે નવા જમાનાને અંગે આપણા દેશી રાજાઓએ પણ પ્રજાકીય સભાઓ દેખાવ પૂરતી પણ રચવી પડશે. પ્રજાકીય સભાઓ કરો કે ન કરો, એ બહુ મુદ્દાની વાત નથી. એવી બનાવટી સભાઓ કેટલીક વાર ઉપયોગી તો કેટલીક વાર રાજ્યના હિતમાં વિઘ્નરૂપ થાય છે. આપણી મ્યુનિસિપાલીટીઓમાં કેવા ઝગડા, કેવું અંધેર અને કેવા ગડબડગોટાળા ચાલે છે, એ ઘણાને ખબર હશે. અને દહાડેદહાડે, જુઓ તો કરના બોજા વધતા જ જવાના. ને

શહેર સુધારાને નામે ખર્ચો ને ખાયકી વચ્ચે જ જવાનાં. આ બધો ભાર પાછો કન્યાની કેડ ઉપર–રૈયત ઉપર. અમલદારો મોટરો દોડાવે અને રૈયતને બિચારીને સોસવાનું. આ સ્થિતિ કાંઈ ઇચ્છવા જેવી નથી. પ્રજાસત્તાક એ તો જુઠું ભૂત છે. પ્રજા પાસેજ એનાં કાંડાં કપાવી લઈ તેને મૂંગો માર મારવાનો સંચો છે. લોકોને માંહોમાંહે લઢાવી મારવા હોય, તો પ્રજાતંત્રના જેવો બીજો એકે રસ્તો નથી. બધેય એનું પરિણામ એવું જ થયું છે. પણ હિન્દુસ્થાનમાં તો વળી વધારે ખરાબ પરિણામ આવે એવા સંજોગો છે. કેમકે, અહીં તો પચરંગી પ્રજા છે, આપણે જૂદા જૂદા દેશના અને જૂદા જૂદા ધર્મોના લોકોને આપણા દેશમાં, કહો કે આપણા ભરતખંડમાં, સ્વીકાર્યા છે. એટલે આપણો દેશ અનેક સંસ્કૃતિઓ, અનેક ધર્મો અને અનેક પ્રજાઓનું સંગ્રહસ્થાન છે. આ દેશની પુરાતન વતની આર્ય પ્રજા એને ન્હાનમ નહિ ગણે; કારણ કે 'वसुधैव कुटुंबकम्' એ ભારતવર્ષની સંસ્કૃતિનો આદર્શ છે. આર્ય પ્રજા એ માનવકુલની મ્હોટામાં મ્હોટી અને વધારેમાં વધારે સમજુ બ્હેન છે. એટલે એના ઘરમાં સૌ આવીને ચાર દહાડા અનુકૂળતા પ્રમાણે રહે એમાં એની ન્હાનમ નથી, પણ એની મ્હોટાઈ છે. પરંતુ કહેવાનું તાત્પર્ય એ છે કે ઘર તો આર્યપ્રજાનું જ છે. જેમ બીજી પ્રજાઓને પોતપોતાનાં ઘરો છે, તેમ આને, કાંઈ નહિ તો કોઈ ચાર દહાડા આવે જાય તેને સારૂ પણ એક ઘર તો જોઇએ જ ને? અર્થાત્ કહેવાનું એ કે એવી પચરંગી પ્રજામાં પ્રજાસત્તાકનું ધાંધલ કરવું, એથી તો પ્રજા પોતેજ નબળી થાય અને અંદર કલહ, કંકાસ અને દ્વેષો ઉલટા વધી પડે. મને ઘણીવાર થાય છે કે કૅાંગ્રેસ, મોસ્લેમ લીગ, હિન્દુ મહાસભા, શીખ જથાઓ, બ્રાહ્મણેતર સભા, કહેવાતા દલિતવર્ગ, ઇત્યાદિ પક્ષોના બધા ઝઘડાનું મૂળ આ જૂદેજૂદા પ્રજાતંત્રનું ધાંધલ છે. બીજે ઠેકાણે એ સંબંધે મ્હેં વિશેષ લખ્યું છે, એટલે અહીં પિષ્ટપેષણની જરૂર નથી. પણ આ વાતની ચારે તરફ જબરી ઘોષણા

થવાની જરૂર છે. પ્રજાતંત્રનો પાયો જ મૂળમાં ખોટો છે. બધા દેશોને તેણે હાનિ કરી છે અને આપણા દેશમાં તો તે જરાયે માફક આવે એવું નથી. આપણા કેટલાક નેતાઓને એનો ખૂબ શોખ લાગ્યો છે, એટલે તેઓ એને વળગી રહ્યા છે, પણ એમને ખબર નથી કે એ ભૂત જ્યાંસુધી દેશને વળગેલું રહેશે, ત્યાંસુધી આપણું ઠેકાણું પડવાનું નથી. બાકી સહેલો રસ્તો અત્યારે જ ક્યાં નથી? લોકો કહે છે કે હિન્દુસ્થાનના પ્રશ્નમાં આ મુશ્કેલી છે; અને હિન્દુ મુસલમાનને ક્યાં ને કેટલા પ્રતિનિધિ આપવા તેનો તો મ્હોટો હાઉ બનાવી દીધો છે. ક્યાં, આપણાથી એમ કહેવાતું નથી કે જાઓ અમારે આ ઝઘડા ન જોઇએ. તમારે જો અમને સ્વરાજ્ય આપવું જ હોય, તો આ રહ્યું અમારૂં નરેન્દ્રમંડળ; એને સોંપી દો; અને ધીમે ધીમે અમારા હિન્દુસ્થાનની રીતરશમો પ્રમાણે ને અમારી ભાવનાઓને અનુકૂળ અમે અમારૂં રાષ્ટ્ર બનાવી લઇશું. આમાં કાંઇજ અગવડ ન આવે. હિન્દને જોઇયે છે તે મળી જાય. સરકારથી કહેવાય નહિ કે તમે લાયક નથી. અને પછી ભલેને આપણા જ્યોર્જ બાદશાહ જેમ ઈંગ્લાંડના પણ નામના રાજા છે, તેમ હિન્દના પણ બાદશાહ રહે. અંગ્રેજ લોકો કહે છે અને કદાચ માનતા પણ હશે કે અમે હિન્દુસ્થાનને ઘણો ઉપકાર કર્યો છે. તો ભલેને થોડા દહાડા એમની બાદશાહી ચાલે. આપણે આજ સુધી એમને આટલું બધું માન આપ્યું અને એકદમ એમની દોસ્તી છોડી દઇયે એ ઈંગ્લાંડ કે ફ્રાન્સ જેવાને શોભે, પણ આપણા હિન્દુસ્થાનને ન શોભે અને આપણા રાજાઓને પણ એમની જોડે જે અંગત દોસ્તીઓ છે એ પણ એવી છે કે એઓ બાદશાહ તરફ એવી વર્તણુંક ચાહે નહિ એટલું જ નહિ પણ આપણા જ્યોર્જ બાદશાહ પણ ખુશીથી હા પાડે કે 'એ લોકોને જો સોંપવાનું હોય તો મ્હને કાંઈ વાંધો નથી.' અંગ્રેજ લોકોને જે મનમાં થઈ રહ્યું છે કે 'અમારી બાદશાહી ઓ ગઈ, ઓ ગઈ,' તેમના જીવને પણ જરા કળ વળે,

મ્હને તો ઘણું લાગે છે કે આ સીધો રસ્તો છે. પણ અંગ્રેજ લોકોએ કેળવણીમાં પ્રજાસત્તાકની ચાવી ચઢાવીને પોતાની જ ઘોર ખોદી રાખી છે, ત્યાં શું કહિયે ? ઘણાખરા ભણેલા બધા એ મતના અને અંગ્રેજીના ખાંઓ તો એના રંગમાં રંગાઈ ગયેલા. આપણા દેશનાં છાપાં ઓ પણ એવા પાંચ પચાશ મુખ્ય અગ્રણીઓ કહે એના ઉપર લીટેલીટો ખેંચ્યે જાય અને સામાન્ય જ્ઞાનવાળા લોકો તો પછી છાપામાં આવ્યું એટલે મિયાંની ચાંદે ચાંદ કર્યે જાય એમાં શી નવાઈ? અત્યારે હિન્દુસ્થાનને ખરી જરૂર એની છે કે વિલાયતી સંસ્કૃતિમાં ખેંચાઈ જવું પડે, ને નાઇલાજે પોતાની સંસ્કૃતિ છોડી દેવી પડે એવા માર્ગમાં ઘસડાતાં અટકવું. આપણી દશા અત્યારે એવી છે કે એક તરફ આપણી સંસ્કૃતિના સુંદર મનોહર અને ફળદ્રુપ બેટની ઊંચી ભૂમી છે અને એક તરફ નવાં મોજાંનો ખારો દરિયો છે. આપણે એ બન્નેની વચ્ચેના બીના કાદવમાં છિયે. ભરતી ચઢે જાય છે. આપણામાંના કેટલાકને હિંમત છે કે અમને તરતાં આવડે છે. અને એ ભરતીના પાણીમાં પણ અમે તરી લઇશું. આપણો અનુભવ એમ કહે છે કે એ ભરતીનાં મોજાં એવાં જબરાં છે કે ભલભલા એમાં તણાઈ ગયા છે ને ડૂબી ગયા છે; માટે કોઇ વાર નાહવું કે તરવું હોય, તો આછી ભરતીમાં વખત બેવખત તેની મુલાકાત લેતા રહેજો, પણ અત્યારે તો આ કાદવમાં આપણા પગ ખુંચી ગયા છે તે વખતે તો એમાંથી એક બીજાની મદદ લઈ તળેથી ખસી જઈ બેટની ચોખ્ખી ને કોરી ભૂમી ઉપર જ ચાલ્યા જવાની તજવીજ કરો. કેટલાક એમ ધારતા હશે કે, 'પણ હમણાં તો અમે ઓટ દેખિયે છિયે, એટલે બહુ બ્હીક નથી.' પણ ત્યાંજ ખરી ભૂલ છે. ભરતી તો કિનારા ઉપર ધકેલે, પણ ઓટ તો દરિયામાં જ ઘસડતો જાય. અત્યારનાં મોજાં યુરોપની ભરતીનાં છે ઓટનાં નથી. આ રૂપક છે, પણ તે એવું પારદર્શક છે કે શાણાજનોને એ સમજાવવાની જરૂર ન હોય.

આપણા રાજાઓએ રાજ્યતંત્ર સંબંધે અત્યારે ખાસ ધ્યાનમાં લેવા જેવી બાબત એ છે કે જમાનો બદલાયો છે. અત્યારે તો આ પાર કે કાં તો પેલે પાર. વચમાં ખાડીના તોફાનમાં રહો, તો વહાણ ડૂબી જવાનો જ સંભવ. કાં તો એમણે ઉચ્ચ આદર્શોને સાહીને પ્રજાના ખરા નેતાઓ બનીને પ્રજાને અનુગામી બનાવી દેવી પડશે. 'પ્રજા મ્હારી અને હું એમનો' એ ભાવનાથી કાર્ય કરવું પડશે. અથવા તો પ્રજાનાં તોફાની તત્વો ધીમે ધીમે એમની સામે બંડ જગાવશે, અને એમના દોષો ન્હાના હશે, તોપણ કીડીનો વાઘ કરી મૂકશે. બધી બાબતોમાં દુનિયાં કાંઈ ઊંડી ઉતરીને જોતી નથી; અને દાખલા પુરાવાના કાગળો વાંચવા બેસતી નથી. એટલે વાયરા પ્રમાણે સામાન્ય રીતે રાજાઓનું હીણું જ બોલાવાનું અને એમને મ્હોટી હાનિ પહોંચવાની. જો રાજાઓ પોતાની પ્રજાને પહેલાંના આપણા આદર્શ રાજાઓની પેઠે પુત્રવત્ પ્રેમથી જોતા રહે અને ખરા દીલથી તેમના કલ્યાણને સારૂ લોકોની પોતાની સંસ્કૃતિ, રીતરશમ અને પુરાતન પુણ્ય આદર્શોને અનુસાર તેમનું હિત સાધવાને સતત પ્રયત્ન કર્યાં કરે, તો પ્રજા એમને વફાદાર રહેશે, એટલું જ નહિ પણ એમને સારૂ પહેલાંની પેઠે પોતાના જાન પણ કુરબાન કરવાને તૈયાર રહેશે. એમની ન્હાની ન્હાની ત્રુટિઓ તરફ તેઓ દરગુજર કરશે. એમાં તો મ્હને કાંઈ સંદેહ જ નથી. કારણ કે બધા માણસો સામાન્ય રીતે તો સમજે છે કે રાજાઓ પણ આખરે તો મનુષ્યો જ છે. પ્રજા રાજાઓ પાસે એટલી આશા તો જરૂર રાખશે કે તેઓનું આચરણ પવિત્ર હોય. ગમે તેટલી રાણીઓને તે પરણે પણ શ્રી. તુકાજીરાવ જેવાં નિન્દિત કાર્ય તો તેઓ નાજ કરે. તેઓ રાજ્યના વૈભવો ભોગવે પણ તેમના જીવનના આદર્શો યુધિષ્ઠિરના જેવા માનસિક સંન્યાસના જ રહે. જેમ એઓ જીવન સાદું રાખશે, તેમ એમની કીર્ત્તિ વધવાની. વળી સગવડતા હોય, ત્યારે સાદું જીવન ગાળવું એમાં તો એક

જાતની મઝા છે; અને વાહવાહ થાય એ નફામાં. વિભા જામ વિગેરે ઘણા રાજાઓને વિષે સાંભળિયે છિયે કે તેઓ સાદાઇથી રહેતા એટલું જ નહિ પણ પોતાની સગવડનો પણ વિચાર નહોતા કરતા. કોઈ ગરીબ અર્થાર્થી માગવા આવ્યો, અને બીજું કાંઇ આપવાની ફાવટ ન હોય, તો તેઓ પોતાની ઓઢેલી શાલ કે પાણી પીવાનો રૂપાનો પ્યાલો પણ આપી દેતાં અચકાતા નહિ. એટલું ખરૂં કે થોડા સૈકા ઉપરના રાજાઓ રાજ્યનાં કેટલાંક વિશિષ્ટ કાર્યમાં બહુ પછાત હતા. હવેના જમાનામાં એ ચાલે એમ નથી. રાજાઓએ પોતે ભણીગણીને પાવરધા થવું જોઇયે એમ અત્યારનો જમાનો માગે છે. પણ નવી ઢબમાં ભણેલા ગણેલાનું દુઃખ એ છે કે તેઓ કેટલીકવાર વિલાયતના પોપટ બની જાય છે અને અફઘાનિસ્તાનના અમીર કરવા ગયા’તા તેમ પોતાના દેશમાં પણ બધું વિલાયતી વાજું કરી દેવાને તૈયાર થઇ જાય છે. રાજાનામાં આ બુદ્ધિની નિશાની નથી એટલું જ નહિ પણ પ્રજા પણ આવા એકાએક ફેરફારો કરવાથી નારાજ થઈ જાય છે અને કકળી ઉઠે છે. રાજાઓએ તો શિવાજી અને પ્રતાપની પેઠે આપણી સનાતન સંસ્કૃતિમાં પારંગત થઈ જવાનું છે; અને પછી એ સંસ્કૃતિને પોતાના દેશમાં જીવન્ત અને જ્વલંત કરવાની છે અને વિલાયતના જે ઊંધા સિદ્ધાંતો છે, તેના જડબાતોડ જવાબ આપવા કે અપાવવાના છે. મ્હને આનંદ થાય છે કે આપણા ભારતવર્ષમાં એવા રાજાઓ નથી એમ નથી. ભલે પછી ઊંધા ચશ્માવાળા વિરોધીઓ ‘રાજાઓ ખરાબ છે, ખરાબ છે’ એમ મભમ વાણિયાની પાંચશેરી કૂટયે જાય, અને લોકોને રાજાઓ તરફ સામાન્ય અણગમો પેદા કરવા પ્રયત્ન કર્યા કરે. જે રાજાઓ અતિ તીવ્ર બુદ્ધિ અથવા ઘણી વિદ્યા પ્રાપ્ત કરી ન શકયા હોય, તેમને સારૂ પણ તે ત્રુટિને પૂરવાના માર્ગો છે. નિષ્ઠાવાળા પંડિતો, સારા પ્રધાનો, કારભારીઓ અથવા મંત્રીઓદ્વારા તેઓ બધી બાબતની યોગ્ય માહિતી મેળવીને પ્રજાના હિતને અર્થે પ્રયત્નો કરી શકે.

રાજાઓએ આ બધી બાબત ઉપર પોતાનું ધ્યાન પહોંચાડવાનું કારણ એ છે કે નવા જમાનામાં જે વાયરા ચાલે છે, તે પ્રમાણે કાં તો સારો લોકપ્રિય રાજા અથવા બંડખોર પક્ષનું તોફાન એ સામસામા ઉઘાડા માર્ગો છે. એક લેખકે હમણાં જ જણાવ્યું હતું કે દુનિયાંને વાસ્તે બે માર્ગો છે. મુસોલિનીનો માર્ગ કે બોલ્શેવિકોનો માર્ગ. બોલ્શેવિક પંથથી લોકો ત્રાસે છે; અને પ્રજાસત્તાકનું પણ પોગળ ઉઘડી ગયું છેઃ પ્રસિદ્ધ અંગ્રેજ વિચારક એચ જી. વેલ્સે પોતાના ૧૯૨૭ ના એક ભાષણમાં એ વાત સ્પષ્ટ કરી છે. તે કહે છે કેઃ—

For a number of generations, the democratic process ruling the world, has meant nothing but release, enfranchisement or freedom, the breaking down of controls and restraints and obstacles. There has been a word-wide detachment of individuals from codes and controls, subjugations and responsibilities, functions and duties. I suggest that this process of dissolution is at an end, and that mankind is faced -is challenged -by the need for re-organization and re-orientation, political and social and intellectual quite beyond the power of the negligent common voter and his politicians and the happy-go-lucky education and literature, on which our minds are fed.

બર્નાર્ડ શોને પણ પ્રજાસત્તાકમાં બહુ વિશ્વાસ નથી. એણે થોડા સમય ઉપર જ એક મુલાકાતમાં લંડન જનરલ પ્રેસના પ્રતિનિધિને કહ્યું હતું કેઃ—

Liberty will not let men be really free..... As it is America discovered Democracy and very properly discarded it.

ડૉ. ફ્રેનકેન જેવા રાજનીતિના અભ્યાસીઓ પણ એજ મત આપે છે. પણ પ્રજાસત્તાકનું ધાંધળ એકવાર શરૂ થયા પછી કેટલાક લોકોને

તેનો નિશો ચઢે છે. અને બીજી તરફથી પછી સોંપવું પણ કોને, એ મુશ્કેલી ઊભી થતાં લોકો એમને એમ ગાડું ગબડાવ્યે જાય છે. બીજી એક મુદ્દાની વાત એ છે કે હૂકરે એના ધાર્મિક રાજનીતિના ગ્રંથમાં કહ્યું છે તેમ હરેક ચાલતા રાજ્યપ્રકરણમાં જન સ્વભાવને અંગે ન્હાની ન્હાની ત્રુટિઓ તો રહ્યા જ કરવાની. કદાચ ન્હાના ન્હાના અન્યાયો પણ થાય. તેથી અથવા બીજી રીતે અસંતુષ્ટ થયેલા માણસો ખટપટિયાઓ જોડે મળીને દરેક રાજ્યમાં કાંઈ કાંઈ નિમિત્તે ધાંધલ કરવાના જ. રાજાએ તેમની ફરિયાદોનો સહાનુભૂતિથી વિચાર કરવો જોઇયે, પણ તેમ કર્યા છતાં તોફાન કરવામાં વધારે લાભ જણાય, તો તો તોફાનમાં મંડ્યા રહે એવા પણ માણસો હોય. તેને વશ કરવા અથવા કાંઈ અન્યાય થયો હોય, તો ન્યાય આપી સંતુષ્ટ કરવા અને પોતાની રાજનીતિ એવી લોકપ્રિય રાખવી કે એવાનું બહુ ચાલે નહિ, એ બધો રાજનીતિની ચતુરાઇનો વિષય છે.

પણ એ કરતાં એની જોડે સંબંધ રાખતો વધારે મ્હોટો મુદ્દો આ જમાનામાં ઉભો થયો છે. અત્યારની દુનિયાંની પરિસ્થિતિ એવી છે કે દુનિયાંનો કોઈ સંસ્કારી દેશ ભિન્ન ભિન્ન વિચારોના આક્રમણોથી પોતાને કેવળ અલગ રાખી શકે નહિ. અને દુનિયાંનો વાયરો કઈ તરફનો વાય છે, એ તો આપણે જોઈયે છિયે. વળી જો મનુષ્યોને આગ્રહપૂર્વક સારા સંસ્કારમાં દોરવામાં ન આવે તો સદ્‌ગુણ જે કહે તેના કરતાં સેતાન લલચાવે તે તરફ જવાનું વલણ ઘણા માણસોનું થઇ પડે એ પણ આપણે જાણિયે છિયે. માટે સમજુ રાજાઓએ પોતાની રૈયતમાં ને રાજ્યમાં જો શાંતિ રાખવી હોય, તો પોતાની પ્રજાને સારા આદર્શોની કેળવણી આપવી જોઇયે, એ લગભગ દીવા જેટલું ઉઘાડું છે. કારણ કે જેવો આહાર તેવો ઓડકાર, જેવા સંસ્કાર તેવું આચરણ. એકવાર જો બાળપણથી માણસને સારા સંસ્કારોમાં દૃઢ કરી દીધો, તો પછી ભલભલા ગમે તેવી ખેંચતાણ કરે, પણ તે હઠશે નહિ. કુમળો છોડ હોય, ત્યારે

એ વાયરાથી નમી પડે છે, પણ એકવાર સારૂં પાણી પાઇને મ્હોટો કરી દીધો અને પછી એ વડના ઝાડે મ્હોટા હાથીઓ બાંધો, તો પણ તે ચસે નહિ, એવું મનુષ્યના મનનું અને બુદ્ધિનું પણ છે. આગળ તો કેળવણીનું યે બરોબર ઠેકાણું ન હતું. હવે તો વ્યવસ્થિત અને શૃંખલાબદ્ધ કેળવણી અપાય છે. હવે તો સંસ્કારો નાંખવા સહેલા છે. અલબત એ વાત ખરી છે કે સિદ્ધાંત તરીકે તો આદર્શ ગુરૂઓ સ્વતંત્ર આદર્શ સંસ્થાઓમાં આદર્શ ગ્રંથોનું કેવળ સાત્વિક વાતાવરણમાં વિદ્યાદાન આપે, એ જ શિક્ષણનો ઉત્કૃષ્ટ આદર્શ છે. પણ આપણે ભવ્ય આદર્શોના સત્ય યુગમાં નથી. આદર્શમાંથી જરા સ્ખલન સ્વીકારીને પણ જે મહાસંસ્કૃતિ દુનિયાંના હિતને અર્થે આવશ્યક છે, તેના સંસ્કાર પ્રેરવાને સારૂ આપણે ચાંપતા ઇલાજો લેવાના છે. દેશીય રાજ્યો અત્યારે જે વ્યવસ્થાબદ્ધ કેળવણી આપે છે તેને જ તેઓ આર્ય સંસ્કારની સંવાદક, પ્રેરક અને સંચાલક બનાવે, એ ઇચ્છવા જેવું છે. એમ કરવાથી પ્રજાનું કલ્યાણ રાજ્યની શાંતિ, અને દુનિયાંના હિતની અભિવૃદ્ધિ થવાનો સંભવ છે. કેટલીકવાર કહેવામાં આવે છે કે 'કોઈ પણ ધર્મથી અમે કેળવણીને અલગ રાખિયે છિયે.' પરંતુ ધર્મની કેળવણી આપવામાં ન આવે, પણ એને બદલે બીજા વિચારોનું શિક્ષણ તો આપવામાં આવે છે. સનાતન સત્યોને બદલે અનેક જુઠાંણાઓ એ શિક્ષણમાં વિદ્યાર્થીઓને ભણાવવામાં આવે છે, અને તેથી એ શિક્ષણ આવું હાનિકારક નિવડે છે. બ્રિટિશ સરકાર પોતાનો ખ્રિસ્તી ધર્મ હોવાથી બીજા ધર્મનું શિક્ષણ આપવા કબુલ ન થાય એ સંભવે, પણ ધાર્મિક રાજાઓને મિયાંની ચાંદેચાંદ કરવાનું કારણ નથી. હકીકત તો ઉલટી એમ છે કે અંગ્રેજ સરકારે મુસલમાન ભાઇઓને ધાર્મિક શિક્ષણની સગવડ કરી આપી છે. અને મ્યુનીસીપાલીટીઓની પ્રાથમિક શાળાઓમાં પણ તે ભાઇઓને ધાર્મિક શિક્ષણની સગવડ આપવામાં આવે છે. હાલમાં જ તે ભાઇઓ પોતાની સંસ્કૃતિનો અભ્યાસ સારો કરી

અને તેને સારૂ અંધેરીમાં કૉલેજ સ્થાપન કરવામાં આવી છે. આ રીતે ધાર્મિક શિક્ષણનો સિદ્ધાંત તો સ્વીકારવામાં આવ્યો છે. અને ૧૯૨૧ માં બ્રિટિશ સરકારે પણ એ સંબંધમાં પોતાનું ધોરણ સ્પષ્ટ રીતે બદલ્યું છે. હાર્ટોગ કમીટીના રિપોર્ટમાં તેનો નીચે પ્રમાણે નિર્દેશ કર્યો છે:—

The attitude of state neutrality in India towards different religions originally took the form of the exclusion of religious teaching from publicly managed schools......... .......................In 1921, the Government of India addressed all local governments on the question of the introduction of religious instruction into government schools and stated that they were "of the opinion that the embargo which hitherto has been placed on the introduction of religious instruction in publicly managed schools may be removed." Sir P. Hartog Committee Report P. P. 202-4.

એ કમીટી વધારામાં ભલામણ પણ કરે છે કે કેળવણીની અભિવૃદ્ધિને અર્થે અમુક સંજોગોમાં મુસલમાનોને ધાર્મિક શિક્ષણની સગવડ આપવામાં આવે છે, તેમ બીજી કોમોને પણ આપવાની ગોઠવણ કરવી જોઇયે. તે કમીટીનાં એક સભ્ય ડો. મીઠુ લક્ષ્મી રેડી પણ ધાર્મિક શિક્ષણની, મુખ્યત્વે કરીને સ્ત્રીઓને સારૂ આવશ્યકતા સંબંધે ખાસ આગ્રહ બતાવે છે. તે કહે છે કે:—

"Another great drawback of our educational system, is the entire disassociation of Religion from Education... ..............I desire to point out that the divorce of Religion from education, has been one of the foremost causes that has hindered the growth of girls' Education in the past, and has done not a little harm to the Hindu Community.................A state that is interested in the moral

and spiritual welfare of its people, cannot divest itself of this responsibility. (Do. P. P. 371-76-78.)
મિસિસ એની બીસેન્ટ પણ ધાર્મિક શિક્ષણનો આગ્રહ રાખે છે, એ જાણીતું છે.

આ પ્રમાણે ધાર્મિક શિક્ષણની આવશ્યકતા અત્યારના ઘણાખરા વિદ્વાનો અને વિદુષીઓ પણ જણાવે છે. શિક્ષણ આપવાનું જો રાજ્યનું કર્તવ્ય હોય, તો તે લોકોમાં શાન્તિ અને તાલબંધ જાળવવાને અર્થે છે. તેને સારૂ સદાચારના સંસ્કારનું શિક્ષણ જ આવશ્યક છે. અને સદાચાર અથવા નીતિનો પાયો ધર્મ.જ છે. ધર્મના પાયા વિનાની નીતિની ઇમારત ગંજીફાના પત્તાંના મહેલ જેવી દોદળી છે, એ વાત પણ સારી રીતે જાણીતી છે. ખરી રીતે જોઇયે તો ધાર્મિક શિક્ષણ એજ મૌલિક, આવશ્યક અને સર્વયોગ્ય શિક્ષણ છે. બીજા પ્રકારનાં શિક્ષણો કાં તો ગોટાળો અને ભેદભાવ ઉત્પન્ન કરનારાં હોય છે. કાં તો મનુષ્યોમાં એકબીજા ઉપર એકબીજાને સરસાઇ આપી સમાજમાં ખોટી અથવા ઊંધા પ્રકારની, અસમાનતાને વધારનારાં હોય છે. અથવા કાં તો તે સ્વચ્છંદ તથા સ્વાતંત્ર્યના ભૂલભરેલા સ્વરૂપનું પોષણ કરી વિપ્લવ, બંડ અને વિનાશનાં બળોને ઉત્તેજન આપનારાં હોય છે. મ્હને લાગે છે કે જેમ જેમ આપણા વિદ્વાનો અને આપણા રાજાઓ માનવસ્વભાવને અને તેનાં વાસ્તવિક ઔષધોને સમજતા જશે તેમ તેમ તેઓ અત્યારના ગડબડિયા શિક્ષણનાં મૂળોને છેદી નાંખી આપણી બધી શાળાઓ, પાઠશાળાઓ અને મહાવિદ્યાલયોમાં સદાચારપ્રેરક ધાર્મિક સાહિત્યનોજ માત્ર પ્રચાર કરવાને પ્રેરાશે. બીજી બધી જાતના વિશિષ્ટ શિક્ષણથી ગોટાળો થયો છે અને વૈમનસ્ય અને વિપ્લવોનાં બીજો રોપાયાં છે. જો શિક્ષણમાં એવા ઊંધા એકડા ઘુંટાવવામાં ન આવે, તો થોડાજ લોકો એ ઊંધા માર્ગોના પ્રેરક ગ્રંથોનો અભ્યાસ કરવાની તસ્દી લેશે. આ વિષય ઉપર મ્હેં વધારે ચર્ચા એટલા સારૂ કરી છે કે, મનુષ્ય એ સંસ્કારાધીન

પ્રાણી છે, અને એ સંસ્કારોને ઘડવાને, નાંખવાને કે પ્રેરવાને સારૂ શિક્ષણ જેવો એકકે સીધો માર્ગ નથી.

અલવરના મહારાજાએ હમણાં હમણાંમાંજ કહ્યું હતું, તે પ્રમાણે, હિંદના રાજાઓ એ હિંદના આદર્શો અને સંસ્કૃતિના સંરક્ષકો છે. જે હિન્દીઓને હિંદની સંસ્કૃતિ તરફ પ્રેમ હોય, જે પંડિતો એ સંસ્કૃતિનાં તત્વોને સમજીને તેનું રક્ષણ કરવાને ચાહતા હોય તેમણે, અને જે પૌર્વાત્ય અને પાશ્ચાત્ય વલણોને સમજી જઈ પૂર્વના આદર્શોને પૂજતા હોય એવા વિદ્વાનોએ આ મુદ્દાની વાત સમજી લેવાની છે, અને તેમણે જેમ બને તેમ દેશી રાજ્યોની ભાવનાને પોષવાની છે. એ વડેજ ખરૂં સ્વરાજ્ય આવશે. અને એ વડેજ આપણી સંસ્કૃતિ વધારે અભિરક્ષિત થશે. નહિ તો આપણી સંસ્કૃતિના મૂળમાં જ ધીમે ધીમે કુઠારાઘાતો થવા માંડશે. જેમ મેડીકલ કૉલેજના વિદ્યાર્થીને ધીમે ધીમે સાદાં હાડકાંની હેરફેર કરતાં કરતાં જીવતા શરીરના માર્મિક ભાગો ઉપર પણ ઠંડે પેટે છરી મૂકતો કરી દેવામાં આવે છે, અથવા કુલીન બ્રાહ્મણની પુત્રી ખરાબ સંગતથી પતિત થતી થતી કોઈ મુસલમાન સાથે નાસી જવાની સ્થિતિએ પણ પહોંચી જાય છે, તે પ્રમાણે આપણી પ્રજા ધીમે ધીમે ઊંધા શિક્ષણ અને સ્વચ્છંદપોષક કાયદાઓથી વિનાશના માર્ગમાં સરી પડશે; અને પછી માત્ર પરિણામનેજ દેખવાનું રહેશે. યુરોપીઅનોની નકલ કરીને કેટલાક લોકો પોપટની પેઠે કહે છે કે 'ફલાણો કાયદો પસાર થશે, કે, આવું શિક્ષણ અપાતું રહેશે, તો કાંઈ પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઊગવાનો નથી, અથવા કાલે સવારે સૂરજ ઊગતો બંધ થઈ જઈને દુનિયાંમાં અંધારૂં નહિ થઈ જાય.' અલબત્ત એમ કહેવાનો અર્થ એટલોજ આપણે સમજવાનો કે એ લોકો અંદરથી કે ઊઘાડી રીતે આપણી પુરાતન સંસ્કૃતિના વિરોધી છે, એટલે એ તો એમજ કહે. સૂર્ય તો આર્યસંસ્કૃતિ હતી ત્યારે પણ ઊગતોજ હતો અને તે તૂટી

જાય તો પણ ઊગે તેમજ તે ફરીથી જબરજસ્ત આંદોલનોથી આખી દુનિયાંમાં વ્યાપક થાય, તો પણ ઉગે જ. સૂર્ય ઊગશે, એ વાત મુદ્દાની નથી પણ કેવી દુનિયાં ઉપર એ પોતાનાં કિરણોનો પ્રકાશ નાંખશે, એ વાત મુદ્દાની છે. દુનિયાંને આવી કે તેવી બનાવી દેવી, એ પણ આપણા હાથમાં નથી. ધીમે ધીમે એ ફરતી જાય છે, તેને અરમ બનાવી દેવી જેમ આપણા હાથમાં નથી, તેમ એનામાં પ્રતિદિન વિકૃતિ થતી જાય છે, એ અટકાવી દેવાનું પણ આપણા હાથમાં નથી. આપણે તો માત્ર સનાતન સત્યોનું નિરીક્ષણ કરીને આપણું કર્ત્તવ્ય કરિયે, એ બની શકે. કર્તવ્ય કરિયે એટલું જ આપણા હાથમાં છે. પણ એટલુંયે કાંઈ ઓછું નથી. યુરોપના વાવાઝોડાથી દિઙ્મૂઢ થયેલી મનુષ્યજાતિ માનવકુળની પુરાતન સંસ્કૃતિના સંરક્ષક તરીકે ભારત તરફ ઉદ્ધારને અર્થે પોતાની દૃષ્ટિ ફેંકી રહી છે, એની પાસેથી અનેક આશાઓ રાખી રહી છે, એના ભવ્ય ઇતિહાસને અનુરૂપ માનવની મુક્તિના સંદેશાની પ્રતીક્ષા કરી રહી છે. એ આશાઓ આપણા આ કર્તવ્યમાં જ ફળીભૂત થવાનો સંભવ છે. એમાં નિરાશાને સ્થાન નથી. કારણ કે આપણા કર્મયોગમાં સકામતા નહિ, પણ નિષ્કામ કર્ત્તવ્યબુદ્ધિ જ રાજ્ય કરે છે.

આપણા રાજાઓને શિરે જવાબદારી ન્હાનીસૂની નથી. એક તરફથી એઓ આપણી સંસ્કૃતિના સંરક્ષકો છે, બીજી તરફથી આપણા દેશના સત્તાધીશો છે. સત્તાનો સદુપયોગ તેમજ દુરુપયોગ અથવા વ્યર્થ ઉપયોગ પણ થઈ શકે. એકસત્તાક રાજ્ય પ્રજાસત્તાક રાજ્ય કરતાં એની મેળેજ કાંઇ સારૂં થઈ જતું નથી. એ એકસત્તા કેવી છે, તેના ઉપરજ બધો આધાર છે. તે ઉદાર હોય, ઉન્નત હોય, આદર્શમય હોય, તો તે સુપૂજીત થઈ જાય. જો એથી ઉલટી હોય, તો શું થાય, તે કહેવાનું ઇતિહાસને સારૂ રહેવા દઇયે. વચલો થોડો સમય એવો આવી ગયો કે, જ્યારે રાજાઓને અમલપાણીમાં અથવા એશઆરામમાં નાંખી દઈ, પ્રધાનો જેમ તેમ–ઘણુંખરૂં સારી રીતે–

રાજ્યનું ગાડું ચલાવ્યે જતા. એક જૂની વાત ચાલે છે કે જોધપુરના કોઈ પહેલાંના–રાજવી–ગુજરાતના એકાદ શહેરમાં આવ્યા. તેમણે હુક્કો ગગડાવતાં. પોતાના નોકરને પૂછ્યું:–“ અરજણિયા, મેં કઠે બરાજાં ?’ અરજુનિયા, આપણે ક્યાં છિયે ? પેલાએ જવાબ દીધો: ‘ મહારાજ, ગુજરાતકી ગાદી ઉપર બરાજાં.’ બાપુએ પૂછ્યું, ‘ અઠે દૂધભાત મિલેગો ?’ અરજણિયાએ જવાબ દીધો, ‘ હા, અન્નદાતા, બહુત મિલેગો.’ રાજવીએ જવાબ દીધો, ‘ તબ તો અઠે હી જોધપર.’ રજવાડાના આવા સાદા, ભોળા રાજાઓ આની સાથે જ વખત પડયે, એક હાથે પોતાનું માથું કાપીને બીજા હાથમાં લઇને ઊભા રહે, એટલા જોમવાળા હતા. જે વખતે રાજા અને પ્રજા થોડી માહિતી અને થોડી માથાકૂટથી આનંદમાં દૂધભાત ખાતાં આનંદચમન કરતાં હતાં, એ જમાનો વહી ગયો છે. અત્યારે આપણે જૂદા પ્રકારના જીવનપ્રવાહમાં છિયે. તથાપિ જે મહાન આદર્શો ભારતભૂમીને સર્વ કાળે કીર્તિમંત કરી રહ્યા હતા, એ આદર્શો હજી પણ આપણા અમરગ્રંથોમાં મૂર્તિમંત થઇને વિરાજે છે. ફરીને એ આદર્શોને દુનિયાં સમક્ષ પ્રત્યક્ષ કરી બતાવવા, એ આપણા રાજાઓનું અતિ કઠિન તથાપિ કલ્યાણમય કર્તવ્ય છે.

  

# હિંદુ મુસલમાન.

મ્હારા એક મિત્ર મ્હારા ઉપર ઘણું ખરૂં જરા મજાક જરા કટાક્ષથી કહે છે કે, તમારે મુસલ્માન તે 'ભાઇઓ' અને અમે બધા આવા–હિંદુ તોય. મ્હારા બીજા મિત્રો તે વખતે એક અથવા બીજો ખુલાસો મ્હારીવતી આપે છે. આવી બાબતો સંબંધે કેટલીકવાર દલીલ કરવામાં બહુ અર્થ હોતો નથી. એટલે જેવો ઘાટ હોય એવું ગાડું હું ગબડાવું છું. કદાચ હસીને મૂંગો પણ રહું છું.

ખરી વાત એમ છે કે, મ્હારા મનમાં હિંદુ મુસલમાન વિગેરે (વગર ચોડેલી) ચિટ્ઠીઓનું બહુ વજન નથી. જ્યાં ધર્મનિષ્ઠા, પ્રભુ-પરાયણતા, ઈન્સાનિયત, સર્વાત્મભાવ, સંન્યાસ ઈત્યાદિ દેખું, ત્યાં મ્હારૂં હૃદય ઉછળે છે. એ માણસે વસતિપત્રકમાં પોતાના નામને ચોરાડેલી ચિટ્ઠી કઈ છે, એ હું જોવા રહેતો નથી. કારણ કે દુનિયાંનો અનુભવ મ્હને પણ થોડો ઘણો થઈ ગયો છે. જર્મનીમાં ચીજ બની હોય અને ઈંગ્લાંડની ચિટ્ઠી ચોડી હોય; ઇંગ્લાંડના શહેરમાં સેન્ટ બન્યું હોય અને ચિટ્ઠી હિન્દુસ્થાનની લગાવી હોય એવું એવું બહુ જોયું છે. મ્હને લાગે છે કે દુનિયાં ગોથાં ખાય છે પણ તેથી જ કે હવે લેબલો, ચિટ્ઠીઓ બહુ વધી ગઈ, ને લેબલોની જ જાહેર ખબરો ચાલી છે.—બધેય વિચારમાં ને વ્યવહારમાં. હું તો ચીજ કેવી છે તે જોવા વધારે ચાહું. દાતણની જાહેરાત નથી થતી અને પેપ્સોડેન્ટ અને પ્રોફીલેક્ટીક બ્રશની જાહેરાત ખૂબ થતી હોય, તોય મ્હને દાતણ ગમે. એમાં ઠીક રહે છે. આપણને ચાલાક લોકો ઝપટમાં લઈ શકતા નથી અને હરકોઈ બાબતમાં લાકડું પકડી રાખ્યાથી, મૂર્ખાઈનું જે મૂલ આપવું પડે, તે આપવું પડતું નથી.

ઇતિહાસની વિશાળ દૃષ્ટિથી જોઇયે તો હિંદુ મુસલમાન એ બધા તો આજકાલની 'મ્હારી તારી'ના વિભાગ છે, બાકી તો માણસ

જાત બધી એક છે. તેમાં ભગવાન મનુ કહે છે તેમ ચાર જ વર્ણ છે. જે ત્રિવર્ણમાં નહિ તે બધા શૂદ્ર. અને શૂદ્ર પણ વિરાટ્ ભગવાનના જ અંશ. એ બધા શૂદ્રમાં પણ ભગવન્નિષ્ઠ શૂદ્રો હોય અને સત્કર્મ-પરાયણ હોય, તે લગભગ બ્રાહ્મણ જેવા જ પૂજ્ય. આર્યસમાજીઓનો એટલો મુદ્દો ખરો છે કે એક વર્ણમાંથી બીજા વર્ણમાં જવાય છે. વિશ્વામિત્ર આદિ તેવી રીતે ગયાના પુરાણોમાં દાખલા છે. પણ એ બધું આગળ ગયું. તે દહાડે લોકોનું જીવન કેવું વિશુદ્ધ હતું? મનમાં કાંઈ, કહે કાંઈ ને કરે કાંઈ એમ નહિ. વધારે ફાયદો મેળવી લેવા કે માત્ર મ્હોટા કહેવડાવવાની ચિટ્ઠી ચોડાવવાનો હેતુ વિશ્વામિત્રનો ન હતો. વસિષ્ઠ જ એમને બ્રહ્મર્ષિ નથી એમ વ્યંજનાર પણ તેમનીજ પાસે એમણે બ્રહ્મર્ષિનું પ્રમાણપત્ર લીધું. અને એવા જ પ્રમાણપત્રની ખરી કિંમત. વસિષ્ઠના સો પુત્રોને વિશ્વામિત્રે હણી નાંખ્યા, પણ રાત્રે પૂર્ણિમાના ચંદ્રનો પ્રકાશ જોઈ વનમાં પોતાની સહધર્મચારિણીને કહે છે કે આ ચંદ્રનો પ્રકાશ વિશ્વામિત્રના તેજ પાસે ઝાંખો છે. વિશ્વામિત્ર એ સાંભળી જાય છે. એજ ક્ષણે એમના હૃદયનો પલટો થાય છે. અને વસિષ્ઠ જોડેનું વૈર છોડી લાંબા થઈ એમના ચરણમાં ઢળી પડે છે. હૃદયનો પલટો યોગનિષ્ઠ વસિષ્ઠ જોઇ લે છે, ને બ્રહ્મર્ષિ પદના સંબોધન વડેજ એમને ઉઠાડે છે–ઉન્નત કરે છે. એ તે સમયનું માહાત્મ્ય. યુવક મહાત્મા પાસે શીખામણ લેવા આવ્યો. ગુરૂ કહે, 'જા હજી લાયક નથી, થોડાંક વર્ષો પછી આવજે.' તો કહે, 'સારૂં, બાપજી.' મહાત્મા કહે 'જા, જે ઘરમાં કોઈ મર્યું ન હોય, ત્યાંથી ચપટી રાઇ લઇ આવ.' તો કહે 'આ ચાલી, પ્રભુ.' અત્યારે તો મહાત્મા યે એવા અને લોકો યે એવા, અને બધુંયે ઠીક ઠીક. એટલે બધું એમજ ચાલે છે. તોપણ આર્યસમાજ સનાતનધર્મની વિશુદ્ધ મર્યાદાઓ અને બીજા ધાર્મિક પંથોના વચલા ગાળા તરીકે ઠીક છે. કહેવાનું માત્ર એટલું જ કે ચિટ્ઠીઓ બીજી મારશો તેણે કાંઇ વળવાનું નથી. ખરી જરૂર માણસનાં હૃદય ઈશ્વર તરફ,

સદાચરણ તરફ, તપશ્ચર્યા તરફ અને સંયમ તરફ વળે એની છે. એ પ્રમાણે એ જો વળશે, તો બધી દુનિયાંને તેમાં લાભ જ છે. ચિઠ્ઠીઓ-લેખલો-આપણું હિત સાધવાને અર્થે છે, મારામારી કરવાને અર્થે નથી. એથી ઉત્પન્ન થતું અભિમાન આપણને પુણ્યમાં દોરે તોજ લાભ; મનુષ્યોને પરાયાની હિંસા અને આક્રમણમાં દોરવાં એ એની મૂળ ભાવના નથી.

ગાંધીજીને જે કારણથી મુસલમાનોપર પ્રેમ છે, કે હતો તેજ કારણો આપણના હૃદયને પણ અસર કરે છે. એ લોકો ધર્મમાં ચુસ્ત છે, અને પ્રભુના નામ ઉપર જાનની કુરબાની કરવા તૈયાર થઈ જાય છે. વળી એઓ આપણા દેશબંધુઓ છે. અને એમનામાંના ઘણા ખરામાં આપણા હિન્દુ પૂર્વજોનું લોહી વહે છે. એ જાણીતી વાત છે કે ગાંધીજીએ ખિલાફતનો પ્રશ્ન આખા હિન્દુસ્થાનનો રાજકીય પ્રશ્ન કરી દીધો હતો. પછીથી તુર્કસ્થાનના કેમાલ પાશાએ બધું ભુસી વાળ્યું તે જૂદી વાત. પણ ખિલાફતનો પક્ષ કરવામાં સૌના ધર્મનું સંરક્ષણ થવું જોઈયે એ મ્હોટો મુદ્દો સમાયેલો હતો. ગાંધીજીએ એમ કર્યું તેમાં નવાઈ નથી. કારણ કે એમનું દૃષ્ટિબિન્દુ મૂળે ધાર્મિક છે. આપણા એક શંકરાચાર્ય પણ એમાં સહાનુભૂતિ ધરાવતા હતા. કરાંચીમાં જે સાત નેતાઓનો કેસ ચાલેલો તેમાં એ હતા, અને એમની અદ્‌ભુત રજુઆતથી ન્યાયાધીશે પણ ખુશ થઈ જઈ એમને છોડી મૂકયા હતા. તેમને તો અલી બિરાદરો જોડે લગભગ દોસ્તી જેવું થઇ ગયું હતું. આ બધાનું કારણ એ છે કે ધાર્મિક હૃદય જ્યાં બીજા ધાર્મિક હૃદયને જુએ છે કે એને પહેલો તો હૃદયનો ઉમળકો આવ્યા વિના રહેતો નથી.

આપણે મનમાં એમ માનિયે છિયે કે આ ખોટું અને આ સારૂં. પણ મ્હને ઘણીવાર થાય છે કે ઇશ્વરની ગોઠવણ કાંઇ ઓર જ છે. આપણા લોકો આર્યસમાજીઓ જોડે લડતા અને આર્યસમાજીઓ

આપણી જોડે લડતા; ને ગાળોનો વરસાદ વરસાવતા. એક વખત એવો હતો કે આર્યસમાજીઓ અને બ્રહ્મસમાજીઓ પોતાને હિન્દુ કહેવડાવવાને પણ તૈયાર નહોતા. એ આર્યસમાજીઓ રાજકીય ચળવળમાં અત્યારે હિન્દુઓને મોખરે જઇને બેઠા છે; અને હિન્દુઓનાં મંદિરોનું અને હિન્દુઓની સંસ્કૃતિનું રક્ષણ કરવા પોતાના પ્રાણની આહુતિ આપી દેવા તૈયાર થઈ જાય છે–પછી સામે ગમે તે કાં ન હોય. મુસલમાનોની બાબતમાં પણ એવું જ છે. આપણે તો રહ્યા નિવૃત્તિપરાયણ, ધર્મ કર્મ તો કરિયે કે ન કરિયે. પણ સ્વામી દયાનંદજીના શિક્ષણે જેમ સમાજીઓને ગરમ બનાવી દીધા, તેમ આપણી વેદાંતવાર્તાએ લોકોને ઠંડા બનાવી દીધા છે. એટલે વિલાયતી હિન્દુઓનો પક્ષ હોય, મુસલમાનોનો મોસ્લીમ લીગ હોય, આર્ય સમાજીઓનું દળ હોય, શીખોનો જથ્થો હોય, પણ રાજકીય વિષયમાં આપણું ઠામ ઠેકાણું નહિ. નહિ આપણો પક્ષ કે નહિ આપણા વિશિષ્ટ રાજકીય દૃષ્ટિબિન્દુની જાહેરાત. હિન્દુ રીત રીવાજો કે સમાજ વ્યવસ્થાનાં મૂળ છેદવાનો પ્રયત્ન ચાલે, ધારાસભામાં ખરડો રજુ થાય, તો સુધારા પંથના સૌ એ ચળવળ ઉપાડી લે. પણ આપણા હિન્દુઓને તો ભલું હોય તો ગગનમાં જ ગાજતું હોય. બહુ થાય તો બે પાંચ જાહેરસભાઓ જ્યાં જરા ચુસ્ત લાગણીવાળાઓ હોય, ત્યાં એવા ખરડા સામે વિરોધની થાય. પછી હરિ તારૂં નામ. આવી આપણી દશા છે. મ્હારા જાણવામાં આવ્યું છે કે કેટલાક માણસો સમજ્યે અણસમજ્યે આપણાં મંદિરો ઉપરની ધજાઓ ઉતારીને રાષ્ટ્રીય ધ્વજ ચઢાવી દેવાને તૈયાર થયા હતા. પણ જ્યારે નેતાઓએ કહ્યું કે ભાઈ, આ તમારી સમજણફેર છે, ત્યારે વાત અટકી. જ્યારે વાયરો ચાલે છે, ત્યારે કેટલાક અણસમજુ માણસો એવા વાયરે ચઢે છે કે તેઓ કાંઈનું કાંઈ કરી દે છે. અને આપણા લોકો જેવા–"જવા દોને વાત, જે કરે તે કરવા દો, એ માથાકૂટમાં ક્યાં પડિયે" એવા વિચારવાળા લોકોની બેદરકારી એમાં સહાયભૂત

થાય છે. મને ખાતરી છે કે આપણાં મંદિરો ઉપર કેક ઠેકાણે એવા વાવટા ઝનુનીઓ ચઢાવી દેત. પણ મુંઝવણ એ હતી કે કોઇની તાકાત નહિ કે આપણા મુસ્લીમ ભાઇઓની મસજીદો ઉપર એ લોકો રાજકીય વાવટો ચઢાવે. એટલે એમની મસજીદોની જોડે આપણાં મંદિરો પણ બચી ગયાં. હિંદુસ્થાનમાં અને વિલાયતમાં અત્યારે ગોળમેજી પરિષદમાં પણ એ ભાઈઓ ધર્મના સંરક્ષણને સારૂ જે કરી રહ્યા છે, તેનો લાભ આપણને પણ મળશે અને તે ઉપકાર જો આપણે વિસરિયે તો આપણે કૃતઘ્ની કહેવાઇયે. શું શેને માટે થાય છે, એ પ્રભુજ જાણે છે. આપણે સુધારાવાળાઓની ખોડ કાઢિયે છિયે, પણ મુંબાઈના 'ઇન્ડિયન સોશિયલ રીફોર્મર' પત્રના તંત્રીએ જ નેહરૂ રિપોર્ટની મ્હોટામાં મ્હોટી મૌલિક ભૂલ જોસભેર જાહેર કરી હતી. અને તે એ કે એને ધાર્મિક પાયોજ નથી. મ્હોટી મ્હોટી સલ્તનતોના સંસ્થાપકોએ પણ ધર્મને પૂજ્યો છે. નહેરૂ રિપોર્ટમાં ધર્મના સંરક્ષણની ગેરન્ટી જ ન મળે. એ સુધરેલા ભાઇઓને તો ધર્મને ધીમે ધીમે હાંકી કાઢવો રહ્યો, એટલે એ તે શું કરવાને એના રક્ષણની વાતે કરે? એ બધી હકીકત આપણા મુસલમાન ભાઇઓએ જોઈ લીધી છે; અને ધર્મ પહેલો અને પછી બીજું બધું; પહેલી અમારી સંસ્કૃતિ અને પછી સ્વરાજ્ય એ જબરજસ્ત ને જોરદાર પરિસ્થિતિ તેમણે લઈ લીધી છે.

અંગ્રેજો પણ યુરોપના નવા વાયરાથી થથરી ગયા છે. આપણા વડા પ્રધાન મેકડોનલ્ડ સાહેબે પણ એમના ભાષણમાં આર્ય સંસ્કૃતિના વખાણનાં વાજાં વગાડવા માંડયાં અને પોતે પણ મેક્સમુલરના અર્થ પ્રમાણે આર્ય થઈ બેઠા. બાકી રાજકીય ભાષણમાં 'કુટુંબ' એ આપણી સંસ્કૃતિનો પાયો છે, આપણી આર્ય સંસ્કૃતિનું આપણે રક્ષણ કરવું જોઇયે, હિન્દુસ્થાનનો તેના પુરાતન આદર્શો પ્રમાણે વિકાસ થવો જોઇયે એ બધી વાતો પાર્લામેન્ટના મજુરપક્ષી વડા પ્રધાનના ગોળમેજી પરિષદના ભાષણમાં તે સ્વપ્ને યે સંભવે! વાત એ છે કે સમજનારા સૌ સમજી ગયા છે કે હવે સેતાનનું બળ

વધી ગયું છે. ઇશ્વર તરફની શ્રદ્ધા, ધર્મમાં આસ્થા, સદાચરણ, પવિત્ર સ્નેહ, સ્વાર્થત્યાગ, સંયમ એ બધી ચીજોના મૂળમાં એણે જબરજસ્ત કુહાડાઓ મારવા માંડયા છે. માટે જેને કાંઈક ધર્મની લાગણી છે, એ હવે જો ભેગા ન થયા તો ગયા સમજવા. ગાંધીજી સેતાનિયત-વાળી સરકારની વાત કરે છે પણ એ લોકોની જ સ્થિતિ દયામણી છે. જો અંગ્રેજો ચાંપતા ઇલાજ નહિ લે તો જોતજોતામાં એમનો ધર્મ, સંસ્કૃતિ બધું ધૂળમાં મળી જવાનુ છે. એ તળે રેલો આવ્યો છે, તેમાં મેકડોનલ્ડ સાહેબ અને બધાયે ઊંચા નીચા થાય છે. એટલા જ સારૂ આપણે પણ આખો રોટલો ન મળે અને અડધો મળે તોપણ અરાજકતાની અવ્યવસ્થા કરતાં અથવા બોલ્શેવિઝમની નાસ્તિકતાનું એક દંડે રાજ ચાલે તે કરતાં જરા ધીરજ વધારે ઠીક છે એમ માનિયે છિયે. કેમકે મન ને મોતી જે તૂટયાં તે તૂટયાં તેમ આવી સંસ્કૃતિ પણ નાશ થઈ તો ફરી બનાવી બનતી નથી. મનુષ્યના વિકારો એ તો રાક્ષસો છે; અને એકવાર વકર્યા પછી કોઇના દબાવ્યા દબાતા નથી. એ તો પ્રભુનો પ્રેરેલો ધર્મ જ એને દબાવી શકે છે અને તે પણ એમાં શ્રદ્ધા હોય ત્યાં સુધીજ. અલબત્ત, એ વકરેલા દૈત્યો પરિણામે તો કાંઈ સાર કાઢી જતા નથી. ઊંચે હિમાલયના શિખર જેટલે જઇને પછડાય છે એટલે એમનાં હાડકાં પાંસળાં પણ હાથ આવતાં નથી. પણ એમના દહાડા હોય ત્યાંસુધી કૂદાકૂદ કરી મુકે છે અને દેવોને પણ ડરાવે છે અને કદાચ તેમને પોતાના દાસ જેવા પણ કરી મૂકે છે. જ્યારે એવે વખતે ભલભલાનું પણ ચાલતું નથી, ત્યારે ઈશ્વિર અંશરૂપે કે વિભૂતિરૂપે અવતરે છે અને કંસ જેવાને પણ દેખાડી આપે છે કે મામા, બધે લાડુ ખાવાના નથી.

જ્યારે હું ન્હાનો હતો ત્યારે એક વખત મ્હેં ન્હાની ન્હાની ચીંદરડીઓના બનાવેલા ઝભ્ભાવાળા એક મુસલમાન ફકીરને પહેલ-વહેલો જોયો. અને તે ક્ષણે મ્હને મુસ્લીમ ધર્મ પ્રત્યે પૂજ્યભાવના

પ્રગટ થઈ. બીજાઓને નકામા ન્હાના ટુકડા હોય તેમાંથી પોતાને પહેરવાનું વસ્ત્ર બનાવી લેવું, એમાં કેવી મહાન ત્યાગની ભાવના સમાયેલી છે! ગોલ્ડસ્મીથ એના હાસ્ય નાટકોમાં એક ઠેકાણે એક પાત્રદ્વારા કહેવડાવે છે કે, "શોખીન લોકોની કાઢી નાંખેલી ચિંદરડીઓ-માંથી અડધી દુનિયાંનાં કપડાં બની રહે." એ મશ્કરી દ્વારા બનાવટ કરે છે, પણ મુદ્દો એનો એજ છે. આપણા ઈશાવાસ્ય ઉપનિષદ્‌ની જ એ પુરાતન ભાવના છે. तेन त्यक्तेन भुंजीथा मा गृधः कस्यस्वि द्धनम्। સંયમ, સર્વાત્મભાવ અને સત્યની પ્રેરણા કરવી એ જ સર્વ ધર્મોનું આન્તર કાર્ય છે, એ જો આપણે સમજિયે, તો આપણને ધર્મધર્મની અને પંથપંથની લડાઇઓમાં રસ આવે નહિ. જે ભેદ છે તે બધો ઉપર ઉપરનો છે. જે વાસ્તવિક રીતે ધર્મો છે, તેનો પ્રધાન સંદેશ તો એનો એ જ હોય છે. પછી આપણા સ્વભાવ પ્રમાણે આપણે એની આગલીપાછલીને, મારીતારીને વળગી પડિયે છિયે, અને સામ્યને જોઇને આપણે આનંદિત થવું જોઇયે, તેને બદલે બીજી ભિન્નતાઓને જોઈને આપણે લઢી મરિયે છિયે. નવા નવા ધર્મોને એવી લડવાની ધગશ વધારે હોય છે. કેટલાક કહે છે કે આ વળી શું ? બીજા ધર્મો વટલાવીને પોતાનામાં લઇ જાય અને તમે બીજા ધર્મમાંથી તમારા ધર્મમાં કોઇને લેવામાં હજાર વાંધા કાઢો. પણ ખરી રીતે જેમ બીજી ઘણી બાબતોમાં તેમ આમાં પણ જે ઊંધી પૂતળીએ જોનારને આપણી ભૂલ દેખાય છે, તે ખરી દૃષ્ટિથી જોનારને આપણી મ્હોટામાં મ્હોટી કીર્તિ જણાયા વિના રહેશે નહિ. હિંદુઓનો સનાતન ધર્મ એ કાંઈ પહેલાંના આગલા ધર્મને તોડી પાડવાને અથવા તેની સામેના વિરોધ તરીકે થયો નથી. એ તો દુનિયાંનો અસલનો સ્થાયી ધર્મ છે, અને રોજ સ્થાયી રહેવાનો. ઇશ્વરના મૌલિક અને પ્રાચીનતમ સંદેશાનો સંવાહક એ ધર્મ છે. જેણે એમાં આવવું હોય તે ખુશીથી પોતાની મેળે જ આવી જાય. એ તો એનો સ્વભાવસિદ્ધ ધર્મ છે અને એનો બાપદાદાનો ધર્મ છે. આપણે કહેવત પ્રમાણે 'મારીને મુસલમાન

કરતાં નથી, એટલુંજ નહિ, પણ સમજાવીને હિંદુ કરવાનો પણ આપણો ધંધો નથી.

આ વાતપરથી બીજા પ્રશ્ન ઉપર મ્હારૂં ધ્યાન ખેંચાય છે. અને તે સંગઠન અને શુદ્ધિનો પ્રશ્ન. મ્હને ઘણીવાર લાગ્યા વિના રહેતું નથી કે આપણા આર્યસમાજી બંધુઓના ઉગ્ર ઉત્સાહને લઇને આપણે આ બાબતમાં પણ ઊંધા માર્ગમાં ભેખડાઈ પડ્યા છિયે. હા, દરેક માણસને અને સમાજને પોતાની શક્તિ વધારવાનો ને સંગઠન કરવાનો હકક છે. હકક છે એટલુંજ નહિ પણ એ સ્વાભાવિક છે. ન કરે તો નવાઈ કહેવાય. પણ જો એમાં આન્તર હેતુ એવો હોય કે સામાને પછાડવા આપણે એમ કરિયે છિયે, તો સામા માણસની પણ ચાર આંખો થયા વિના રહે નહિ. એમાં દાખલા પુરાવા આપવાપણું રહેતુંજ નથી. એ તો મનોમનજ સાક્ષી પૂરે છે. આપણી હિંદુ મહાસભાએ સંગઠન શુદ્ધિની ધમાલ ચલાવી કે સામેથી તરત આપણા મુસ્લીમ બિરાદરોએ તંઝીમ તબલીગની શરૂઆત કરી દીધી. અને આપણે કરિયે તેથી ચાર ગણા જોસથી કામ ઉઠાવ્યું. એમનામાં ધર્મનું ઝનુન વધારે એટલે પૈસો પણ પાણીની માફક વાપરે અને પોતાના જાનની પણ કુરબાની કરી દે. આપણે તો ભણ્યા ગણ્યા ને ડાહ્યા ડમરા થયા એટલે હિંદુ ધર્મમાં આ ભૂલને તે ભૂલ એમ ભૂલો કાઢવા બેસિયે અને રા. જયકર સાહેબની પેઠે આપણી સંસ્કૃતિમાંથી પોરા કાઢી કાયદાઓમાં સુધારા કરાવવા જઇયે. એટલે આપણા લૂલાં પાંગળાં વાજાંને ગમે એટલી ચાવી ચઢાવો તોયે ક્યાં સુધી પહોંચે ? અને જેની જોડે આપણે રોજ રહેવાનું ને બેસવા ઉઠવાનું તેના અંતરમાં કારી ઘા વાગે તે જૂદા. હિંદુઓ અથવા મુસલમાનોમાંથી હરકોઈ ધર્મનો સંત મહંત અથવા ફકીર કે મૌલાના પોતે જે ધર્મથી રંગાઈ ગયો હોય, તે ધર્મનો બોધ સર્વ મનુષ્યોના કલ્યાણને સારૂ હરકોઇને કરે, તેમાં કોઇને કાંઈ વાંધો હોય નહિ. તે બોધ લેનારનું મન પિગળી જાય અને તે પેલાના ધર્મનો અનુયાયી બની જાય, તેમાં

પણ કોઈ વાંધો લઈ શકે નહિ, અને લે પણ નહિ. ધર્મ એવી મહાન વસ્તુ છે કે એની પાસે રાજ્ય તો શું પણ પોતાનું જીવન પણ માણસ નોછાવર કરી દે છે, કુરબાન કરી દે છે. એ ધર્મના ઉપર પાર્થિવ હેતુઓને સારૂ માણસ આક્રમણ કરે, ત્યારે પરિણામે વિખવાદ અને વિગ્રહોજ થાય. હા, એટલું ખરૂં છે કે ધર્મને માણસ પોત પોતાની મતિ પ્રમાણે સમજે છે. પણ ધર્મનો અથવા પંથનો પલટો કરાવવાનું કામ રાજકીય ભૂતોના આવેશવાળી વ્યક્તિઓનું નથી. એ કામ તો બુદ્ધ જેવા ધર્મવીરો, શંકરાચાર્ય જેવા મહાત્માઓ, ક્રાઇસ્ટ જેવા સંતો અને મહમદ જેવા પેગમ્બરોનું છે.

મ્હને લાગે છે કે શુદ્ધિ સંગઠન તંઝીમ તબલીગની હીલચાલો જેણે રાજ્યપ્રકરણી રૂપ પકડયું છે, તેથી આપણી આખી પ્રજાને ભારે નુકસાન થયું છે, અને ઝેરવેર વધી ગયાં છે. બન્ને કોમો સામેથી માણસોને ખેંચતી હોવાથી, સરવાળે સરખુંજ થઈ જાય છે અને કોલસાની દલાલીમાં હાથ કાળા એજ લાભ રહે છે. હિંદુઓ તથા મુસ્લીમો પોતપોતાના ધર્મમાં ચુસ્ત રહે, એમ હું તો ચાહું. હા, એ ખરૂં કે આપણા પોતપોતાના ધર્મના સંતમહાત્માઓ અને ઓલિયા ફકીરો પોતપોતાના ધર્મનો બોધ કરીને જનસમાજનું કલ્યાણ કરવાનું કાર્ય કર્યે જાય. એમ પણ બને કે આપણા મહાત્માઓ અને ધર્મને જાણનારા મહાપંડિતો આપણા ધર્મનો પ્રકાશ ચારે તરફ એવો ફેલાવે કે બધાને સમજાઇ જાય કે ખરી મૂળ વાત તો સચોટ રીતે પૂર્ણરૂપે અને વ્યવસ્થાપૂર્વક અહીં જ કહેલી છે. અને બીજા ધર્મો એ આ મૌલિક સનાતન ધર્મના વિરોધી નથી, પણ એનાં સંતાનો છે. અને તે પછી આપણા મુસલમાન તેમજ ખ્રિસ્તી ભાઇઓના સમૂહો ને સમૂહો બીજાના કહ્યા વિના પોતાની મેળે જ સનાતન ધર્મના અનુયાયી બની જાય. આ રીતે હિન્દુસ્થાનનું ધાર્મિક ઐક્ય પણ પ્રકટી નિકળે. એમ પણ બને કે ઇતિહાસ આપણા મુસ્લીમ ભાઇઓને કાંઈક નવુંજ દર્શન આપે. એમને થાય કે આપણા

પૂર્વજો તો આ સનાતન ધર્મનાજ અનુયાયી હતા અને આ સનાતન ધર્મમાં માનવહૃદયને શાંતિ, શક્તિ અને સમૃદ્ધિ આપવાનાં સર્વ તત્વો અને સીધા તથા સરળ માર્ગો છે. એમ તેમને લાગે તો કાંઈ અસંભવિત નથી. એમના પૂર્વજો મુસલમાન ધર્મમાં ગયા હશે, ત્યારે પોતાના અવટંકો, રીતરિવાજો અને ન્યાતોનાં ચિહ્નો પોતાની પાછળ સૂચક ચિહ્નો તરીકે મૂકતા ગયા છે; એ આપણા મુસલ્માન ભાઈઓને કદાચ માર્ગદર્શક બની જાય. જ્યારે એમ થશે, ત્યારે હિંદુ મુસલમાનોના ઝઘડા નહિ રહે. મુસલમાનો કહેશે કે અમે પણ સનાતન ધર્મનાં તત્વનેજ માનનારા છિયે, અને મહમદ એ સનાતન ધર્મનોજ એક મહાન પેગમ્બર છે અને કુરાને શરીફ એ સનાતન ધર્મ ઉપરનુંજ એક ભાષ્ય છે.

હિંદુ મુસલમાનનું આવી રીતનું ઐક્ય થઈ જાય. એ દિવસ આવે એમ હું ઈચ્છું છું તથાપિ આવે કે નહિ એની મ્હને દરકાર નથી. પણ તે દરમ્યાન આપણે હિંદુઓ અને મુસલમાનો ભાઇઓ તરીકે રહિયે, એકબીજાના ધર્મના ભેદ જોઇયે નહિ પણ તેની તાત્વિક એકતા જોઇયે એમ હું ચાહું છું. અને એકબીજાના ધર્મની આવી સમજણમાંજ સહાનુભૂતિ અને સમભાવનાં બીજકો રહેલાં છે. આપણે જો એકબીજાને બરાબર સમજીયે, તો વાજાં વગાડવા અને ગાયની હત્યા કરવાની બાબતમાં આપણે લઢી મરિયે નહિ, એટલું જ નહિ પણ કૌંસિલમાં અમારા આટલા મેમ્બર અને તમારા આટલા મેમ્બર તે સંખ્યાની ઝપાઝપીમાં પણ આપણા નેતાઓનાં હીર હણાઈ જાય નહિ. આપણે તો એમ જ કહિયે કે, "સૌ સૌને સૌ સૌનો ધર્મ મુબારક હો, અને રાજ્ય તે તે ધર્મને ઉત્તેજન આપી શકે, તો આપશે; પણ તે તે ધર્મની ભવ્ય ઈમારતોમાંથી એક ઈંટ તો શું પણ એક કાંકરી પણ ખેરવી શકશે નહિ. નવાં બનાવટી બંધારણો કરતાં અમારા ધર્મોનાં પુરાતન બંધારણો હજાર દરજ્જે અમને પૂજનીય છે."

# ધર્મની ભૂમિકા

**ધર્મનું સ્વરૂપ**

ધર્મની અનેક વ્યાખ્યાઓ અપાઈ છે તે બધીમાં ગુંચવાઈ પાછી ગૂંચ ઉકેલવાનો અત્યારે આપણને અવકાશ નથી. આપણે જાણિયે છિયે કે ધર્મની પાછળ ભાવના છે, વિચારણા છે, અને આચરણ એ તો એનું મુખ્ય અંગજ છે. કોઈ માણસ ધર્મ સંબંધી મ્હોટી મ્હોટી વાતો કરતો હોય પણ ધર્મ તેના જીવનમાં ઓતપ્રોત થયો હોય નહિ તો આપણે તેને ધાર્મિક નહિ કહિયે. ધર્મ શબ્દની મુખ્ય વ્યંજના આચરણ પરત્વે છે. અથવા બીજી રીતે કહિયે તો સદાચરણ એ ધર્મનું સ્થૂલ શરીર છે, સદ્‌વિચાર એ એનું સૂક્ષ્મ શરીર છે અને ઈશ્વર એ એનો આત્મા છે.

**ધર્મનાં રૂપકો**

એ ધર્મની વિભાવના અનેક રીતે કરવામાં આવે છે. ભગવાન્ વેદ વ્યાસ એને વૃષભ રૂપે વર્ણવે છે અને એના ચાર પાદ કલ્પે છે. ભગવાન્ મનુ ધર્મને જાણે એક વીર પુરૂષ રૂપે કલ્પતા હોય એમ કહે છે કે ધર્મ તેના હણનારને હણે છે અને તેના રક્ષનારને રક્ષે છે. વળી ધર્મને વિરાટ્ ભગવાનનું હૃદય પણ કહેવામાં આવે છે. એક ઠેકાણે દુસ્તર અંધકારના સાગરને તરવાના સહાયક તરવૈયા રૂપે પણ ધર્મને કહ્યો છે. વળી જગન્માતા મહામાયાના વાહન રૂપે અને વિકરાળ સ્વભાવના સિંહ રૂપે તેમજ જીવનના અનેક મહાપ્રશ્નો પૂછનારા, જીવનનાં વારિની વાવમાં રહેનારા અદૃશ્ય યક્ષ રૂપે પણ એને વર્ણવાય છે.

**'ધર્મ' શબ્દ**

આ પુરાતન ધર્મ શબ્દની જે વિશાળ વ્યાપકતા છે તેટલી વ્યાપકતાવાળો શબ્દ બીજી ભાષાઓમાં જણાતો નથી. લેટીન ભાષામાં એ ભાવનાનો વ્યવહાર sacra શબ્દથી થતો; એમાં પવિત્રતાનો અર્થ છે. 'રિલીજ્યન' શબ્દ એની બે વ્યુત્પત્તિઓ (સિસેરોના મત પ્રમાણે

religare = to gather together અને ઓગસ્ટાઈનના મત પ્રમાણે r-ligare = to fasten ) પ્રમાણે સમન્વય અથવા યોગના અર્થમાં ફલિત થાય છે. એના આધુનિક અર્થનો પત્તો કાઢવો મુશ્કેલ છે. નવા સુધારાએ એના અર્થને ભાષામાંથી અને એના ભાવને જીવનમાંથી ફુંક મારીને ફોરો કરી દીધો છે. એ લોકોનો એક જાદુગર જણાવે છે કે ધર્મ એટલે 'લાગણીની છાંટવાળી નીતિ.' ગૌતમ બુદ્ધદેવનો 'ધમ્મ' શબ્દ ધર્મનો પડછાયો છે. 'મઝબ' એ પ્રભુના માર્ગના અર્થમાં વપરાય છે. આ રીતે આપણે જોઇયે છિયે કે ધર્મના પર્યાય શબ્દો ધર્મના કોઈ ને કોઈ મહાન અંશને અવલંબે છે.

**ધર્મનું મૂળ**

ભગવાન મનુ કહે છે કે धर्मो धारयते प्रजाः ધર્મ એ પ્રજાઓને ધારણ કરી રાખે છે; અને એમાં આશ્ચર્ય નથી. કેમકે જગત્‌ના ધારણ કરનાર પરમ તત્ત્વમાંથી એનો ઉદ્‌ભવ છે. સંતો, મહંતો અને સદ્‌ગ્રંથો એમ જ કહેતા આવ્યા છે. નવા બુદ્ધિવાદમાં ધર્મના સત્યબળને તોડવાનું સામર્થ્ય નથી. પરમ સત્યનો અને પ્રથમ સત્યનો દાતા સર્વજ્ઞ વિના બીજો કોઈ હોઈ શકે નહિ. પરમ સત્યની પ્રાપ્તિ મનુષ્યની ઘડી ઘડીમાં ઠેકાણું બદલતી અને નવાં નવાં ઘાસ ચરતી બુદ્ધિથી પોતાની મેળે થઈ શકે નહિ, અને ન્યાયવિશારદો પણ એવી જ સંમતિ આપે છે. બુદ્ધિ પોતેજ પરિમિત અને પરિણામી છે એટલુંજ નહિ પણ તેની પાસેનાં સાધનો પણ અપૂર્ણ અને એકદેશી છે.

**તર્ક અને બુદ્ધિવાદ**

તર્કશાસ્ત્રની શક્તિઓ કેટલી બધી પરિમિત છે તેનું સ્હેજ સિંહાવલોકન કરી લઇયે. એ વિદ્યા બહુ ઉપયોગી છે એ સંબંધે કાંઈ વાદવિવાદ નથી; પણ એનો ઉપયોગ પરમસત્યોની પરિચારિકા તરીકે છે. સત્યની સેવા એ એનો ધર્મ છે. બુદ્ધિનો સાચો સ્નેહી બુદ્ધિવાદી હોઈ શકે જ નહિ. ન્યાયશાસ્ત્રની ખોટી ખુશામતથી તેને અન્યાય થતો જોવાનો

મને ઉત્સાહ થતો નથી. આ વિષય પરત્વે પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય બંને તર્કપદ્ધતિઓની મૌલિક અપૂર્ણતા છે તેને આપણે જોઈ લઇયે. આપણી વ્યાપક મનાતી વ્યાપ્તિ यत्र यत्र धूमस्तत्र तत्र वह्निः એ પણ આપણે ધારિયે છિયે એટલી વ્યાપક નથી, એ આપણે હમણાં જ જોઇયે. હાલમાં બલુનો ઓછાં થઈ ગયાં છે પણ એનો પ્રયોગ જેમણે જોયો હશે તેમને માલૂમ હશે કે બલૂન કેટલેક ઉંચે ઉડયા પછી તેમાં ઉડનારી મડમ તેના ગોળાને છુટ્ટો કરી દે છે અને પોતે તેની સાથે જોડેલી છત્રીને ઉઘાડી દઈ તેને આશ્રયે ધરતી ઉપર આવે છે. પેલો બલૂનનો ગોળો પછી ફાટે છે અને ત્યાં ધૂમાડાના ગોટેગોટા થઈ રહે છે. ધૂમાડો હોય છે અને અગ્નિ હોતો નથી. આ ઉપરથી કદાચ કોઇને એમ પણ સ્ફુરશે કે ઉંચે ઉડનારી બુદ્ધિએ જાપતામાં રાખેલા તર્કના ધૂમાડાનો ઉપયોગ કરી ઉંચે તો ઉડવું પણ જોડે છત્રીયે રાખવી, કારણ કે એ છત્રી પાછા ઠામે આવવામાં બહુ કામની છે.

હવે પાશ્ચાત્ય તર્કશાસ્ત્રનું એરિસ્ટોટલવાળું ઉદાહરણ લઇયે જે સોક્રેટિઝને લેતું પડે છે અને તેને પૂરો કરવા બહુ ઉત્સુક છે. એ પાશ્ચાત્ય વ્યાપ્તિવ્યવસ્થાનું બંધારણ જ આપણે જોઇયે:—

**તર્કપદ્ધતિ**

All men are mortal
Socrates is a man
.˙. Soocates is mortal

આ રચનાને તપાસિયે. જો બધાં માણસોમાં 'સોક્રેટિઝ' આવી જતો હોય તો કોઈ નવું સત્ય પછીના વાક્યમાં તારવવાનું રહેતું નથી. જો ન આવતો હોય તો તેમાંનું છેલ્લું તારણ કોઈ રીતે તેમાંથી નીકળી શકતું નથી. કેટલાક પાશ્ચાત્ય નૈયાયિકો આ બાબતમાં પહેલા વાક્યનું અર્થતાત્પર્ય જૂદું સમજાવવા અને કોઈ રીતે ઘાટ બેસાડવાને મથ્યા છે, પણ એ બુદ્ધિની ચાલબાજી છે. આવી ભૂલો ત્યારેજ થાય છે કે જ્યારે બુદ્ધિનો રથ હાંકનારી વાસનાઓ વધારે રાજસી કે તામસી હોય છે.

પાશ્ચાત્ય તર્કશાસ્ત્રના બીજા વિભાગના એટલે 'ઇન્ડક્ટિવ લૉજિક'ના અનુમાન તરફ દૃષ્ટિ કરિયે. સહજ જણાશે કે એ પદ્ધતિ અનુસાર શોધાયેલું તારણ કે નિગમન એ માત્ર સરલ કે આડાં દૃષ્ટાન્તોમાંથી તારવેલો એક કામચલાઉ નિષ્કર્ષ જ ગણાય અને તેથી જ એવા નિષ્કર્ષોની પુનઃ પુનઃ નવા નવા પ્રયોગો વડે કસોટી કરવાનું વિશારદ વૈજ્ઞાનિકો યોગ્ય ગણે છે. અર્થાત્ જેને આપણે 'પૂરતો' પુરાવો માનિયે છિયે તે માત્ર કામચલાઉ રીતે જ 'પૂરતો' છે, વાસ્તવિક રીતે પૂરતો નથી. વસ્તુસ્થિતિ એ છે કે આ પદ્ધતિએ તારવેલાં નિગમનો વર્તમાન પ્રયોગ ઉપર આધાર રાખનારાં, વર્તમાન પદાર્થો પરત્વે અને વર્તમાન પરિસ્થિતિને અવલંબનારાં હોય છે. જેમ ઇતિહાસ એ ભૂતકાળના તથ્યને કથે છે તેમ આ પદ્ધતિથી તારવેલ વિજ્ઞાનનાં મંતવ્યો વર્તમાન તથ્યને કથે છે.

**વૈજ્ઞાનિક તર્કપદ્ધતિ**

ધર્મ સામે વિજ્ઞાનને પટકવામાં આવે છે પણ વિજ્ઞાનની સર્વ મ્હોલાતો આવા તર્કના પાયા ઉપર રચાયેલી છે એ આપણે જોઇ લીધું હોય તો તેથી આપણને ક્ષોભ ન થાય. વિજ્ઞાનની પણ મ્હોલાતો છે એમ આપણે સુખેથી કહીશું. વિજ્ઞાન મહેલોને ચણાવે છે, ચલાવે છે અને ભવિષ્યમાં કદાચ ઉંચાયે ચઢાવશે. કેટલાક લોકો એનાથી કંટાળે છે કે ગભરાય છે કે ચીડાય છે પણ એમાંનું કાંઇ કરવાની જરૂર નથી. અલબત એટલું ખરૂં કે એમાં પરોવાયેલું જીવન ઘણી વાર માનવજીવનના મહત્તર પુરૂષાર્થોમાંથી પરાઙ્મુખ થાય છે. એ વિજ્ઞાન જ્યારે માનવોના વિનાશ કે વિષાદને અર્થે વપરાય ત્યારે તો એ ન હોય તોય સારૂં એમ પણ મનમાં થાય એ સ્વાભાવિક છે. પણ એ પ્રશ્ન વિજ્ઞાનના ઉપયોગ સંબંધનો છે અને તે પ્રશ્નમાં આપણે અત્યારે ઉતરતા નથી. વિજ્ઞાનમાં નેતૃત્વ ધરાવનારા જર્મનિમાંજ ત્યાંના નિશ્ચે આદિ અધ્યાત્મવાદી (વાઇટલિસ્ટ) ફિલ્સુફોએ મહાસંગ્રામ પ્હેલાંથીજ અને રૂડૉલ્ફ

**ધર્મ અને વિજ્ઞાન**

ઑઇકેન જેવા વિચારકોએ સંગ્રામ પછી,—જડવાદે આપેલી સામર્થ્ય અને સુખની આશાઓ કેવી ઝાંઝવાના જળ જેવી નીવડી છે એ જાહેર કરી દીધું છે. મ્હને આશા છે કે પ્રત્યક્ષવાદની સંસ્કારહીન ધોકા પછાડવાની અને ધતિંગ જમાવવાની પરિપાટીથી (જેને પૉલ નેટૉર્પ **profound uncultured dogmatism and absolutism** *of the mere empiricists* કહે છે તેથી) આપ મોહિત થશો નહિ.

**ધર્મ અને જીવન**

ધર્મ સંબંધી જે કટાક્ષ અને બેદરકારી પચ્ચીસ વર્ષ પૂર્વે હતાં તે આજ નથી. એનાં કારણો ઘણાં છે. યુરોપમાં પણ મહાસંગ્રામ પ્હેલાં ધર્મ પ્રત્યે જે અશ્રદ્ધા હતી તેની તીવ્રતા કંઇક ઓછી થઇ છે અને પાછું વિદ્વાનોનું લક્ષ, સંયોજક, નિયામક અને પૂજનીય તત્ત્વ તરીકે અનુભવાતા ધર્મ તરફ ગયું છે. અનુભવે આપણને શીખવ્યું છે કે ધર્મ એ જીવનનો નિયામકજ નથી પણ સંયોજક છે અને જીવન-ચર્યાનો પ્રતિબંધક નહિ પણ એનો વ્યવસ્થાપક છે. આપણે હવે ઝાંખુ ઝાંખુ પણ જોઇ શકિયે છિયે કે ધર્મ વિનાની પ્રજા, ધર્મ વિનાનો સમાજ, અને ધર્મ વિનાનું જીવન એ ઉદાર અને ઉત્કૃષ્ટ આશયોમાંથી સ્ખલિત થાય છે.

**ધર્મ અને નીતિ**

કેટલાક નીતિનેજ ધર્મનું સર્વસ્વ માનતા જણાય છે. પણ વસ્તુતાએ નીતિ એ ધર્મનું ફળ છે અને ચારિત્ર્યનું મુખ્ય પ્રેરક બળ તો ધર્મ-ભાવના છે. આપણી સર્વે પ્રિય સંસ્થાઓ, ગૃહ અને રાજ્ય, કુટુંબ અને આદર્શો, ધર્મમાંથી ઉદ્ભવે છે, ધર્મથી પોષિત થાય છે, અને ધર્મથીજ સફલ અને સુફલ થાય છે. ધર્મ વિના નીતિની ઇમારત રેતીના પાયા ઉપર રહેલી કહેવાય છે તે ખોટું નથી. ધર્મભાવના વડેજ નીતિ ઉપર ચિરંતન શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. 'વધારે માણસનું વધારે હિત' કે એવાં બીજાં નીતિ સૂત્રો તકરારો કરવાના કામમાં આવે પણ જીવનના કટાકટીના

**પ્રસંગોમાં સહાયભૂત થતાં નથી. નીતિનાં નાવનાં પ્રસ્થાન ધર્મમાંથી અને તેનાં વિશ્રામસ્થાન પણ ધર્મમાંજ છે.**

**નીતિનાં સૂત્રો**

પણ અત્યારના સમયની શંકા તો એ છે કે 'નીતિનુંજ ક્યાં ઠેકાણું છે કે અમને એમાં પ્રેરવા મથો છો? મનુષ્યની જૂદી જૂદી જાતિઓના નીતિનિયમો ક્યાં સરખા છે! એટલું બધું વૈચિત્ર્ય છે કે તમારો એકકે નિયમ ભાગ્યેજ ટકી શકે' આ પ્રકારની શંકા ખાસ હિંમત બહાદૂર યુવકો વિના કોઈ ભાગ્યેજ કરે છે. પણ પાશ્ચાત્ય કેળવણી પામેલા બધાનાં માનસમાં એ શંકાના સીરમનું ઇન્જેકશન તો કેળવણીએ મૂકી દીધું હોય છે જ. આ પ્રકારની શંકાની પાછળ વિચારશૈથિલ્ય એ છે કે સત્યનો ને નીતિનો આધાર કેમ જાણે માનનારાની બહુમતિ અથવા એકમતિ ઉપર રહેતો હોય એમ એ સ્વીકારી લે છે. વસ્તુતઃ સત્યનાં કે નીતિનાં સૂત્રો તો સનાતન છે. તે સૂત્રો મનુષ્યના જીવનને અને માનસને પણ અહોનિશ માપ્યા કરે છે અને એ સૂત્રોનું કેન્દ્ર માનવનું માનસ નહિ પણ વિરાટ્નું માનસ છે.

**નીતિ ને ધર્મનું બળ**

એ વિરાટ્ના માનસનો આવિર્ભાવ ધર્મનાં સૂત્રોમાં હોય છે અને તેથીજ આપણે નીતિની ભાવના, તુલના અને સમર્થના ધર્મને અવલંબીને કરિયે છિયે. જગત્ના નિયંતાથી પ્રેરિત માર્ગ હોવાને લીધે ધર્મ, સ્નેહની, સુખની, કલ્યાણની, અભ્યુદયની, ચિરજીવિત્વની અને નિઃશ્રેયસ્ની અદ્ભુત શક્તિઓ ધરાવે છે. એ ધર્મના બળે પ્રજાઓ જીવન્ત રહે છે. ધાર્મિક આદર્શોને ત્યાગનારી પ્રજાની અવનતિનાં દૃષ્ટાંત ઇતિહાસ આપતો આવ્યો છે. જર્મનીને આપણે ચાહિયે છિયે, તે સમભાવને લીધે. પણ જર્મનીના પરાજયનું ખરૂં કારણ એ છે કે નીતિના ભોગે એણે સામ્રાજ્યના મનોરથો રચ્યા. તહનામાના દસ્તાવેજને 'કાગળની ચબરકી' તરીકે જણાવનાર જબરો લાગે પણ સૃષ્ટિનો નિયામક તેનાથી

વધારે જબરો છે. નીતિના પાયા વિના એક ઘર પણ લાંબુ ચાલી શકે નહિ તો પછી પ્રજાઓની તો વાતજ શી ?

હમણાંના નવા વિચારકો વસ્તુઓની કિંમતની ફરી આંકણી કરવાની વાતો કરે છે અને નવી આંકણી કરવાની ચીજોમાં નીતિ, ધર્મ એ બધાને મૂકે છે. પણ અમુક દૃષ્ટિબિંદુ લઈ તે વડે એક સિદ્ધાંત ઉપર લીટી મારવી અને બીજાની નીચે લીટી કાઢવી એથી કાંઈ નિર્ણય થતો નથી. કિંમતની આંકણીની પણ કસોટીઓ છે. વિશ્વના કોઈ પણ દેશમાં પ્રકૃતિના નિયમોને અનુસાર સુખ, સંતોષ અને શાન્તિને પ્રસારી શકે એવાં સનાતન તત્ત્વો ઉપર રચાયેલી આંકણીજ આપણને મંજૂર હોવી જોઇયે કારણ કે એજ વિશ્વની નિયતિને મંજૂર છે.

**કિંમતની આંકણી**

વિશ્વનો નિયંતા કોઈ છે કે નહિ એ પ્રશ્નનું આપણે ટૂંકમાંજ સમાધાન કરીશું. કારણકે ઇશ્વરનું અસ્તિત્વ એ તર્કનો કે પ્રત્યક્ષ જ્ઞાનનો નહિ પણ અપરોક્ષ જ્ઞાનનો વિષય છે. એના તરફ જેની દૃષ્ટિ છે તેને તો સર્વ સ્થળે એનુંજ દર્શન થાય છે. એને તો લાગે છે કે:

**ઇશ્વરનો નિવાસ**

જ્યાં જ્યાં નજર મ્હારી ઠરે
યાદી ભરી ત્યાં આપની;
જ્યાં જ્યાં ચમન જ્યાં જ્યાં ગુલો
ત્યાં ત્યાં નિશાની આપની. (કલાપી)

જેની દૃષ્ટિ બીજે ગુંચાયેલી છે તેને એ ન દેખાય તો આશ્ચર્ય નથી. જેને આ સાડાત્રણ હાથના સંચામાં પ્રભુ દેખાતો નથી એને બીજે ખોળતાં ભાગ્યેજ દેખાઈ શકશે. હિરણ્યકશિપુએ ત્રણે ભુવન ખોળ્યાં પણ એને પ્રભુ ન જડ્યા કારણ કે એણે એમને અંતરમાં જોવાની તસ્દી ન લીધી. કોઈ એ બાબત આપણી જોડે લડવા આવે તો આપણે

એમજ કહેવું પડે કે ભાઈ પ્રભુ તો દેખાડયો દેખાડાય એવો નથી. કદાચ કોઈવાર તમનેય દેખાઈ આવશે. પણ ઇશ્વરના અસ્તિત્વની બાબતમાં શંકા લેનાર થોડા જ હોય છે. ઘણુંખરું તો લડાઈ પરમેશ્વર વિષે નથી હોતી પણ મ્હારા ત્હારા પરમેશ્વર વિષે હોય છે એટલે એ બધી ગડબડ પરમેશ્વરની નથી, મ્હારાત્હારાની છે.

**જીવનના પ્રશ્નો**

માનવજીવનના મુખ્ય પ્રશ્નો ત્રણ: આ જીવનમાં આપણું કર્તવ્ય શું? આપણું ધ્યેય શું? અને આપણે જ્ઞાતવ્ય શું? આ પ્રશ્નો અગત્યના છે મૌલિક છે અને માર્મિક છે; બુદ્ધિની નિર્બળતાનું આપણે દિગ્દર્શન કર્યું. અને તે ઉપરાંત, મહાન સત્યોના સંબંધમાં જે અનવસ્થા, સંશય, વિપર્યય અથવા વિકલ્પ અત્યારે દેખાય છે એ પણ બતાવી આપે છે કે મનુષ્યની મર્યાદિત, ઘેરાયેલી, સંસ્કારાધીન અને પરિણામી બુદ્ધિમાત્ર વડે મૌલિક સત્યોનો નિર્ણય થવો કઠિન છે, લગભગ અશકય છે. પરંતુ મનુષ્ય પોતાની અપૂર્ણતાને પોતે તો ક્ષણે ક્ષણે દેખે છે. એટલે એની પોતાની બુદ્ધિની ન્યૂનતા એને ફરીફરી બતાવવી પડે એમ નથી.

**ઈશ્વરપ્રેરિત જ્ઞાન**

આ સ્થાને એ પ્રશ્ન હોઈ શકે કે 'જો બુદ્ધિથી આ બધાનો નિર્ણય ન કરિયે તો પછી શેનાથી એ નિર્ણય કરવો?' બુદ્ધિથી વધારે બીજું શું હોઈ શકે?' 'બુદ્ધિ કદાચ જોઇયે તેટલી બળવાન નથી પણ એનાથી વધારે બળવાન બીજું શું છે?' આ શંકા ન્હાનીસૂની નથી પણ તેનું સમાધાન છે. એક તરફથી મનુષ્યબુદ્ધિ સ્વાભાવિક સ્ખલનવાળી છે અને બીજી તરફથી મનુષ્યનો સ્રષ્ટા પ્રભુ દયામય છે. એટલે મનુષ્યને તેની જીવનયાત્રાનો માર્ગ દેખાડનાર ઇશ્વરપ્રેરિત કોઈ જ્ઞાનનો સંભવ સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે. પણ આવા સંભવ માત્રથીજ આપણે તેવું જ્ઞાન ખોળવા તત્પર થતા નથી. ખોળવાપણુંજ નથી. આપણી પાસેજ આપણા પૂર્વજોએ આગ્રહથી, પ્રેમથી અને પ્રયત્નથી રક્ષિત

કરેલું જ્ઞાન છે. એ જ્ઞાન ઈશ્વરપ્રેરિતછે એમ આપણને પુરાતન સમયથી જણાવવામાં આવ્યું છે. આપણે તદનુસાર આપણા જીવનના મોંઘેરા પ્રસંગોને નિર્માણ કરવાને તૈયાર થઇયે છિયે, એને રાજ્યના એક શ્રદ્ધેય અંગ તરીકે સ્વીકારિયે છિયે અને એને આધારે આપણા સગાં-વ્હાલાંના દાયભાગો ઉપર પણ હક્ક કરિયે છિયે. આવું જે જ્ઞાન આપણને પરંપરાદ્વારા મળ્યું છે, જેનાથી આપણું જીવન ઘણે અંશે ઘડાય છે, જેની સત્યનિષ્ઠાને લીધે અનેક વિદ્વાનો એને આજ સુધી પૂજી રહ્યા છે અને જેના ઉચ્ચ આદર્શ આપણને પ્રતિદિન આકર્ષી રહ્યા છે એમાં આપણે વિશ્વાસ કાં ન રાખિયે? આ જ્ઞાનરાશિ તેના પ્રેરક પરમાત્મા જેટલો ગંભીર અને અપ્રમેય હોય તેમાં પણ શું આશ્ચર્ય છે? તેમાં આપણી પરિમિત બુદ્ધિને કેટલાંક શંકાસ્થાનો લાગે એ સ્વાભાવિક છે. ન લાગે તો નવાઈ કહેવાય. અને વળી જ્યારે આપણે જોઇયે છિયે કે ધીમંતોએ, ધુરંધરોએ, સંતોએ અને મહાત્માઓએ એનાં પરિશીલન કર્યાં છે, માહાત્મ્ય વિસ્તાર્યાં છે અને શાશ્વતી શાન્તિ પ્રાપ્ત કરી છે ત્યારે એના વિરોધીઓના મત ઉપર બહુ ભાર મૂકવાનું આપણને મન થતું નથી. આપણે કહિયે છિયે કે એ શંકાસ્થાનો ભલે હોય એ જ્ઞાનરાશિને પામવા જેટલી કે એના ઉપર લીટો મારવા જેટલી શક્તિ અમારી નથી. અને બીજું કોઈ વધારે સંતોષજનક શાસ્ત્ર માનુષી ગ્રંથોમાં અમને જણાતું નથી. તેમજ ધર્મગ્રંથોને ત્યાગી તેની વિરૂદ્ધ જવા અમારી ક્ષણસ્ખલન્ત સ્વૈરિણી બુદ્ધિને અમારૂં જીવન નોછાવર કરી દેવા અમે તૈયાર નથી. આ શાસનાઓમાં અને વિશેષ કરીને તેના અનુપાલનમાં અમને સંતોષ, સુખ અને શાન્તિ પ્રાપ્ત થાય છે. આવા મંતવ્યમાં બુદ્ધિ, હૃદય, ભાવના અને વિવેક બધાને સ્થાન છે. આવા પ્રકારની આસ્તિકની શ્રદ્ધા એ મ્હને તો વધારે સબળ અને સપ્રમાણ લાગે છે.

જ્યારે હું જોઉં છું કે પોતાની દૃષ્ટિરેખા પ્રમાણે સૃષ્ટિ આમ કે આમ દેખાય છે; પદાર્થ વિજ્ઞાનની આમ કે આમ ચાળવણી થઈ શકે

છે, એકની એક વસ્તુ સારી તેમજ ખોટી દેખાઈ શકે છે, ન હોય તે ઝાંઝવાના જળની પેઠે દેખાય છે ને હોય તે, દિવસે

**શ્રદ્ધાનું દૃષ્ટિબિન્દુ**

તારાની પેઠે, દેખાતું નથી ત્યારે મ્હને વેદાંતનો દૃષ્ટિસૃષ્ટિવાદ જાણે સોળે સોળ આના ખરો હોય ને એમ લાગે છે. ગેલિલિઓની પ્હેલાંનો યુરોપ અત્યારના યુરોપના જેટલાજ આગ્રહથી સૂર્યને પૃથ્વીની આસપાસ ફરતો માનતો. પાંચસે વર્ષ પ્હેલાં આપણા પૂર્વજોને ધર્મપુસ્તકોની વાતોમાં કંઈ અસંભવ જેવું લાગતું નહિ અને બે હજાર ગાઉથી એક માણસ બીજા જોડે બે પાંચ ક્ષણમાં વાત કરી શકે એજ એ લોકોને કદાચ કેવળ અસંભવિત લાગે. સૃષ્ટિનું દર્શન એ આપણી દૃષ્ટિ ઉપર ઘણે અંશે નિર્ભર છે એટલુંજ નહિ પણ એક પ્રત્યક્ષ અથવા અપરોક્ષ અનુભવ બુદ્ધિજન્ય અથવા તર્કજન્ય અનેક મંતવ્યોને વિદારી નાંખે છે. ઇતિહાસનાં મંતવ્યોનાં દૃષ્ટિબિન્દુઓ બદલાય છે. વિજ્ઞાનનાં મંતવ્યોમાં તો વખતોવખત પરિવર્તન થયાં જ કરે છે. સારૂં છે કે આપણા વિજ્ઞાનપૂજકોએ એનો એક સારો ખુલાસો રાખી મૂક્યો છે કે મંતવ્યોના બદલાવાને વિજ્ઞાનની પ્રગતિ કહેવી. મનુષ્યોનાં સ્નેહમન્દિરો અને પૂજાસ્થાનો પણ બદલાય છે તો બીજાનું શું કહેવું? કદાચ કોઈ ભવિષ્યમાં એવી શોધ કરે કે અખૂટ શક્તિ આપનારાં માનસિક 'વાઇટેમાઇન' ધર્મમાં સૌથી વધારે પ્રમાણમાં છે તો મ્હને આશ્ચર્ય થાય નહિ.

કહેવાનું તાત્પર્ય એ છે કે મનુષ્યને સત્યના, ઉપાસનાના અને કર્તવ્યના રાજમાર્ગની પ્રધાન પ્રેરણા તેના પ્રેમમય પિતા તરફથી વિરલ

**માનવહૃદયની આકાંક્ષા**

પુણ્યાત્માઓ દ્વારા પ્રાપ્ત થયેલી છે એ પ્રકારનું મંતવ્ય અથવા શ્રદ્ધા સર્વ ધર્મોની પાછળ વિદ્યમાન છે. તોફાનથી, અંધકારથી અને સાગરનાં મોજાંઓથી ઘેરાયેલો સનાતન માનવ, નવા માનવ ન્યુમૅનની પેઠે પ્રેમલ જ્યોતિને કહે છે કે:—

Lead, kindly Light, lead thou me on!

પ્હેલાં તો એ જરા હુંપદમાં રહે છે પણ પછી અનુભવ એને થોડીજ વારમાં ઘડે છે. એ મુંઝાય છે અને સનાતન સત્ય તરફ વળે છે.

तमसो मा ज्योतिर्गमय (ઉપનિષદ્)

એવી એ ભાવના કરે છે; અને શિષ્ટોના અને સંતોના સુપૂજિત અને સુરક્ષિત દાયભાગ રૂપ–પ્રસાદરૂપ–જ્ઞાનરાશિ તરફ વળે છે. એ કહે છે કેઃ–

"હે ખુદા, હમ તેરીહિ પૂજા કરતે હૈં, ઔર તુમ્હીસે મદદ માંગતે હૈં. હમકો સીધી રાહ દિખલા." (સુરે ફાતિહા)

એ 'રહમવાલા' પ્રભુના જે જ્ઞાનરાશિમાં જેને શ્રદ્ધા પ્રાપ્ત થઈ હોય તેને તે ભજે છે અને તેમાં એને ધર્મ, અર્થ, કામ અને મોક્ષનાં સંતોષજનક સાધનો પ્રાપ્ત થાય છે. ધર્મને સાચા સ્નેહથી ભેટેલો કોઈ અતૃપ્ત રહ્યો નથી અને પરા કોટિની બુદ્ધિના વિદ્વાનો ધર્મમાંજ શાંત થઈ ગયા છે. મદમત્ત હાથણી જેવી બુદ્ધિને યથેષ્ટ ફળ આપનારી મીઠડી કામધેનુ બનાવવાનાં જાદુ 'દૈવી વાગ્' પાસેજ છે. સર્વ ધર્મોની આજ સાધારણ ભૂમિકા છે. અને એ ભૂમિકા કંઈ નહિ તો નાસ્તિકની ભૂમિકા જેટલીજ અમોઘ છે અને એનાથી સહસ્રગણી વધારે શાન્તિદાયક છે.

પણ અત્યારે વધારે કટાક્ષ તો ધર્મ તરફ નથી પણ જેને ધર્મના વાડા કહેવામાં આવે છે તે તરફ છે. આ વસ્તુસ્થિતિ સ્વાભાવિક છે.

**ધર્મના વાડાઓ**

કારણ કે એવા કહેવાતા વાડાઓના નિયમો માણસને વધારે સ્પર્શ કરે છે. અને પોતાને સીધી રીતે અસર થતી હોય તે બાબતમાં માણસ ઝટ બોલી ઉઠે છે. અલબત એક રીતે જોતાં વાડા, વાડીઓ અને વંડીઓની અનિષ્ટતા કબુલ કરવા જેવી છે. પણ એટલુંજ શા માટે? વ્યર્થ મહેનત કર્યા વિના પ્રકૃતિના નૈસર્ગિક મહેલમાં હંસો કે સિંહો

જેમ વિચરે છે એમ વિચરવું કેવું આદર્શરૂપ લાગે છે તથાપિ આપણે ગૃહોને સર્જિયે છિયે, રાજકીય પક્ષોના વાડામાં જોસ્સાભેર ભળિયે છિયે; સર્વભૂમિ જે પ્રભુની છે તેમાં દેશોના વાડા બાંધવા કે બચાવવા લાખો જીવનોની આહુતિ આપવા તૈયાર થઇયે છિયે, તો પછી શંકા એ થાય છે કે ધર્મના વાડા તરફનો કંટાળો એ તે વાડાનો કંટાળો છે કે ધર્મને ધક્કે ચઢાવવાની પેરવી છે? વાડા, વંડા અને વાડીઓ બાંધવા તરફ મનુષ્યોનું સ્વાભાવિક વલણ છે. એમાં મમતાથી ઉત્પન્ન થતા ઉત્સાહ, ઉદ્યમ અને ઉમંગનો લાભ છે તેમ બીજી તરફથી અસહિષ્ણુતા, અસૂયા અને ગેરસમજૂતના ગેરલાભો પણ છે. તથાપિ અત્યારની પરિસ્થિતિમાં એ લગભગ અનિવાર્ય છે. એ બધાનું ઐક્ય સાધવાના સામાન્ય પ્રયત્નો નિષ્ફળ જાય છે કારણ કે ધર્મ એ માણસને મન શાકભાજી જેવી ચીજ નથી કે જે હોય તે ચાલે. પ્રેમની પેઠે શ્રદ્ધા પણ સ્વયંભુ છે અને જેનાં મન જ્યાં ઠર્યાં ત્યાંજ ઠરે છે. એ બધા વાડાઓનું ઐક્ય કરવાનો પ્રયત્ન જો કોઈ મહાન ધાર્મિક હૃદય-માંથી ઉત્પન્ન થાય તો તે ‘બ્રહ્મસમાજ’ની પેઠે એક નવો વાડો ઉત્પન્ન કરવામાં જ ફલિત થાય છે. અને જો નાસ્તિક હૃદયમાંથી ધર્મ વિનાનું ઐક્ય પ્રેરવા સારૂ ઉત્પન્ન થયો હોય તો જનસમાજને વધારે હાનિકારક થાય છે.

**અનિવાર્ય પરિસ્થિતિ**

સંસ્કારો, ક્રિયાઓ અને વિક્રિયાઓના અનેક રીતના મિશ્રણથી મનુષ્યબુદ્ધિમાં એટલી બધી વિકૃતિ, વિચિત્રતા અને ભિન્નતા આવી ગઈ છે કે બધાનું ઐક્ય લગભગ અશક્ય થઇ પડ્યું છે. બીજી તરફથી ધર્મનાં મહાન સૂત્રોનો ત્યાગ કર્યા પછી તેનું સમર્થ રીતે સ્થાન લઇ શકે એવાં કોઇપણ મહાસૂત્રો માનવજીવનને સુખશાંતિમાં પ્રેરવા સમર્થ થયાં નથી. માનવ જાતિની સરળતાભરી બાલ્યાવસ્થાના નિર્દોષ જીવનમાં તાલસંવાદનો જે વધારે સંભવ હતો એ સંભવ આપણા યુગમાં નથી. આપણે કૃત્રિમતાના, સંકરતાના અને સંકીર્ણતાના સ્વા-

ભાવિક વિસંવાદમાં છિયે એટલે જે સ્થિતિ આપણને યદૃચ્છયા પ્રાપ્ત થઇ છે તેનાથી કંટાળવાનું કામ નથી પણ તેને સમજવાનો તરી જવાનો કે નિભાવી લેવાનો યત્ન આપણે કરવાનો છે.

કાળા માથાના માનવીએ ઍથેલોની પેઠે અંતરના ઉંડા સ્નેહે અને અનેક આરતોથી ડેસડેમોના જેવી મીઠી ઉજળી અને ઉદાર ધર્મભાવનાને પ્રાપ્ત કરી છે. એને એમાં શ્રદ્ધા-વિશ્વાસ છે ત્યાં સુધી જીવન આનંદમય છે. અને

**સાબિતીઓ શેની ?**

**Ah, what a dusty answer gets the soul**
**When *hot* for certainties in this our Life**

જેને એ પોતાના મનથી 'પાકકા પુરાવો' માને છે તે ખોળવામાં અહંકાર અને દૌરાત્મ્યના પ્રતિનિધિ જેવા ' આઇ આગો 'ની શીખામણે વળગે છે ત્યારથી એની શાન્તિનો સૂરજ આથમે છે. સત્ય તો એને મળતુંજ નથી પણ મૃત્યુની સમીપ એ જાય છે. એ આપણા તર્કવાદી જેવા 'ઇયાગો'નો પ્રેરાયો રૂમાલના ટુકડા–ભૌતિક સાબિતી સારૂ ભમે છે. એની દેવી એને કહે છે:—

**" It is not lost but what and if it were ! "**

જેને ધર્મ પ્રત્યે અંતરની પ્રીત છે જેણે એનાં સુખ અને એનાં પવિત્ર અંતર જોયાં છે એને એનો રૂમાલનો ટુકડો ક્યાં પડયો છે તેની બહુ ભાંજગડ થતી નથી. ઑાગસ્ટાઇન બિરેલ મર્મમાં ટુંકામાં કહે છે:—

**" We may not proscribe mysticism; it is the main factor of that ideal world by which all human progress is conditioned. "**

અજ્ઞાત તત્ત્વથી ખંચાઇને ધર્મને ખસેડવાની કાંઇજ જરૂર નથી. ધર્મનાં સૂત્રો અને ઇતિહાસની કથાઓ પણ પરાવિદ્યાની દૃષ્ટિએ અવિદ્યાજ છે, પણ એ અવિદ્યા વડે મૃત્યુને તરી જવાય છે.

દુનિયાંના ધર્મગ્રંથોમાં અતિ પ્રાચીન ગ્રંથ ઋગ્વેદના પુરુષ સૂક્તમાં વેદરૂપી જ્ઞાનરાશિ પરમાત્માના શ્વાસ રૂપે પ્રકટ થયાનું જણાવ્યું છે. અને એ પ્રમાણે દુનિયાના સર્વ ધર્મો, સંપ્રદાયો કે પંથો

**આસ્તિકનું મંતવ્ય** મૌલિક જ્ઞાનને પરમેશ્વર પાસેથી અથવા તેના સંદેશવાહકો પાસેથી પ્રાપ્ત થયેલું માને છે. એટલે બુદ્ધિની ચક્ષ નિષ્ઠા જોયા પછી પરિસ્થિતિ આવી રીતની જણાય છે. આપણી સમક્ષ અનેક ગ્રંથો છે જે કહે છે કે ઈશ્વરપ્રેરિત જ્ઞાન તેમાં વિદ્યમાન છે. એક જનસમાજ એક ગ્રંથસમુચ્ચયને તેવા જ્ઞાનના રાશિ રૂપ માને છે; બીજો જનસમાજ બીજાને માને છે; ત્રીજો ત્રીજાને માને છે એટલે કે ઈશ્વરપ્રેરિત જ્ઞાન કિયું તેના મંતવ્યો જૂદાં છે અને તે મંતવ્યો જૂદાં જૂદાં કારણોથી પ્રાપ્ત થયેલી શ્રદ્ધા ઉપર આધાર રાખે છે પણ ધાર્મિક શ્રદ્ધાવાળા મનુષ્યનું કહેવું એ છે કે "હું મ્હારી માનુષી બુદ્ધિ ઉપર કે બીજાં મ્હારા જેવાં-ભૂલ કરે એવાં-મનુષ્યોની બુદ્ધિ ઉપર નહિ પણ મ્હારા માનવા પ્રમાણે સર્વજ્ઞની પ્રેરણાથી પ્રાપ્ત થયેલા શ્રદ્ધેય જ્ઞાન ઉપરજ મ્હારા જીવનનાં મંડાણ માંડવાનું યોગ્ય ગણું છું અને તેવા શ્રદ્ધેય જ્ઞાનના પ્રચારક તરીકે અમુક ગ્રંથને માનું છું." કોઈ કહે કે બધા તો એ જ્ઞાનને તેવું માનતા નથી તો એ એમની મરજીની વાત છે. એને તો એમાં શ્રદ્ધા પડે છે અને તેથી એને એ માને છે. આખરે તો એક રીતે સઘળા મતો મને માનેલી માનિંતાઓ જ છે. આ રીતે અનેક સમુદાયો જૂદા જૂદા ધર્મપંથોને માની શકે. અને તેઓની માનિંતા બુદ્ધિવાદ કરતા કંઇક વધારે સદ્ધર છે એમ પણ કહી શકાય કારણ કે સર્વજ્ઞ બુદ્ધિ જ મૌલિક બૃહત્ સત્યોનો નિર્ણય આપી શકે એ ન્યાયસંમત મહાસત્યને એમણે જોયું છે.

વિદ્યા અથવા જેને આપણે સદ્‌વિદ્યા કહિયે એમાં સત્યનિષ્ઠાની સ્વાભાવિક આવશ્યકતા છે. સદ્‌વિદ્યા એ તો મોંઘી મીઠી અને મ્હોટી વસ્તુ છે. એ તો નિષ્ઠાવાનને પ્રયત્ન અને પરિચય વડે પ્રાપ્ત થાય છે.

જ્યારે હું જોઉં છું કે દયા, સત્ય, ભ્રાતૃભાવ ઇત્યાદિ સદ્‌ગુણોને પણ ગંભીરમાં ગંભીર પ્રસંગોએ ચાલાકમાં ચાલાક પ્રજાઓ કે વ્યક્તિઓ છોડી દેવાને કેવી તત્પર થઇ જાય છે, ત્યારે મ્હને લાગે છે કે બૃહદ્ સત્યો અને સત્યના માર્ગો જો જગન્નિયંતાના સંદેશવાહકો દ્વારા મનુષ્યને પ્રાપ્ત ન થયા હોત તો ચતુર મનુષ્યને પણ એ સૂઝત નહિ; એટલું જ નહિ પણ સ્વભાવનાં પાશવ બળો પાસે એને એમાં શ્રદ્ધા ભાગ્યેજ રહેત. પણ મનુષ્ય શિક્ષિત હોય કે અશિક્ષિત હોય તથાપિ ચતુર છે. એ થોડામાંજ કોનામાં કેટલી નિષ્ઠા છે તે જોઈ લે છે. સંતોને અને અસંતોને, દૈવી જનોને અને આસુરી જનોને એ જુએ છે અને એમનાં પાણી માપી લે છે. એટલે જ ઘણી ઘણી હોંશિયારીથી લખેલા પાનાઓનાં પાનાં ભરેલા માનુષીગ્રંથોને તે 'ઠીક છે' કહીને ઉભો રહે છે અને ધર્મગ્રંથો તરફ પોતાનું શિર ઝુકાવે છે.

**ધર્મનિષ્ઠા**

હવે એક બીજી મુખ્ય બાબત વિષે આપનું ધ્યાન ખેંચવાનું મ્હને યોગ્ય લાગે છે. પ્રત્યેક ધર્મ, સંપ્રદાય કે પંથમાં વિચારોની એક શિષ્ટપરંપરા, પરિપાટી, શૃંખલા અથવા પ્રણાલિકા હોય છે અને તે પ્રણાલિકા કોઇક શાસ્ત્રગ્રંથમાં કેન્દ્રિત થયેલી હોય છે. નવા પંથોનું પણ આમ કેન્દ્રિત થવા તરફ વલણ હોય છે. બૌદ્ધોને ભગવાન બુદ્ધના નિર્વાણ પછી થોડે વર્ષે પોતાના સિદ્ધાંતનો નિર્ણય ધર્મસમિતિ ભરીને ગ્રંથબદ્ધ કરવો પડયો હતો. પ્રોટેસ્ટંટ માર્ગ સ્વબુદ્ધિથી બાઇબલનું અર્થદોહન કરવાનો ઝુંડો લઇ પ્રવૃત્ત થયો પણ થોડાજ સમયમાં જે ગડબડો અને સ્વચ્છન્દ-વિચારો તેથી ઉભા થયા તેને અંગે તેને પૂર્વ શિષ્ટોની અધ્યાત્મવિદ્યા જેને Theology of the Fathers કહે છે તે તરફ વળવું પડયું અને પોતાના મંતવ્યોને કેન્દ્રિત કરવાં પડયાં. આમ થવાનું કારણ એ છે કે લખ્યા વિનાના, અનિશ્ચિત જેવા

**શાસ્ત્રગ્રંથ**

વિચારો ઉપર આધાર રાખતો ધર્મ પણ અનિશ્ચિત જ રહે. આપણા વકીલ બારિસ્ટરો શબ્દે શબ્દની ફીકર રાખીને લખેલા કાયદામાં પણ કેવી ચુંચાચુંથ કરી મૂકે છે અને કેવી નાઠાબારીઓ ખોળી કાઢે છે તો પછી લખ્યા વગરના પંથનું તો કહેવુંજ શું! કેટલાક વખત ઉપર હિન્દૂ ધર્મની વ્યાખ્યાને સારૂ પ્રયાગના લીડર પત્રે અનેક નેતાઓના અભિપ્રાય માગ્યા હતા. કોઇએ કાંઈ અને કોઇએ કાંઈ લક્ષણ આપ્યું. કોઇએ જ્ઞાતિવ્યવસ્થા, તો કોઇએ મૂર્તિપૂજા, તો કોઇએ શ્રાદ્ધ, તો કોઇએ અવતાર આદિ ઉપર ભાર મૂકયો. પણ વસ્તુસ્થિતિ એ છે કે આવી રીતે એક બે કે ચાર બાબતોથી ધર્મ મર્યાદિત થઈ શકે નહિ; તેમ જેને ફાવતો આવે તેમ તે લઈ પડે એવો અમર્યાદિત પણ તે હોય નહિ. દરેક ધર્મનાં શાસ્ત્રો એજ તેના અથ અને ઇતિની વાસ્તવિક મર્યાદાઓ છે, એમજ એના શિષ્ટજનો આપણને કહેશે. શિષ્ટોની સ્મૃતિઓ, તેમનો સદાચાર અને આત્માની સંતુષ્ટિ એ બધાં એ પ્રધાન વૃક્ષનાં પોષકો છે.

**ધર્મ પ્રત્યે બેદરકારી**

ધર્મ તરફની અત્યારની બેદરકારીનાં કારણો અનેક છે. પ્હેલું કારણ એ છે કે જડવાદ અને જડવાદથી પોષાતું વિજ્ઞાન એ બન્નેએ દુનિયાં સંબંધે નવું દૃષ્ટિબિન્દુ ઉભું કર્યું છે. બીજું કારણ એ છે કે નવા દૃષ્ટિબિન્દુને અંગે મનુષ્યોમાં વિલાસપ્રિયતા વધી છે, અને સંયમના માર્ગો જોડે ફાવટ આવતી નથી. ત્રીજું કારણ એ છે કે પ્રચ્છન્ન નાસ્તિકતાના ગ્રન્થોનો કેળવણીમાં પ્રચાર થવાથી કેળવણી પામેલા ઘણાઓની શ્રદ્ધા પડી ભાગી છે. પ્રિન્સિપાલ જૉન મૅકેન્ઝી પણ જણાવે છે કે અત્યારના શિક્ષણના સિદ્ધાન્ત અને ક્રિયાના મૂળમાં પ્રચ્છન્ન જડવાદ છે.[1] ધર્મ તરફની લોકોના પા ભાગની અનાસ્થા, અર્ધા ભાગની બેદરકારી અને પોણા ભાગનાં આંખમિચામણાંના

---

૧ જુઓ વસન્ત સ્મારક ગ્રન્થ પૃ. ૭૪.

કારણો તો ઉઘાડાં છે. ધર્મ એ આરોહણનો અને સંયમનો માર્ગ છે એટલે એ અઘરો છે. વળી હાલમાં ઇતર કારણોથી પ્રદીપ્ત થયેલી અહંતા પણ ધર્મ પ્રત્યેના રિસામણાનું કારણ છે. કેટલાક એમ સમજે છે કે 'માનવું એટલે પાળવું; અને પાળવું નહિ તો માનવું નહિ' કારણકે, નહિ તો અહંતા જોખમાય. વસ્તુતઃ ધર્મને માનવો એનો અર્થ એ કે એને અનુસરવાની હાર્દિક ભાવના રાખવી. ધર્મ પ્રમાણે અસ્ખલિત જીવન ગાળવું એટલે તો સિદ્ધ થવું. ધર્માચરણ એ તો ક્ષણસ્ખલન્ત માનવનું અભિલષિત છે, લક્ષ્ય છે. જો સત્યને, દયાને, કે શૌચને આપણે પૂરેપૂરાં પાળી ન શકિયે તો શું એને વંદવાનો પણ આપણને અધિકાર નથી?

**આપણે અને ધર્મભાવના**

આપણી સંસ્કૃતિના સૌભાગ્યે ધર્મશ્રદ્ધા ગૃહદેવીની પેઠે આપણા જીવનમાં એવી નિકટવર્તિની થઇ ગઇ છે કે એને ન માનતાં છતાં આપણે એને માનિયે છિયે; એના તરફ કટાક્ષો કરતાં છતાં એને ચાહિયે છિયે; અને એનાથી સ્વતંત્ર થવાની હિમાયત કરવા છતાં એના પાશમાં બંધાયેલા રહેવાનું પસંદ કરિયે છિયે. એ મહિલા આપણને વારનારીની પેઠે લલચાવતી નથી. પરકીયાની પેઠે દૂરના ડુંગરના જેવી એનામાં મોહકતા નથી. પણ જીવનની નિયન્ત્રણામાં એના વડેજ માનવનાં સૌભાગ્ય છે. એ એની પત્નીના જેવી છે. તથાપિ એ પ્રિયતમા પણ હોવી જોઇયે. તોજ એના મનના અશેષ મનોરથો સફળ થાય. પણ પ્રેમ માગ્યો તાગ્યો આવતો નથી એમાં તો પૂર્વની યે પ્રીત જોઇયે છિયે; એટલે એ વિષે આપણે વધારે નહિ બોલિયે.

ધર્મને અભરાઇયે ચડાવવાની એક નવી તરકીબ હાલમાં ચાલુ થઈ છે. આપણા નવા તાર્કિકો ધર્મને જીવનથી જૂદો પાડે છે. ધર્મ એ મનુષ્યનો અંગત, પડદા પાછળનો, પરમેશ્વર જોડેનો, કોઈ દહાડો કામકાજ પડે ત્યારનો વિષય હોય ને એમ તેઓ ગણતા જણાય છે.

વસ્તુતઃ ધર્મ એ સાંસારિક જીવનને અર્થે જ છે. સાંસારિક જીવનમાત્રાનોજ એ પવિત્ર માર્ગ અને દુનિયાં એજ એનો વાસ્તવિક પ્રદેશ છે. ધર્મથી જ મનુષ્યના માનસનો રંગ પલટાય છે. ધર્મ એજ માનવના જીવનદર્શનને અને સમગ્રદર્શનને અભિમંત્રિત કરે છે. ધર્મભાવના જીવનવ્યાપારમાં સર્વત્ર અસર કરે છે એ આપણને અનુભવગમ્ય છે. તથાપિ એક દૃષ્ટાન્ત આપની સમક્ષ રજુ કરવાનું મ્હને મન થાય છે. સામાન્ય અનુભવની વાત છે. હાલમાં ઉંદર આપણા દેશમાં બહુ થાય છે અને આપણને ઘણુંખરૂં બહુ હેરાન કરે છે. આપણા કેટલાક બંધુઓ ગોળી મૂકી કે ઝેરી દવાઓથી એને મારવાની પેરવી કરશે. બીજા કેટલાક નવા ઘાટની ચીપિયા જેવી કોળવાઈયો મૂકશે કે ઉંદર બિચારો એમાં પકડાય ત્યારથી એનાં પાંસળાં એવાં પીસાવા માંડે કે કહેવાની વાત નહિ. અને આપણે આપણાં જૂના ઘાટનાં પાંજરાં મૂકીશું કે જેથી એમાં એ આવે લાલચેઃ પણ એવો ભરાઈ જાય કે ચક્કર લેતો લેતો ઘડીભર એય વિચાર કરે કે આણે પણ ઠીક આંતરી લીધા. પછી પાંજરામાં બે ચાર ઉંદર જે આવ્યા હોય તેને આઘા આથમણા આપણે મૂકી આવીશું. આમ ધર્મ દૃષ્ટિનો ફેર પડે છે કોઈ વિદ્વાનો તર્કને ઉંદરની ઉપમા આપે છે અને ધર્મને બંધનનું રૂપ આપવું એ તો ચાલુ પ્રણાલિકા જ છે. પણ એ રૂપક ઘટાવવાનું કામ મ્હારૂં નથી.

**ધર્મનું જીવનમાં સ્થાન**

કોઈ કહેશે કે એ તો ઠીક, પણ લોહી ચૂસી ખાનારા માકણો વધે તેના નિકાલનો દયાવાળો—અહિંસાત્મક ઉપાય ક્યાં છે? શું કાઠિયાવાડના કોઈ જૈન બંધુ કરે છે એમ ઢોલિયાને ફળિયામાં મૂકી તેના ઉપર કોઈ ત્રાહિતને પૈસા આપી સુવાડવો? અને તેથીયે માંકણ કંઇ જવાના હતા?—આ પ્રશ્નની ગંભીરતા હું સ્વીકારૂં છું. પણ એ જૂદા શાસ્ત્રનો પ્રદેશ છે જેનો હું

**અહિંસાત્મક ઉપાય**

ફરંદો નથી; તથાપિ હું તો એમજ કહું કેઃ—

વિપથમાં ના તમે વળશો,
સુમાર્ગેથી ન રે ચળશો,
અધીરા વીર ના બનશો,
વિજયડંકો તમારો છે.

પછી ભલે માકણ મ્હોટા હોય કે ન્હાના; હું તો ધર્મમાં જ આપણા વિજયનો માર્ગ જોઉં છું.

**ધર્મનું સામર્થ્ય**

ધર્મમાં એવી સ્વાભાવિક મહત્તા વિરાજે છે, એની શાન્તિ અને મિઠાશનો આપણને સૌને કંઇક ને કંઇક એવો અનુભવ થયો હોય છે કે એની વધારે ભલામણ કરવાની ભાગ્યે જ જરૂર પડે. મનુષ્યને એનો માત્ર સ્વાદ જ ચાખવાનો છે. એનો સ્વાદ ચાખનાર એને વળગી પડે છે અને એમાં તલ્લીન થઇ જાય છે. ધર્મ તો પરમ અવલંબન છે એમાં પ્રકાશનાં પગલાં છે, સ્નેહના સંદેશ છે, અને ક્રિયાનાં સાફલ્ય છે. પ્રજાઓ પણ ધર્મથી જેટલી સમર્થ અને સિદ્ધિમંત થઇ છે એટલી બીજા કશાથી થઇ નથી. એ સામર્થ્યનો પરિહાર કરવાનો એક જ ઉપાય છે કે ધર્મના માર્ગનો સ્નેહ—પરિચય થવા દેવો નહિ. એ કાર્ય આપણા કોઇ કોઇ બન્ધુઓ કોઈ કોઇ વાર કરે છે. તથાપિ તેમના તરફ દ્વેષ કર્યા વિના ધર્મના મહામાર્ગને આપણો કરી લેવો એમાં આપણા રાષ્ટ્રીય ઉદ્ધારનો મહામંત્ર છે. પણ ધર્મનો બોધ કરવો કે તેની સ્તુતિમાત્ર કરવી એ અત્યારે આપણો વિષય નથી. ધર્મની ભૂમિકા સંભૂતિમય, સબલ અને સયુક્તિક છે એમ કહેવાનો જ આપણો આશય છે.

આપણે જરા ઉંડા ઉતરીને જોઈશું તો જણાશે કે ધર્મની મુખ્ય પ્રવૃત્તિ મનુષ્યના વિકારોને મર્યાદિત કરવા તરફ છે. ધર્મમાં

નિયંત્રણા છે, વિધિ નિષેધ છે; સ્વચ્છન્દતાનાં ત્યાં ગીત ગવાતાં નથી.

**મર્યાદાનાં વિધાન**

વસ્તુસ્થિતિ એ છે કે મનુષ્ય સ્વભાવતઃ પ્રવૃત્તિ તરફ દોરાય છે અને કામનાઓ તેને તેની પ્રવૃત્તિમાં ગડબડ કરાવે છે. આ ગડબડ એના પોતાના જીવનની, સ્વાસ્થ્યની અને સુખની વિઘાતક છે. એટલે એવી ગડબડ જે રીતે ઓછી થાય એવા અમોઘ માર્ગો દર્શાવવાની ધર્મશાસ્ત્રોની પ્રવૃત્તિ હોય છે. આજે આપણા કેટલાક બંધુઓને બન્ધનો ગમતાં નથી. તેઓ કહે છે કે 'આ બંધનો શાં ?' 'બધાયમાં સ્વાતંત્ર્ય શા માટે નહિ ?' પણ તેઓ ભૂલી જાય છે કે એવું સ્વાતંત્ર્ય તો પશુઓમાં બહુ યે છે. સ્વચ્છન્દ વર્તનમાંથી અંકુશિત કરી આત્મબળ તરફ લઇ જઈ માનવને અનેક પાર્થિવ પરાભવોથી મુક્ત કરવો એ ધર્મનું લક્ષ્ય છે. મ્હને એમ કબુલ કરતાં ક્ષોભ થતો નથી કે જેને આપણે સ્વાતંત્ર્ય કહીને ખુશી થઇયે છિયે એનો ધર્મ એ નિયામક છે. લગ્નવડે એ માનવના વિલાસને મર્યાદિત કરે છે, તપના વિધાન વડે એ વિકારોને મર્યાદિત કરે છે, પરોપકારના આદેશવડે લોભ તથા પ્રમાદને મર્યાદિત કરે છે. સત્યના વિધાનવડે વાણીને મર્યાદિત કરે છે, દયા વડે હિંસાને મર્યાદિત કરે છે અને અનેક ન્હાનાં ન્હાનાં વિધાનો વડે એ ક્રિયાઓને મર્યાદિત કરે છે. તથાપિ આ મર્યાદાઓની સાધનામાં જ મનુષ્યનું ગૌરવ અને ઉન્નતિ રહેલાં છે. ઐન્દ્રિય સુખોથી પર એવી કોઈ આનંદમયી શાન્તિને અર્થે મનુષ્યનું હૃદય તલસે છે. ધર્મ એને એ તરફ લઇ જાય છે.

જ્ઞાનમય પ્રભુથી પ્રેરિત કોઈ શાસ્ત્રગ્રન્થમાં વિશ્વાસ એ દુનિયાના સર્વ મુખ્ય ધર્મો અથવા પંથોની ભૂમિકાનું એક સાધારણ તત્ત્વ આપણે કહી ગયા; અને લગભગ તેમાંથી જ ફલિત થતા એક બીજા તત્ત્વ ઉપર આપણે દૃષ્ટિ કરિયે. બધા ધર્મોની ઘોતના અનુસાર જગત્ અને જગત્‌ના વિલાસો ક્ષણપરિણામી અને ક્ષણભંગુર છે.

જગદીશ્વર એજ અખંડ અવિનાશી અને શાશ્વત્ તત્ત્વ છે. માટે જગતથી નહિ પણ જગન્નિયંતાથી દોરાવાનું અને જન્યની આહુતિ જનાર્દનને આપવાનું ધર્મો વિધાન કરે છે. આપણી આસપાસ જાણે બે પ્રકારનાં બળો છે એમ કહિયે તો ચાલે: કેન્દ્રત્યાગી (Centrifugal) અને કેન્દ્રવર્તી (Centripetal). આત્મા અથવા પરમાત્મા એ વ્યષ્ટિ અથવા સમષ્ટિનું કેન્દ્ર કહી શકાય. ધર્મ એ કેન્દ્રવર્તી બળ છે. એ માર્ગને જે અવલંબે છે તેને જગત્‌ની યંત્રણા સ્વાભાવિક રીતે જ અનુકૂળ થઈ જાય છે. માટે જ ધર્માનુગામી પ્રજાઓ ચિરંજીવી થાય છે. ધર્મનો નાદ તે આંતર નાદ છે. અને તેથી જ એના વડે અંતર્યામી પ્રસન્ન થાય છે.

**ધર્મનું ઉપાસ્ય કેન્દ્ર**

મ્હને લાગે છે કે ધર્મપ્રેરિત વ્યવસ્થિત સંયમનો માર્ગ વધારે બળનો જ નહિ પણ વધારે સુખનો માર્ગ છે. કોણ કહેશે કે લગ્ન-સંસ્થા માનવના વિલાસને મર્યાદિત કરવા છતાં એને વધારે ઉન્નત સુશ્લિષ્ટ અને આનંદમય બનાવતી નથી? કોણ કહેશે કે દાન અને દયામાં પ્રવર્તતા ત્યાગથી આપણા અંતઃકરણની સવિશેષ સંતુષ્ટિ થતી નથી? કોણ કહેશે કે સંયમ અને તપથી ઓજસ્ અને ઉત્સાહની અભિવૃદ્ધિ થતી નથી? કોણ કહેશે કે વંશપરંપરાના દાયભાગની વ્યવસ્થાથી માનવકુલની સંસ્કૃતિની સ્નેહભાવના ઉત્તેજીત થતી નથી? મ્હને લાગે છે કે ત્રીજું પગલું મૂકવાને સારૂ ત્રિવિક્રમ વામન ભગવાન પાસે માથું ધરનાર બલિરાજ એના ગુરૂ શુક્રાચાર્ય કરતાં વધારે સમજદાર હશે.

**સંયમનો માર્ગ**

પણ જ્યારે આપણે સંયમને કે ધર્મને સ્તવિયે ત્યારે એટલું સ્મરણમાં રાખવા જેવું છે કે સંયમ તરફની અભિમુખતા પ્રશંસનીય છે પણ સ્વચ્છન્દ તરફની અભિમુખતાની આપણે નિન્દા ન કરિયે.

પ્રશંસનીય વસ્તુ તરફના પ્રેમને અંગે ઘણીવાર અયોગ્ય રીતે સામી ચીજની નિન્દા કરવામાં આવે છે. પણ એમ કરવાની જરૂર નથી. એક રીતે જોતાં સ્વચ્છન્દ પ્રવૃત્તિ એ તો સંયમ પ્રવૃત્તિ કરતાં વધારે સામાન્ય હોય છે કારણકે એ પણ સ્વાભાવિક છે. દ્વંદ્વો એજ સંસાર છે. દ્વંદ્વોનાં પરસ્પર સંવાદ વા વિસંવાદ, સંબંધ વા સંઘર્ષથી જીવનની લીલા રચાય છે. આવાં દ્વંદ્વો એ પરમાત્માની માયાનો જ વિલાસ છે.

**પ્રકૃતિનાં પુરાતન દ્વંદ્વો**

एको ऽहं वहु स्याम । એ સૃષ્ટાની જ આદિ ભાવના છે. અને નિર્વિકલ્પ સ્થિતિમાંથી સવિકલ્પ થવાની સાથે જ દ્વન્દ્વો નો જન્મ છે. આપણને એકલાં ગમતું નથી કારણકે આપણે એ પ્રભુની પ્રતિચ્છાયાઓ છિયે. एकाकी न रमते । એ એકલો રમણ કરતો નથી; અને રમવાને માટે લીલાસૃષ્ટિ રચે છે. એ લીલાની કલ્પનાવડે જ આપણે સમગ્ર વિરોધોનો પુરસ્કાર કરી શકિયે છિયે. વિરોધો એ બીજી દૃષ્ટિએ તો પૂર્તિઓ છે. દુઃખ એ સુખની પૂર્તિ છે, પ્રવૃત્તિ એ નિવૃત્તિની પૂર્તિ છે, હર્ષ એ શોકની પૂર્તિ છે, સ્ત્રી એ પુરુષની પૂર્તિ છે, અવિદ્યા એ વિદ્યાની પૂર્તિ છે, અંધકાર એ પ્રકાશની પૂર્તિ છે અને પરલોક એ આ લોકની પૂર્તિ છે. પરસ્પરને આશ્રયે જ એ દ્વંદ્વો ઉત્પન્ન થાય છે. આ દ્વંદ્વોની લીલાના લ્હાવા લઈ તેનાથી પર થઈ કૈવલ્ય સાધવાની ધર્મમાર્ગની યોજના છે. એ દ્વંદ્વો તરફ પ્રકૃતિનો સ્વભાવ જીવને લઈ જાય છે. પણ તે દ્વંદ્વોથી વિનિર્મુક્ત થઈ શાશ્વતી શાન્તિ સાધવાનો મહાનુભાવોનો પ્રયત્ન હોય છે. તેઓ તેનાથી પરાભવ પામતા નથી. તેમ તેનો પરાજય કરવા પણ બહુ ઉત્સુક હોતા નથી; પણ પ્રભુની લીલાના ન્હાના ખેલરૂપે એને જુએ છે.

આ ચર્ચા આપણને એક બીજા મહત્ત્વના મુદ્દા ઉપર લઈ જાય છે. દ્વંદ્વોથી પર થવાની સ્થિતિ તો કોઈ વિરલ મહાત્માઓને જ પ્રાપ્ત થાય છે, પણ એ તો ધર્મનું અંતિમ અને ઉચ્ચતમ ધ્યેય છે. એ ધ્યેય જેમ સર્વને પ્રાપ્ય નથી તેમ એના જ તરફ ધર્મશાસ્ત્રોનો

કે ધર્મ ગુરૂઓનો ઉતાવળો આગ્રહ પણ નથી. નિવૃત્તિમાર્ગ અને પ્રવૃત્તિમાર્ગ બન્ને ધર્મના મહાયાનમાં સુપૂજિત **ક્રમિક નિયમન** છે. એકંદરે પ્રભુ તરફ આત્માને લઈ જવા પ્રયત્ન કરવો એ સર્વ ધર્મોનો મહાસંદેશ છે પણ શાસ્ત્રો સ્વીકારે છે કે ધર્મ એ તો પરમ સ્થાનના મહાયાનની નિસરણી છે. એમાં બહુ મોટો કુદકો મરાતો નથી. જે જે પગથિયું વ્યક્તિના અધિકારને સારૂ પાસેનું અને ઊંચેનું હોય તે ઉપર ચઢીને ઉન્નત બનવાને તેણે યત્ન કરવાનો છે. એકાએક ત્યાગ સાધવા જતાં, સ્વાભાવિક સંસ્કારોથી કે આકર્ષણોથી ખેંચાઈને તે ઉલ્ટો વધારે વમળમાં સપડાઈ ન જાય તેટલા સારૂ ધર્મસોપાનમાં અનેક પગથિયાં છે. કામના એ માનવની સાહજિક સખી છે. કેમકે માનવ એ પ્રભુનો અંશ છે, અને મહાપ્રભુની લીલા કરવાની ઈચ્છામાંથી આ જગતનો આવિર્ભાવ છે. એ સખીનો પરિત્યાગ સ્હેલો નથી પણ પરિત્યાગ વિના મુક્તિ નથી. કહે છે કે યુરોપમાં લોકો આલ્પ્સ પર્વતનાં વિલાસસ્થાનોના આનંદો જુએ છે ત્યારે મુક્તિની ઈચ્છા જ કરતા નથી. પણ એટલે ઉંચે કે આઘે ગયા વિના યે ભુક્તિની ઈચ્છા વધારે વ્યાપક છે એમ આપણે કહી શકિયે; અને એ ઈચ્છાને પણ સફળ કરવાનું બળ ધર્મમાં છે એજ મ્હોટી મુદ્દાની વાત છે. ભગવાન્ વેદવ્યાસ કહે છે કેઃ—

धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते ।

ધર્મથી અર્થ અને કામ પ્રાપ્ત થાય છે. પણ એ માર્ગ ન જાણવાથી અથવા એના ઉપર શ્રદ્ધા ન હોવાથી મનુષ્યો આડાં અવળાં અથડાય છે. સુખાદિકની કામના કંઈ નિષિદ્ધ નથી પણ સફલમનોરથ થવાને એ કામના ધર્મથી નિયંત્રિત થવી જોઈયે. એટલા જ સારૂ ભગવાન શ્રીમુખે કહે છે કેઃ—

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्ये व्यवस्थितौ ।

ઈશ્વરની શાસનાનો ત્યાગ કરીને જે કામનાથી વર્તે છે તેને સુખ પ્રાપ્ત

થતું નથી, તો પરા ગતિની તો વાત જ શી ?

ધર્મની ઘોષણાની સ્હામે એક મુખ્ય પ્રશ્ન એ લાવવામાં આવે છે કે "પણ અત્યારનું વિજ્ઞાન જે કહે છે તેનું શું ?" ધર્મ અને વિજ્ઞાનના વિરોધ અને સમન્વય સંબંધે ઘણું

**ધર્મ અને વિજ્ઞાન** લખાયું છે અને અનેક ચર્ચાઓ થાય છે. પણ તે ચર્ચાના વમળમાં હું આપને લઈ જવા ઈચ્છતો નથી. એવા કોઈ સમન્વયની જરૂર જ નથી. વસ્તુસ્થિતિ એ છે કે વિજ્ઞાનની શોધોને લીધે તેના તરફ એક જાતનો મોહ જામી ગયો છે અને તે જે કહે તે સવાવીસ એમ કેટલાકને થઈ ગયું છે. વાસ્તવિક રીતે મ્હેં આગળ સૂચિત કર્યું છે તેમ વર્તમાન પદાર્થો અને તેના પરસ્પર સંબંધો એજ વિજ્ઞાનનો વિષય છે. પુરાણા ભૂતકાળમાં કઈ પરિસ્થિતિ હતી એ જ્ઞાન તેને ન હોવાથી તે કંઈ તે સંબંધે કહે તો તેને માત્ર સંભવાસંભવની તેની કલ્પના જ માનવી જોઇયે. જેમક નર અને વાનર આટલી વાતમાં મળતા છે એમ એ કહી શકે પણ લાખ્ખો વર્ષો ઉપર વાનરમાંથી નર થયો એમ કહેવામાં આવે તો એ વિજ્ઞાનનું વાક્ય નથી પણ વૈજ્ઞાનિકની કલ્પના છે એમ જ આપણે કહેવું જોઇયે. એ તો એટલું જ કહી શકે કે વાનરમાંથી માણસ થયું હોય એમ અમને આટલાં કારણોથી સંભવિત લાગે છે. આવી જાતની વિજ્ઞાનની અલફાઉ માન્યતાઓ કે કલ્પનાઓ કે અટકળોની જોડે આપણે હાંસાતુંસી કરવાની જરૂર નથી. કેમકે કાલે સવારે એ માન્યતા પાછી બદલાવાની. ન બદલાય તો 'સાયન્સ' ઠંડું પડી ગયેલું કહેવાય. સર્વ પ્રકારના તર્કો નવી નવી બુદ્ધિથી, નવી નવી માહિતીથી અને નવી નવી દૃષ્ટિથી ફરતા રહે છે માટે તેમાં અંતિમ શ્રદ્ધા રાખી દેવી એને આપણે અયોગ્ય ગણિયે છિયે. એટલે આપણે વિજ્ઞાનને એટલું જ કહેવાનું છે કે: તમે તમારૂં કાર્ય કરો; મનુષ્ય જીવનની તમે જે સેવા કરી શકો તે અમને સ્વીકાર્ય છે; માનવજીવનની જે હાનિ તમે કરશો તે પણ ન છૂટકે

અમે સહન કરી લઈશું; પણ તમારા ચક્કર ખાતાં મંતવ્યો અને અટકળોને અમે અમારી શાસ્ત્રાધીન માન્યતાઓને તોડવા જેટલાં બળવાન માનતા નથી.

**મનની યોગશક્તિ**

વળી અત્યારના સમગ્ર વિજ્ઞાનપ્રદેશમાં એક મ્હોટી વાત લગભગ ભૂલી જવાય છે. મન એ એક મ્હોટામાં મ્હોટા પ્રકારનું બળ છે અથવા બળનું વાહક છે. તે આત્માની શક્તિને વ્યક્ત કરનારૂં પ્રધાન સાધન છે. બધાં બળોને તેજ ગતિમાન કરે છે અને બધાં બળોને તે મ્હાત પણ કરે છે. માનવનું માનસ એ તેના પોતાના વ્યવહારનું, અને વિરાટ્નું માનસ એ વિશ્વના વ્યાપારનું ઉત્કૃષ્ટ બળ છે. આ બધી વાત આપણા વૈજ્ઞાનિકોએ હજી હમણાં હમણાં જ જોવા માંડી છે, અથવા હજીયે જોઈ નથી. વળી મનને ચેતન અને દ્રવ્યને જડ માનવામાં આવે છે તેમાં પણ ભ્રમ છે. મન પણ જડ પ્રકૃતિનોજ અંશ છે, અને તેથી એ પણ વિજ્ઞાનના પ્રદેશનો એક ભાગ હોઈ શકે. માત્ર એ પ્રકૃતિની શક્તિઓનું અતિ સૂક્ષ્મ સાધન છે. હવે જો માનસની અપ્રમેય અને અદ્ભુત શક્તિને આપણે સ્વીકારિયે તો પ્રહ્લાદ લાલચોળ તપાવેલા સ્તંભને અડકવા છતાં દાઝયા નહિ, અથવા મીરાંબાઇના પ્યાલાના ઝેરે મીરાંબાઇને કાંઈ અસર કરી નહિ એમાં કંઈ અસંભવ જેવું દીસતું નથી. એમ થયું હતું એમ માનવું એ પોતાની શ્રદ્ધાનો વિષય છે. પણ જો તેમ બન્યું હોય તો વિજ્ઞાનની દૃષ્ટિએ એમાં અસંભવિત કંઈ નથી એટલું જ આપણે કહિયે છિયે. ધર્મગ્રંથોની કેટલીક વાતોથી તો આપણને ઘણુંખરૂં અમથી જ ગભરામણ થાય છે. વિજ્ઞાન જ એ ગ્રંથોનાં સત્યોનું સમર્થન થાય એવી નવી નવી વાતો જાહેર કરતું જાય છે. એક વ્યક્તિ પોતાનામાંથી જ સંતતિ ઉત્પન્ન કરી શકે એવી જાતનાં અનેક પ્રકારનાં પ્રાણીઓ સૃષ્ટિમાં છે એમ પ્રાણી–વૈજ્ઞાનિક આપણને કહેશે. તો પછી બલવાન માનસની પ્રેરણાથી કુંવારી મૅરીને કે કુંવારી કુન્તિને સંતતિ

થાય એમાં અશક્યતા શી છે ? આ બધામાં અશક્ય કાંઈજ નથી. અશક્ય છે એમ આપણે માની બેસિયે છિયે; અથવા અશક્ય છે એમ આપણને ભણાવવામાં આવ્યું છે. અશક્ય છે એમ માનવું એજ વૈજ્ઞાનિક દૃષ્ટિથી વિરૂદ્ધ છે અને વૈજ્ઞાનિક દૃષ્ટિ આગળ પડળ ઉભાં કરવા જેવું છે.

**સત્યનાં સૂચનો**

એ નોંધવા જેવી વાત છે કે વિચક્ષણ વૈજ્ઞાનિકો તો એવાં સૂચનો ઉપરથી નવી નવી બાબતો અને નવાં બળો ખોળવા યત્ન કરે છે. યુરોપ અને આર્યોનો સંબંધ થયા પછી પુરાણ ધર્મગ્રંથોનાં અનેક સૂચનો અને તેમાં વર્ણવેલાં વૃતાન્તો ઉપરથી અનેક વ્યંજનાઓ યુરોપ અને અમેરિકાના વૈજ્ઞાનિકોએ લઈ લીધાં છે. એઓ આપણી વિદ્યાને મોહ્યા છે અને આપણે એ વિદ્યાને તરછોડતા જઈએ છિયે. શબ્દ નિત્ય છે એ વાક્ય આપણે સમજીયે નહિ, માનિયે નહિ અને અમેરિકાના ગ્રામોફોનની પ્લેટ ઉપર શબ્દ ચિરંજીવ થઇને આવે એ આપણી અશ્રદ્ધા ઉપરનું વિશ્વવિધાતાનું ભાષ્ય છે. ભારતના ધર્મગ્રંથોને વિજ્ઞાને ઘણું બળ આપ્યું છે એમ કહેવા કરતાં વિજ્ઞાનને અનેક કીંમતી સૂચનો ધર્મગ્રંથોએ આપ્યાં છે એમ કહેવું મ્હને તો વધારે ઠીક લાગે છે. મનુષ્યજાતિની ઉત્પત્તિને છ હજાર વર્ષ નહિ પણ લાખ્ખો વર્ષો થયાં છે, આકાશમાં ઉડનારાં વિમાનો પણ હોઈ શકે, શબ્દ એ સર્વવ્યાપી અને સ્થાયી છે, મનની ભાવનાથી પાર્થિવ જગત્‌માં ફેરફારો થાય છે, વૃક્ષમાં અને જડ પદાર્થોમાં પણ ચૈતન્ય છે ઇત્યાદિ વાતો નવા વિજ્ઞાને વધારે સ્પષ્ટ કરી છે.

ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં ધર્મ એ માનવની સાથેજ ઉતરી આવેલું એક સનાતન તત્ત્વ જણાય છે. સર્વ ધર્મો, સંપ્રદાયો અને પંથો એજ તત્ત્વના દર્શન ઉપર સ્થિત થયેલા છે એમ કહી શકાય. ધર્મ એ માનવ જીવનનો અકસ્માત્ નથી પણ એનું પરમ

શ્રદ્ધેય આંતર તત્ત્વ છે. એના વડેજ માનવબુદ્ધિના વિવેકદ્વાર વિવૃત થાય છે. એના વડેજ આત્માની અનેરી મિઠાશ અને મનોહર સુવાસ પ્રસરે છે, એના વડે માનવ પ્રેમપાત્ર અને પૂજાસ્થાન બને છે અને એના વડેજ પ્રજાઓ ઉન્નતિ, કલ્યાણ અને સુસંવાદના માર્ગમાં વહે છે. એ ધર્મનો કદાપિ નાશ થતો નથી કારણ કે જીવનધારક ચૈતન્યનો જ એ અંશ છે. જ્યારે એ ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે ત્યારે પ્રભુની વિભૂતિઓ આવીને ધર્મને નવું જીવન અને નવી પ્રભા અર્પે છે. જગત્‌માં સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણના થોડાવત્તા મિશ્રણને અનુસાર ધર્માધર્મ પ્રવર્તે છે. સર્વ પદાર્થો ગતિમાન્ અને પરિણામી છે. પણ એ ગતિ ઉંચી હોય નીચી હોય કે સપાટી ઉપરની હોય. ધર્મનો માર્ગ એ આરોહનો માર્ગ છે. અવરોહો પણ પ્રભુની લીલાના જગત્‌નાજ માર્ગો છે. એ બધી બાજી એ બાજીગર જુએ છે; અને બાજી વધારે પડતી મારામારીથી બહુ વ્હેલી-નિદ્રાના સમય પ્હેલાં પૂરી ન થઈ જાય તે સારૂ કોઈવાર પોતે પણ આવી જઇને દાવ નાખી જાય છે.

**ઇતિહાસનું દર્શન**

આપણી નવી પાશ્ચાત્યશિક્ષાએ ગુલામી મનોદશા આણ્યાનું કહેવાય છે. એ બીજાં પ્રકરણોમાં તો ગમે તેટલું વાસ્તવિક હોય પણ ધર્મની ગડબડના વિષયમાં તો એ ટોપી બહુ બંધબેસતી આવે છે. આપણે આપણાં શાસ્ત્રોનાં વિધાન, વિવેચન અને વિજ્ઞાનમાં પશ્ચિમનાં પ્રમાણપત્ર માગિયે છિયે. પણ આપણે ધ્યાનમાં રાખવાનું છે કે યુરોપ પણ અત્યારે એવા ઈન્દ્રિયવિજ્ઞાનવાદના પંજામાં છે કે જે બુદ્ધિને બાહ્ય ઇન્દ્રિયોની ગુલામીમાં રાખે છે; એ એક એવા વમળમાં છે કે એના પોતાના મનનુંજ ઠેકાણું નથી; એ એવા વ્યામોહમાં છે કે ઉન્નત ભાવનાઓ એનામાં જામી શકતી જ નથી; એ એવા અહંકારના ઉન્માદમાં છે કે માનવ કલ્યાણનો પથ્યમાર્ગ એના ધ્યાનમાં જ આવતો નથી. આવી અંતકરણની દશાને

**સામર્થ્યની સૌદામિની**

વિષે હું એટલું કહેવાની હિંમત ધરૂં કે આપણે એનાથી ગભરાઈ જવાનું અને ઘડીએ ઘડીએ એને જ પૂછવા જવાનું કારણ નથી. અલબત, ત્યાં એક વસ્તુ છે કે જેણે આપણને આંજી દીધા છે અને તે ભૌતિક સામર્થ્ય છે. આ ભૌતિક સામર્થ્ય એટલી બધી મહાન વસ્તુ છે કે તે જેનામાં ન હોય તે કૃપણ અથવા પામર બની જાય તો તેમાં આશ્ચર્ય નથી. એ ભૌતિક સામર્થ્યને સારૂ સુરો અને અસુરો બન્ને યત્ન કરે છે. પણ મ્હારૂં આપને વિનમ્ર નિવેદન એ છે કે ભૌતિક સામર્થ્યની સૌદામિની શક્તિ પણ ધર્મ માર્ગમાં જેવી વિરાજે છે એવી બીજા કશામાં વિરાજતી નથી.

**ધર્મની સર્વ-સાધારણ ભૂમિકા**

આપણે આપણી સમીક્ષામાં જોયું છે કે ધર્મની એક સર્વ સાધારણ ભૂમિકા છે. ઈશ્વર અથવા ઈશ્વરવિભૂતિ એ એનું કેન્દ્ર છે; સર્વજ્ઞપ્રેરિત શાસ્ત્રો એ એનો આધાર છે; સદાચાર, ઈશ્વરભક્તિ અને તત્ત્વદર્શનના આદર્શોથી એનું વાતાવરણ ઓતપ્રોત થએલું હોય છે; અને સત્ય, દયા, તપ અને પવિત્રતાના વિવિધ માર્ગો, ન્હાના અને મ્હોટા, સરલ અને કઠિન, મૃદુ કે ઉગ્ર, છાયા કે તાપવાળા તેમાં ચારે તરફ વિસ્તરે છે. તે માર્ગો ભિન્ન હોય છે પણ વિરોધી નથી. એ કેવળ જૂદા દેખાતા માર્ગો એક કેન્દ્રમાં મળે છે એ વાત એ ભૂમિકાના અનુભવીઓને અજાણી નથી. વળી ધર્મની વિશિષ્ટ મહત્તા તો જીવનસંવાદના વિધાયક તરીકે છે. એ શક્તિને તોડનારાઓ પોતે શું કરે છે તે જાણતા નથી. ધર્મના ત્યાગ પછી પાશવતા છે અને કામવાસનાઓના અનિયંત્રિત વ્યવસાયવાળી પાશવતા તો પશુઓમાં યે નથી. આપણને ધર્મનું આ કે તે અંગ રૂચતું ન આવે માટે જો આપણે ધર્મ ઉપરજ ઘા કરિયે તો જે ડાળ ઉપર આપણે બેઠા છિયે એના ઉપર જ ઘા કરિયે છિયે એમ કહેવું પડે. કારણ કે આપણા સ્નેહના, સદ્‌ગુણના અને સૌષ્ટવના વર્તમાન આદર્શો ધર્મ ઉપર નહિ તો શેના ઉપર રહેલાછે?

ધર્મ એ તો સંસારયાત્રાનો જ એક મહામાર્ગ છે. એની સડકોના પાટા લોઢાના લાગે છે, સખત લાગે છે; એના ઉપર ચાલનારી ટ્રૈન બીજે માર્ગે જઈ શકતી નથી. પણ તેથી તેની ઉપયોગિતાને કોણ વિસારી શકે? એનાં સ્ટેશનોએ મીઠાં પાણી, ચેવડા, મિઠાઇઓ અને હવે તો ચાહ પણ છાકમછોળ મળે છે. એ ટ્રૈનવડે પોતાને સ્થાને જવાય છે. એને સ્હેજમાં ઉથલાવી શકાતી નથી પણ એના પાટાને તોડવાને વિલાયતી હથીઆરો સારાં આવે છે. એ પાટા તૂટતાં ઉપર જનારી ટ્રૈન અફળાઈ પડે છે, એટલું જ નહિ પણ તેના એન્જીનનું સર્વ જોમ તેને ઉલ્ટું વધારે હેરાન કરી નાંખે છે; ટ્રૈન પથરામાં ધસી જાય છે; તેમાં બેસનારાનાં માથાં અથડાય છે અને કેટલાકના તો જીવે જોખમાઈ જાય છે. પણ એવા જોમ વિના અને એવા લોઢાના પાટા વિના, એવા સગવડતાનાં સ્ટેશનો વિના અને એવા નિયમન કરનારા સંચાલકો વિના કર્તવ્યની નરી યાદથી આપણે હરિદ્વાર ભાગ્યેજ જઈ શકિયે. ધર્મમાર્ગમાં આ બધું છે; ધર્મ એ હવાઈ બંધારણ નથી પણ હજારો વર્ષોથી માનવજીવનમાં ઓતપ્રોત થએલું મહાસત્ય છે.

**સંસારનો મહામાર્ગ**

આ ભારતના હિમાલય સમા ધર્મના હરિદ્વારની યાત્રા આપણે નહિ કરિયે તો કોણ કરશે? એ હિમાલયની હારોની ત્રિપુટીની પ્હેલી હારમાં કર્મનિષ્ટાની કુંજો છે. બીજીમાં ભક્તિનાં મીઠાં ઝરણાં છે અને ત્રીજી હારમાં વિદ્યાના શ્વેત હિમનાં આલયો છે. એની યાત્રા કઠિન તો છે પણ તે પુષ્ટિમયી, જીવનમયી અને આનંદમયી છે. એમાં ચઢાવો ચઢવાના છે પણ એની ઉચ્ચ ભૂમિકા અને શિખરોના દિવ્ય આનંદોમાં આપના પરિશ્રમોનો બદલો વળી જશે. એના ઘાટના માર્ગોથી આપને ત્રિવિષ્ટપમાં જવું હશે તોપણ જવાશે. ત્યાંની અપ્સરાઓનો તમને વસવસો હોય તો તમારા માનસ સરોવરની અપ્સરાઓને તમે સાથે

**એની પુણ્યયાત્રા**

લઈ જશો. વૈદિકોની પેઠે આપણા વિદ્વાનો પણ સમગ્ર પ્રજાને અર્થે નરનારીના દ્વંદ્વની સંગતિનું સ્વર્ગના અગ્નિહોત્રમાં સંવિધાન કરે છે. એ ધવલગિરિનાં શૃંગોએ પ્હોંચવું એ તો આપણામાંના ઘણાખરાનો આદર્શજ રહેશે; કેમકે કૈલાસ આદિ શિખરો ઉપર સદા વિરાગનાં હિમ વસે છે. તથાપિ એ હિમગિરિની કુંજનિકુંજો અને ઉપવનોનો મહિમા પણ ઓછો નથી. ત્યાં અઢારે ભાર વનસ્પતિ ખીલે છે. ત્યાંના કુસુમો તો પૃથ્વીનાં કુસુમો કરતાં યે બહુ વિશાળ સુવાસિત અને સુરંગી છે. શંકા હોય તો ત્યાં જઈ આવેલા ગોરાંગોને પૂછજો. હવે તો પશ્ચિમનાં પાણી પણ એ હિમાલયે ચઢવા લાગ્યાં છે. શું આપણેજ એ દિવ્યગિરિને વિસારિશું ? ત્યાં તો પ્રકૃતિ દેવી જગદંબાનાં ધામ છે, ત્યાં શિવનાં નિત્યનાં નિવાસસ્થાન છે અને એ શિવનાં ખોળામાં ગણોના ઈશ સિદ્ધિ અને બુદ્ધિરૂપી આત્મશક્તિઓ સમેત વિલસે છે.

એ પુરાતન, સનાતન હિમાલય તમારા દેશમાં વિરાજે છે. અથવા તેની શીતળ છાયામાં તમારો દેશ વિસ્તરે છે. એ હિમગિરિના ઉચ્ચ પ્રદેશમાં તમારા મુનિવરો વસે છે એ ગિરિના દિવ્ય સ્રોતોમાંથી વહેતી ગંગા, યમુના, સિન્ધુ, બ્રહ્મપુત્રા આદિ અનેક નદીઓ આ ભૂમિકાને પાવન કરે છે. એજ લોકપાવની મહાનદીઓનાં સરસ્વતી, સાભ્રમતી, મહી, નર્મદા અને તાપી જેવાં પુણ્ય રૂપોથી અંકિત થયેલા રસપ્રદેશમાં આપનાં સ્થાન છે. એ સ્થાનનાં માહાત્મ્ય અને એ સરિતાનાં સ્નાનના મહિમા મ્હારે આપને કહેવાના હોય નહિ. એ તો આપના પિતરોની અંતરૂર્મિઓથી ઉભરાતો અને આપનાં તર્પણોને યાચતો આપણો સ્નેહપ્રદેશ છે. એ ભૂમિકા આપની જ થાઓ અને એ ભૂમિકામાં અભ્યુદય ને નિઃશ્રેયસને સાધતા આપ વિચરો એજ આપના શિષ્ટોની સ્નેહભીની ભાવના અને એમના અંતરના અભિલાષ છે.

**આપણો સ્નેહ-પ્રદેશ**



# ઉત્ક્રાન્તિવાદનાં ઊંધાં ચશમાં

અંગ્રેજીમાં જેને 'ઈવોલ્યુશન' કહે છે, તેને ગુજરાતીમાં કેટલાંક નામોની ફેરબદલી પછી 'ઉત્ક્રાન્તિ' નામ આપવામાં આવ્યું છે.

**ઉત્ક્રાન્તિવાદની અવદશા**

ખરી રીતે જોઈયે તો અંગ્રેજીમાં જ એ શબ્દના અર્થનું ઠેકાણું નથી. ડાર્વિન, હક્સલી, સ્પેન્સર, વૉલેસ ઈત્યાદિ વિદ્વાનો તેની જૂદી જૂદી વ્યાખ્યાઓ સૂચવે છે; અને જે હકીકતો તેઓ રજુ કરે છે, તેના ખુલાસાઓમાં પણ તેમની વચ્ચે મ્હોટો મતભેદ હોય છે. એટલું જ નહિ પણ 'ઈન્વોલ્યુશન' એટલે 'અવક્રાન્તિ' સંબંધે પણ ઘણું લખાયું છે. ડૉ. ઈન્જે, ઉત્ક્રાન્તિવાદમાં પ્રગતિની જે કલ્પના છે, તેનો જ ભુક્કો કાઢી નાંખ્યો છે. અમેરિકામાં તેના વિરૂદ્ધ ચોક્કસ આગ્રહ છે. ટેનેસીમાં કોઈ તે સિદ્ધાંતનો શાળામાં પ્રચાર ન કરે, એવો કાયદો છે, ને તેને અંગે એક શિક્ષક સામે થોડાં જ વર્ષો ઉપર મુકર્દમો ચાલેલો તે સંબંધે ચોપાનિયાંઓમાં રૂટરના તારો ઉપર તારો છપાતા અને ગરમા ગરમ ચર્ચાઓ થએલી તે ઘણાને યાદ હશે.

ઉત્ક્રાન્તિવાદનાં એવાં ભિન્ન ભિન્ન સ્પષ્ટીકરણો આપવામાં આવે છે કે તે બધાંને સરખાવિયે અને બધાનો સામાન્ય અંશ સ્વીકારવાનો વિચાર કરિયે, તો ઉત્ક્રાન્તિનો

**એની ઉત્પત્તિ**

અર્થ 'ફેરફાર' એટલો જ થઇને રહે. અને જગતમાં હંમેશ ફેરફાર થયા કરે છે એ વાત એટલી જાણીતી છે, એવી પુરાણી છે, એવી સ્વયંસિદ્ધ છે, એવી પ્રત્યક્ષ છે કે એને સારૂ કોઈ નવો મત ઉભો કરવાનો પ્રસંગ જ નથી; અને તેટલાને જ સારૂ નવો 'ઉત્ક્રાન્તિ' કે 'Evolution' શબ્દ યોજવો એ નિરર્થક ગણાય. ત્યારે આ બધું તોફાન ચાલ્યું

ક્યાંથી ? આ સંબંધે જો દાખલા, દલીલો, અવતરણો અને પુરાવાઓ સહિત લખવા બેશિયે તો ગ્રન્થોના ગ્રન્થો બની શકે. કેમકે, ખગોળ, ભૂગોળ, રસાયણ, પદાર્થવિજ્ઞાન પ્રાણીવિદ્યા અને માનસવિદ્યા એ બધામાં ઉત્ક્રાન્તિવાદે પોતાનું ટટ્ટુ ઘુસાડયું છે, આમ જોઇયે તો એ વાદમાં ઢંગધડો પણ નથી, તેમ તેનામાં એવું કાંઈ બળ પણ નથી. પણ હકીક્ત એ છે કે યુરોપમાં નાસ્તિકતાનો પ્રચાર વધ્યો ત્યારથી ઈશ્વર અને આત્મા વગરની એક નવી ફિલસુફી તેમજ વિજ્ઞાન ઉભું કરવાની ધગશ ચાલી, અને જાણ્યે અજાણ્યે બુદ્ધિમાન વિદ્વાનો તેમાં સંડોવાયા. તેમના મનમાં કે આપણે કાંઇક નવું કરી નાંખિયે-હમણાંના નાસ્તિકોને પણ ગળે ઉતરી જાય એવું. એમાંના કેટલાક ઈશ્વર, આત્મા અને ધર્મના અસ્તિત્વની વિરૂદ્ધ નહિ પણ હોય. પણ એમના પ્રયત્નોનો ઝોક તો એ તરફ જ વળ્યો કે એ બધાંને અભરાઇએ મૂકીને કામ કરવું. આનું પરિણામ એ થયું કે નાસ્તિકોને સાચી ખોટી પણ એક ફિલસુફી, આસ્તિકોની સામે ઝડાકા લેવા અને ધમાલ કરવાને સારૂ મળી ગઈ; અને એમને એમાં ફાવટ આવવાથી અંદર અંદર ગમે તેવો મતભેદ અને ફાટફુટો હોવા છતાં, એ વાદને એમણે છાપરે ચઢાવ્યો. બાકી વિદ્યાઓમાં તો હરકોઈ એક નવું દૃષ્ટિબિન્દુ લેવાથી, સ્વાભાવિક રીતે જ નવા નવા વિચારો સૂઝે, તે ઉપરાંત ઝાઝું ઉત્ક્રાન્તિવાદથી થયું નથી. કદાચ વધારે સુયોગ્ય દૃષ્ટિબિન્દુ લેવાથી વધારે સારાં તેમજ નવતર સૂચનો મળ્યાં હોત કે કેમ, એ વિચાર કરવાનો અત્યારે પ્રસંગ નથી. જેમ કોઈ એક નેતા કોઈક ઉપયોગી બાબતોમાં લોકપ્રિય થઇને અથવા લોકોની લાગણીઓને ઉશ્કેરીને નેતા બનીને પછી મોટું ફંડ ઉભું કરીને તેમાંથી નાણાં ઉચાપત કરી જાય, એવી રીતે મૂળ વિજ્ઞાનના વિષયને કાંઈક ઉપયોગી થાય, એવાં સૂચનોની પ્રેરણાને અર્થે કામ લાગવાને બદલે ઉત્ક્રાન્તિવાદે તો પોતાની સ્થિતિ જ ભૂલી જઇને જનસમાજનું આધ્યાત્મિક ધન જ ઉચાપત કરવા માંડયું. વસ્તુતઃ

પ્રત્યક્ષ એજ વિજ્ઞાનનો યોગ્ય પ્રદેશ છે; અને ભૂત અથવા ભવિષ્યની બાબતમાં તેનાં મન્તવ્યો માત્ર અનુમાનો જ ગણી શકાય; તે સાચાં તેમ ખોટાં પણ હોઈ શકે; મનુષ્ય પોતાની શક્તિઓથી એક પણ પદાર્થ વિષે સર્વ પ્રકારના અને સર્વ શક્ય પ્રયોગો કરવાને શક્તિમાન છે જ નહિ; આ બધી વાતો પર ઢાંકપીછોડો કરી દેવામાં આવ્યો; અને વિજ્ઞાનની વાહવાહની જોડે ઉત્ક્રાન્તિવાદનું લફરૂં પણ લગાડી દેવામાં આવ્યું. બ્હારની દુનિયાં પણ કાંઈ બોલી શકે એમ હતું નહિ, કેમકે વિજ્ઞાનની શોધખોળોથી ઉત્પન્ન થએલા ડાયનેમાઈટ, બંબગોળા, વિજળિક બળો ઇત્યાદિ આગળ દુનિયાં તો ધ્રુજી ગઈ; અને વિજ્ઞાનનાં પાસાં સેવનારા વૈજ્ઞાનિકોને તો ગોળથૂથીમાં જ નાસ્તિક્તા એક કે બીજે રૂપે પાઈ દેવામાં આવી હતી.

**પરિણામ**

આ વાદ નાસ્તિકતા જોડે જોડાતાં પરિણામ એ થયું કે આખા યુરોપમાં આધ્યાત્મિક બળો તૂટવા લાગ્યાં. પાદરીઓ બિચારા રવિવારે પ્રાર્થનાને દિવસે પણ દેવળો ખાલી રહેતાં હોવાની બૂમો પાડવા લાગ્યા. સાહિત્યલેખકો નૈતિક અધઃપાત તરફ ઉપરાઉપરી કટાક્ષો કરવા લાગ્યા. ગુન્હાઓ વધવા લાગ્યા. કેળવણી પામેલા ગુન્હાઓ ન કરે, એ વાત ઉડી ગઈ. આખો જનસમાજ નીતિનાં પગથિયાં ઉતરવા લાગ્યો. વિદ્વાનોએ પણ તમાશો જોઈ લીધો. તેમને જણાયું કે 'અંજીર વચ્ચેથી જ સડેલું છે.' પણ સામાન્ય રીતે બને છે તેમ રોગનું મૂળ કાઢવાને બદલે બાહ્ય ચિહ્નોને જ દૂર કરવા તરફ બધાનું ધ્યાન ખેંચાયું. અલબત્ત કેટલાક વિદ્વાનો કહેતા જ હતા કે આ તમારા ઊંધા એકડા જ છે. તમે ઇશ્વરને ઊંચે મૂકવાનો અને ધર્મને ધકેલી પાડવાનો વિચાર કર્યો, તેનું જ આ પરિણામ છે. પણ નવા વિચારોના પ્રચારે બધાની આંખોની એવી ઊંધી પુતળીઓ કરી નાંખી હતી કે, એ વાત એમની નજરમાં આવે તેમ હતું નહિ.

એટલે એવી એક ભ્રમણા ઉભી થઇ કે ધર્મ, નીતિ, એ તો બધી જૂની થઇ ગએલી ચીજો છે; એમણે પોતાનું કામ કરી લીધું, હવે તે કાર્ય કરી શકે તેમ નથી; અને નીતિ શેને કહેવી, એનું ફરી નવી જાતનું શાસ્ત્ર રચવું અને સૌએ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે નિર્ણય કરી લેવો. બધાની બુદ્ધિ તો સ્વાભાવિક રીતે જ જૂદી પડે, એટલે એક મભમ, અડુક દડુકિયું, ટેનિસના બૉલ જેવું ધોરણ ઉભું કરવામાં આવ્યું કે, 'ઘણામાં ઘણા માણસોનું ઘણામાં ઘણું હિત' સધાય એમ દરેક માણસ વર્તે. અલબત્ત એમ વર્તવું કે ન વર્તવું, એ તો પાછો માણસની ઈચ્છા અને સગવડનો વિષય રહ્યા. પણ તે વર્તે એમ આશા રાખવામાં આવે છે, એવી ડાહી ડમરી નીતિ દોરવામાં આવી. સ્ખલનશીલ મનુષ્યને આવા સિદ્ધાંતો ક્યાં લઇ જાય અને કેટલે અંશે બચાવી શકે, એમાં કાંઈ વધારે વિચાર કરવો પડે એમ નથી. છતાં પણ કાંઈ શંકા રહે તેને તેના પ્રયોગે શાંત કરી દીધી. યુરોપનો જનસમાજ ધર્મ–ભ્રષ્ટ, નીતિ–ભ્રષ્ટ. અને વિષયી થઈ ગયો. જીવન અશાન્ત થઇ ગયું, કલહમય થઈ ગયું. મનુષ્યના વિચારો કે માન્યતાઓ જૂદી હોઇ શકે; પણ દુનિયામાં અસત્ય લાંબો સમય ચાલતું નથી. અસત્ય તપના બળથી અથવા પ્રયત્નશીલતાથી શકિત પ્રાપ્ત કરી શકે; પણ શકિત એજ દુનિયાંમાં સર્વસ્વ નથી. યુરોપમાં શક્તિ વધી ગઈ, પણ યુરોપનો જ માનવસ્વભાવ એ શક્તિના દુરુપયોગ સામે પ્રજ્વલી ઉઠયો અને ક્રોધે ભરાએલો મનુષ્ય બીજું ન ચાલે, ત્યારે પોતે પોતાનાજ હાથ પછાડે, તેમ યુરોપના પ્રખરતમ વિદ્વાનોએ પોતાના હાથ પછાડ્યા. એમાંથી નવા ભાવો, નવાં મન્તવ્યો ઉત્પન્ન થયાં. કેટલાકે કહ્યું કે અમારે રાજ્યસત્તા જ ન જોઇએ. કેટલાકે કહ્યું કે અમારે સમાજવ્યવસ્થા જ ન જોઇએ. કેટલાકે કહ્યું કે અમારે લગ્નસંસ્થા જ ન જોઇએ. કેટલાકે કહ્યું કે અંગત માલમિલ્કતેજ બધી પાયમાલી કરી છે, કોઇને કાંઇ મિલ્કત જ ન હોવી

જોઇએ. કેટલાકને તો એવો કંટાળો આવ્યો કે વસ્ત્રનો પણ ત્યાગ કરવાનો એમણે બોધ કર્યો; ને પોતાનાં જૂદાં થાણાં વસાવ્યાં.

**પાખંડનું ઉઘાડું પડવું**

ઉત્ક્રાન્તિનો અર્થ જ ગોટાળામાં છે, એ તો આપણે આગળ કહી ગયા. પણ ઘણા લોકોને ગડબડ ગોટાળામાં જ જેમ ફાવટ આવે છે, તેમ ત્યાંના લોકોએ આના અર્થના ગોટાળાનો પણ ઠીક લાભ લીધો છે. કેટલેક ઠેકાણે સાદાપણામાંથી સંકીર્ણતા તરફની ગતિના અર્થમાં તે વપરાય છે. કેટલેક ઠેકાણે અવયવોના વિચ્છેદના અર્થમાં વપરાય છે. કેટલેક ઠેકાણે વિકાસના અર્થમાં વપરાય છે. એટલે આ નવો શબ્દ હાથમાં આવી ગયો છે, તે જ્યાં ફાવટ આવે ત્યાં હરકોઈ પ્રકારની પ્રગતિ ગતિ કે અવગતિને વાસ્તે લગાડી દેવામાં આવે છે. મનુષ્યો સંબંધે તેને લગભગ ઉન્નતિના અર્થમાં વાપરવામાં આવે છે. આ ઉત્ક્રાન્તિવાદનું તૂત બરોબર ઉઘાડું પડયું કયારથી કે યુરોપમાં સુધરેલાના શિરોમણિ ગણાતાં રાજ્યોમાં માંહોમાંહે લડાઈ જામી પડી, દુનિયાની કોઈપણ જૂની પ્રજાએ આગળના વખતમાં નહિ વાપરેલાં એવાં ખરાબ શસ્ત્રો ને સાધનો તેમણે એકબીજા તરફ વાપર્યાં ને છાપામાં એકબીજાને ઉઘાડા પાડી દીધા ત્યારથી. ત્યાંસુધી બધું ઢાંકયું દૂમ્યું ચાલતું હતું. બધા ધારતા હતા કે આ લોકો એકનાએક છે ને બળવાળાયે ખૂબ છે. પોતાનો કુધારો હોય તેને યે સુધારો કહેવડાવે તો ય કોઈ તેમને કહી શકે એમ હતું નહિ. પણ એ ખેલ લાંબો ચાલ્યો નહિ. રશિયામાં બોલ્શેવિકો જાગ્યા; એમણે યુરોપના આખા સુધારા સામે ઝુંબેશ ઉઠાવી. ડારવિન જેવા સુધારાના ઝુંડાધારીઓને પણ પોતે વખાણનાં પ્રકરણો ઝુકાવેલાં તેમાં ફેરફારો કરવા પડયા. અને યુરોપના આખા વર્તમાન સુધારાનું પોગળ ચારે તરફથી ઉઘાડું પડી ગયું. દુનિયાંના લોકોને પણ હવે લાગવા માંડયું કે આવા ક્રૂર, દ્વેષી અને મેલા મન-વાળા લોકોનાં ગમે તેટલું ધન હોય કે સત્તા હોય કે શોખનાં સાધનો

હોય, તોપણ તેને કોઈ દિવસ ઉન્નત ગણી શકાય જ નહિ. એને સુધરેલા કહેવા એ આપણી બુદ્ધિનું જ પોત બતાવવા જેવું છે. જાપાનમાં, ચીનમાં અને હિન્દુસ્થાનમાં યુરોપના લોકો સામેની ઘૃણા અને તિરસ્કાર સતેજ થયાં. એ બાબતો જોડે આપણા વિષયને બહુ સંબંધ નથી, પણ એટલું તો ખરૂં કે એમની રીતભાત અને પરિસ્થિતિને સુધારાની ઉન્નતિ માનવા મનાવવાની પેરવીઓ હવે તૂટી પડી એટલે દુનિયાં મોહના એક આક્રમણમાંથી તો છૂટી. માણસજાતિ સુધરતી સુધરતી યુરોપના સુધારાએ આવી પહોંચી છે, એ ભ્રમણા તો ભાંગી ગઈ.

**પ્રગતિની ભ્રમણા**

આ દરમિયાન બીજી રીતે પણ જેની ઉઘાડી આંખ હતી, જેની દૃષ્ટિ સત્ય તરફ હતી, તેમને બીજી પણ અનેક બાબતો પ્રકાશ આપવા લાગી. આપણે અત્રે કહી દેવું જોઇયે કે બીજી ભૌતિક વિદ્યાઓ સંબંધે અમુક પ્રકારના ફેરફારને એક નામ આપો કે બીજું નામ આપો, તે સંબંધે આપણે અત્યારે ઝગડામાં ઉતરતા નથી. પણ અત્યારે તો ઉત્ક્રાંતિવાદને ઓથે લોકોને જે ઊંધાં ચશમાં પહેરાવી દેવામાં આવ્યાં છે, મનુષ્યની દિવસે દિવસે વધારે સંસ્કૃતિ અને ઉન્નતિ થતી જાય છે એમ ભણાવી દેવામાં આવ્યું છે, અને તેને અંગે લગભગ એમ જ પોરવી દેવામાં આવ્યું છે કે, જે ગતિ થાય તે પ્રગતિ અને ઉન્નતિઃ—આ પ્રકારની ભ્રમણાનું નિવારણ કરવાની ખાસ આવશ્યકતા છે. કારણકે, એ જૂઠાણું છે, એટલું જ નહિ પણ અનેક પ્રકારની ભૂલોમાં વ્યક્તિ અને સમાજ તેથી ઘસડાય છે. સત્યની સામે એ સેતાનનો બળાત્કાર છે, એટલું જ નહિ પણ આપણી સામાન્ય બુદ્ધિને પણ તે અપમાનકારક છે. પ્રત્યેક મનુષ્યે તેમજ સમાજે પોતાની ઉન્નતિ સાધવાને યત્ન કરવો, એ જૂદી વાત છે અને જેમ ફાવટ આવે તેમ વર્તવું અને તેને ઉન્નતિ મનાવવી, એ જૂદી વાત છે. ઉત્ક્રાન્તિવાદનો સુધરેલા કહેવાતા અમેરિકાએ પણ તિરસ્કાર કર્યો છે

એટલું જ નહિ પણ મનુષ્યજાતિ દિવસે દિવસે ઉન્નત થતી જાય છે, એ અર્થમાં તો એવું હડહડતું જૂઠાણું છે કે ઘણીખરી પ્રજાઓ થોડા વખતમાં એને જોઈ લેશે એમાં મ્હને સંદેહ નથી. અલબત્ત નવી દવાઓવાળા કે નવાં વિલાસનાં સાધનો વેચનારાને તો કહેવું જ પડે ને તે કહેતા જ રહેશે કે જુઓ આવો લ્યો, આ અમે સ્વાસ્થ્યનાં ને સુખનાં નવી શોધનાં, નવી ઢબનાં, નવી બુદ્ધિનાં, સુધરેલા જમાનાનાં સાધનો ખોળી કાઢયાં છે–દુનિયાંના લાભને સારૂ; તે બધાં લ્યો અને સુખી બની જાઓ. એ બધી દુકાનદારી તો ચાલતી જ રહેવાની, પણ તેની આપણે વાત કરતા નથી.

**ઉન્નતિ એટલે શું?**

હા, એટલું ખરૂં કે, પ્રગતિ કે ઉન્નતિનો અર્થ જ આપણે ફેરવી દઇયે, તો જેને ઉન્નતિ કહેવી હોય તેને ઉન્નતિ કહી શકાય. રેલ્વેમાં 'અપ' ને 'ડાઉન' ટ્રેઇનોનું હોય છે, એમ ઉન્નતિ અવનતિ પોતાની મુખ્ય ઓફિસથી માની લઇયે, તો જૂદી વાત. અલબત્ત, ફૂટબોલ રમનારાઓમાં જેમ સામસામાં બે નિશાનો હોય છે, અને એક ટુકડીવાળા જેને પ્રગતિ માને તેને સામી ટુકડીના ઊંધી ગતિ માને તેમ મનુષ્યના ઇતિહાસ સંબંધે પણ છે ખરૂં. બાઇબલમાં પેલી વાત આવે છે, તેમાં સેતાન પણ પોતાને આગળ વધતો જ માને છે, પોતાની પ્રગતિ સમજે છે ને ઇશ્વરની ભૂમીના ફિરસ્તાઓ તેને સેતાનનું અધઃપતન સમજે છે એવો ઘાટ આપણી દુનિયામાં યે છે. પણ સત્ય, દયા, અહિંસા, પવિત્રતા, સંયમ, ઉદારતા આદિ સદ્‌ગુણોની વધારે પાસે જવું અને કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, દ્વેષ, ઈર્ષા, અસૂયા, ક્રૂરતા ઇત્યાદિકથી દૂર થતા જવું, એટલે હૃદયની વિશદતા, કોમલતા અને ઉચ્ચતા પ્રાપ્ત કરવી, એને જો આપણે ઉન્નતિ માનિયે, તો પાંચ પંદર વર્ષના અનુભવવાળાને પણ લાગ્યા વિના નહિ રહે કે જનસમાજમાં એકંદરે વિક્રિયા વધતી

જાય છે. પણ એટલા ટુંકા અનુભવ ઉપરથી આપણે આખા ઇતિહાસના વલણ સંબંધે કહી ન શકિયે. એ ઇતિહાસનું વલણ જોવાને આપણે સમગ્ર ભૂતકાળ તરફ નજર ફેરવવી પડે.

સાહિત્યનો પ્રદેશ

સાહિત્યના ક્ષેત્રમાં જ પ્રથમ દૃષ્ટિ કરિયે, તો ઉત્ક્રાન્તિના મતનું પાકું અરિષ્ટ આવી પહોંચ્યું હોય એમ જણાય છે. અત્યારના લેખકો, મુખ્યત્વે કરીને વિલાયતના સાહિત્ય સર્જકોએ તો રાત દહાડો જોયા વગર પાનાંના પાનાં પુસ્તકોનાં પુસ્તકો લખીને ભરી કાઢવા માંડયા છે. છાપખાનાનું સુખ ને લખાણના પૈસા મળે. તોયે કોઈ જૂના લેખકને પહોંચી શકતું નથી. અલબત્ત, દુકાનદારીને અંગે તાજા લેખકોનાં જે વખાણ કરવાં કરાવવાં પડે તે ચાલુ છે. કારણકે તે વગર તો પાછી ચોપડીઓ ખપે શાની? એમના વખતમાં ટેનિસનનાં ખૂબ વખાણ થએલાં પણ હવે ટેનિસનનું ટટ્ટુ બેસી ગયું છે. ભોગજોગે છે પણ એવું કે સારામાં સારા ગ્રંથો આગળના છે. ઈંગ્લાંડનો મ્હોટામાં મ્હોટો કવિ શેકસ્પીયર તે આગળ થઇ ગયો; યૂરોપનો મ્હોટામાં મ્હોટો કવિ તે હોમર. તે વળી એમના બધાથી આગળ થઈ ગયો. હિન્દુસ્થાનમાં પણ જૂના કવિ કાલિદાસને પહોંચવું એ આપણા કવિઓનો હજી આદર્શ જ છે અને એ કાલિદાસ અને ભવભૂતિ પાછા પુરાણ કવિઓની જ પ્રશંસા અને પૂજા કરે છે. આપણાં રામાયણ, મહાભારત અને પુરાણો, જે દુનિયામાં ઉત્તમોત્તમ ગ્રન્થો છે, તે સૌથી વધારે પુરાણા છે. સેતાનનું જ્યારે કાંઇ ન ચાલ્યું, ત્યારે જેમ તેણે આદમ ને ઈવ જેવાં પાક પ્રાણીઓને વણસાડવાનો પ્રયત્ન કર્યો, એમ આ લોકોનું હવે બીજું ચાલતું નથી, એટલે એ જૂના ગ્રન્થોની કીર્તિને વણસાડવાને એમણે નવું ધતીંગ ઉઠાવ્યું છે કે, એ ગ્રન્થો તો એક જણે લખ્યા નથી; શૈકસ્પીયરનાં નાટકો તો બેકને લખેલાં; હોમરનું

ઇલિયડ તો એક કવિએ લખેલું જ નહિ; મહાભારતમાં પણ વ્યાસે કેટલુંક લખેલું અને બીજાઓએ કેટલાક ઉમેરા કરેલા; અને વ્યાસે બીજાની પાસેથી કેટલું લઇ લીધેલું તે નક્કી કહી શકાય નહિ. એક ગ્રન્થ અતિ કીર્તિવાળો કે ઘણાને માન્ય દેખાયો કે શનિશ્ચર ઘણાના મનમાં વસી જાય છે; અને તેને કઇ રીતે તોડવો તેની હોંશિયારી, દાખલાદલીલો ને ચાલાકીથી ભરેલી બાજી ગોઠવી દેવામાં આવે છે. એક વિદ્વાન કહેવાતા ગૃહસ્થે ભગવદ્‌ગીતામાં પરસ્પર વિરોધો, વ્યાકરણની ભૂલો, એકતાનતાની ખામીઓ, ઇત્યાદિક બતાવી, તેને નીચે પાડવા પ્રયત્ન કરવામાં પોતાની વિદ્વતા દેખાડી છે. પણ દુનિયાં છેતરાતી નથી અને માણસોની તેમજ ગ્રન્થોની યોગ્યતા અનુભવથી તે માપી લે છે.

**તત્ત્વ ચિંતનનું ક્ષેત્ર**

હવે તત્ત્વચિન્તનના પ્રદેશમાં જોઇયે તો વેદાન્તનું, ઉપનિષદોનું જે પુરાણું તત્ત્વચિન્તન છે, તેવું તત્ત્વચિન્તન હજી સુધી બીજું કોઈ થયું નથી. યુરોપના ફિલસુફો ચક્રાવા લઈને માત્ર એક બીજાની ભૂલો જ કાઢી શકયા છે. અને કૅન્ટ પણ વેદાન્તના તત્વદર્શનની પાસે કાંઈક આવી શકયો છે, એજ એની મહત્તા ગણાય છે; કારણકે એનામાં પણ સ્ખલનો ઘણાં છે. આપણા વિદ્વાનોએ પણ ઉપનિષદો ઉપરથી સૂત્રો, સૂત્રો ઉપરથી ભાષ્ય, ભાષ્ય ઉપરથી ટીકા અને ટીકા ઉપરથી અદ્વૈતસિદ્ધિ અને ચિત્સુખી જેવા અડાબીડ ગ્રન્થોના અભેદ્ય બુદ્ધિવિલાસો રચ્યા છે. પણ એ બધાયે પુરાતન મૂલ વસ્તુની જ વ્યાખ્યા અને પ્રશંસારૂપ છે. વળી બીજી મુદ્દાની વાત એ છે કે તત્ત્વજ્ઞાનની પરીક્ષા અનુભવમાં જ હોવી જોઇયે. વેદાંતનું પુરાતન તત્ત્વજ્ઞાન સેંકડો વિદ્વાનોને શાન્તિ, તૃપ્તિ અને સિદ્ધિ આપી રહ્યું છે; અને યુરોપની ફિલસુફીઓની પેઠે માત્ર પોથીઓમાં રહ્યું નથી એટલે પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ ત્રણે ય પ્રમાણોથી એની સિદ્ધિ થઈ છે.

સંસ્કૃતિ અને ચારિત્ર્યના વિષયમાં પણ આગળના તે આગળ જ છે. એક લેખકે ગ્રીસ અને રોમના પુરાતન લોકોની ક્રૂરતા અને જંગલીપણા વિષે લખ્યું છે ખરૂં પણ તેમાં કેટલેક અંશે ભુલભુલામણી છે. અલબત, ગ્રીસ અને રોમમાં ભારતના જેવી સર્વતોભદ્ર અને ઉચ્ચતમ સંસ્કૃતિ હતી જ નહિ એ જાણીતું છે. એ બધા દેશો તો આર્યોની સંસ્કૃતિના અંશાંશ વડે મહાન થયા છે. નિરપરાધી લોકો ઉપર બોંબના ગોળા ફેંકનારા, આખા દેશનો ખોરાક લડાઇને વખતે અટકાવવાના પ્રબંધો કરનારા અને એક ક્ષણમાં આટલા લાખ જંતુઓને મારી નાંખનારી દવાઓની બડાઈ કરનારા હાલના યુરોપીઅનો કરતાં જૂના ગ્રીકો વધારે સારા હશે. પુરાતન સમયમાં નીતિ અથવા સદાચારનાં સૂત્રો વધારે વિશદ, વધારે પ્રસરેલાં અને વધારે માન્ય હતાં, એ વાતનો તો પુરાવો આપવો પડે એમ નથી. કાયદાઓમાં, સાહિત્યમાં, આદર્શોમાં, ફિલસુફીઓમાં બધે જ આગળના ઉચ્ચતર જીવનના પડઘાઓ પડી રહ્યા છે. સ્ત્રીની પવિત્રતા, બ્રહ્મચર્યનો આદર્શ, સંન્યાસનો આદર્શ, દાનનો આદર્શ, પરોપકારનો આદર્શ, જ્યાં જ્યાં દૃષ્ટિ ફેરવિયે ત્યાં આપણને પુરાતનકાળની ભવ્યતા આંજી નાંખે છે. હવે એ સદ્‌ગુણો નથી એમ તો કોઈ જ ન કહે. માત્ર વધારે ઓછાનો પ્રશ્ન છે, આપણને આપણો યુગ પ્રિય હોય, પણ સત્ય પ્રિયતર તો હોવું જોઇયે. વખાણવખોડની દૃષ્ટિએ ગમે તે દૃષ્ટિબિન્દુ લઇયે તો નફોનુકશાન સરખાં છે. એક દૃષ્ટિમાં આપણે પુરાતનોની મહત્તા સ્વીકારી આપણી ન્હાનમ સ્વીકારિયે છિયે, તો બીજી દૃષ્ટિમાં ભાવી પ્રજાઓની કાલ્પનિક મહત્તા પાસે પણ આપણી ન્હાનમની જ વ્યંજના કરિયે છિયે. પણ ખોટી ન્હાનમ કે ખોટી મ્હોટપ આપેલી લીધેલી ઝાઝી ચાલે નહિ. આપણી માન્યતાના પાયાઓ સત્ય ઉપર જ રચાએલા હોવા જોઇયે.

**સંસ્કૃતિ ને આદર્શો**

**રાજ્ય પ્રકરણ**

હવે રાજપ્રકરણમાં જોઇયે, તો એમાં તો અતિશય ગોટાળો થઈ ગયો છે; કાંઈ વ્યવસ્થા જ રહી નથી; અને કોઇને ખબર નથી પડતી કે વહાણ ક્યાં હડસેલાયું જાય છે. પ્રજાસત્તાકનો સિદ્ધાંત આગળ કરવામાં આવ્યો છે; અને પ્રજાઓ બમણી ચુસાતી અને કચડાતી જાય છે. બોલવું જૂદું, ને ચાલવું જૂદું એ તો અત્યારની રાજનીતિનું મહાસૂત્ર થઈ પડયું છે. નેપોલિયન જેને અંગ્રેજો 'નસીબનો બળિયો સોલ્જર' કહીને ખુશી થાય છે, તેનામાં પણ ભવ્યતા અને પ્રમાણિકતા અત્યારના સિતારાએ કરેલા મ્હોટા પુરૂષો કરતાં વધારે જણાય છે. તેના કરતાં પણ પૌરસને જીતીને તે શરણે આવતાં તેને તેનું રાજ્ય સોંપી દેનાર સિકંદરની મહત્તા વધારે છે; અને સિકંદરનો આદર્શ પણ અશોક, રામચન્દ્ર અને યુધિષ્ઠિરના આદર્શો પાસે ઝાંખો પડી જાય છે. એટલે જેમ જેમ પુરાતન કાળમાં જતા જઇયે છિયે, તેમ તેમ ઉચ્ચતર આદર્શોની આપણને પ્રતીતિ થાય છે.

**આર્થિક પરિસ્થિતિ**

આર્થિક જીવન અને સુખસંપત્તિની બાબતમાં તો કાંઈ ભાગ્યે જ કહેવું પડે એવું છે. કહે છે કે, પચાસ સાઠ વર્ષ ઉપર પાંચ શેરનું ઘી મળતું અને દોઢસો બસો વર્ષ ઉપરના ભાવની હકીકત સાંભળિયે છિયે, ત્યારે તો આપણને અજાયબી જ થાય છે. મજૂરી પણ આગળ તેટલી જ સસ્તી હતી. બાર તેર પૈસામાં કડિયો કે સુતાર આખો દિવસ કામ કરતો. જીવન એટલું સરળ હતું કે બે ચાર રૂપીઆમાં માણસ સારી રીતે નિર્વાહ કરી શકતો. ધનિકોને વધારે સ્થિરતા અને શાન્તિ હતી. રાજ્યના આદર્શો ઉદાર હતા અને રાજ્યતંત્રો પ્રજાના ધનને ચૂસનારી જળો જેવાં થઈ પડતાં નહોતાં. લોકો અત્યારના કરતાં વધારે સુખ ચ્હેન અને શાંતિમાં રહી શકતા. ઘણા આગળના વખતમાં જઇએ તો ઋષિમુનિઓ વનમાં ફાવે ત્યાં જઈ રહેતા અને વનનાં ફળફૂલ વિગેરે ઉપર નિર્વાહ કરતા એ પણ જાણીતી

વાત છે. આવક અને જરૂરિયાતોના ભાગાકારને જો આર્થિક સ્થિતિના સૂચક તરીકે માનિયે તો, કહેવું પડે કે આગળની સ્થિતિ જ વધારે સારી હતી. ધન એ સુખશાંતિનું સાધન છે એમ માનિયે, તો પણ ધનિકોની દશા અત્યારે લગભગ દયાપાત્ર જેવી છે.

પદાર્થવિજ્ઞાનમાં આપણે પ્રગતિ કરી હોય એમ દેખાય છે. પણ તેમાંયે જો બરાબર નજર ફેરવિયે તો એ દિશા પણ અપવાદરૂપ નથી. પહેલું તો આત્મજ્ઞાન ઉપરથી પદાર્થજ્ઞાન ઉપર મનુષ્ય ઢળી પડયો છે, પોતે પોતાને વિસરી ગયો છે, એ ચ્યુતિ જ કાંઈ ન્હાનીસૂની નથી.

**વિજ્ઞાન**

પણ તે ઉપરાંત મુદ્દાની વાત એ છે કે કોને ખબર છે કે મનુષ્યના ઇતિહાસમાં કેટલાં પડો ઉકેલાઇ ને દબાઈ ગયાં હશે! આપણી અત્યારની વર્તમાન સ્થિતિને અંગે અને વર્તમાન જ્ઞાનમર્યાદાને અંગે આપણને નજરમાં ન આવે અથવા સમજ્યામાં ન આવે માટે જૂના ગ્રન્થોની વાતોને કલ્પિત કથાઓમાં ગણી કાઢીને આપણે મ્હોટાઈ લઈ લઇયે, એથી કાંઈ વસ્તુસ્થિતિ અન્યથા થતી નથી. મન્ત્રના બળથી અનેક પ્રકારનાં આયુધોની યોજના થતી, એ વાત વધતા જતા વિજ્ઞાનની દૃષ્ટિએ પણ સંભવિત થતી જાય છે. આપણે ભૌતિક સાધનોથી જે સાધિયે છિયે, તે આપણા પૂર્વજો આધ્યાત્મિક અથવા આધિદૈવિક સાધનોવડે સિદ્ધ કરતા હોય એમ સંભવિત જણાય છે. વળી એ વાત પણ ભૂલવા જેવી નથી કે મુખ્ય મુખ્ય શોધો તો પુરાતન સમયમાં જ થયેલી છે. ઉલટું એમ પણ કહી શકાય કે પુરાણાં પુસ્તકોની હકીકતો જેને આપણે કલ્પનાના તુક્કા માનતા તે સાચી હશે એમ હવે આશા પડતી જાય છે.

કલાના વિષયમાં પણ કહી શકાય કે કલાઓની અભિવૃદ્ધિ થઈ છે, તથાપિ કલાઓના આદર્શનું પતન થયું છે. સેન્ટ પોલના કેથેડ્રલમાં અથવા રામેશ્વરના મન્દિરમાં અથવા દિલ્હીની જુમ્મા

મસીદમાં કલાનો વિનિયોગ પ્રભુને અર્થે થયો છે. આગ્રાના તાજમહાલમાં મનુષ્યના દિવ્ય ભાવને અર્થે થયો છે,

**કલા**

અને અત્યારના ન્યૂયોર્કનાં ગગનવિહારી કે જાપાનનાં પાતાલપ્રવેશી મકાનોમાં મનુષ્યોની ક્ષુદ્ર લાલસાઓને અર્થે થાય છે. સંગીત કલામાં પણ આદર્શોનો હ્રાસ થયો છે એ કહેવાની ભાગ્યે જ જરૂર રહે. પુરાતન સંગીતવિશારદો મ્હોટા માલીકની સ્તુતિ ગાતા. પછીનાનાં નિશાન સમ્રાટોની સભાઓના સમજદાર સજ્જનો હતા. હવે વિશારદો તો છે પણ એમનો રંગ જૂદો છે. વધારે નાણાં મળે તે એમનું ધ્યેય થયું છે. અને તેને સારૂ સમાજ સમારંભોમાં જે પાણીએ ખીચડી ચડે તે પાણીએ તેઓ ચડાવે છે. ચિત્રકલામાં પણ એજ પરિસ્થિતિ છે. અત્યારનાં યુરોપીય ચિત્રોમાં રંગ રૂપ ચમક બધું છે. પણ ઈટાલીના જૂના મહાન્ ચિત્રકારોના જેવી ઉદાત્ત ભાવના નથી; બલવતી પાવન પ્રેરણા નથી; ભવ્ય હૃદયસ્પર્શી આદર્શ નથી. અથવા વધારે મિતાક્ષરોમાં કહિયે તો તે બધી વસ્તુઓમાં થોડો અથવા વધારે હ્રાસ દેખાય છે.

આ રીતે સાહિત્યમાં જુઓ કે કલામાં, તત્વચિન્તનમાં જુઓ કે અર્થશાસ્ત્રમાં, રાજનીતિમાં જુઓ કે શિક્ષણશાસ્ત્રમાં બધે ઠેકાણે

**સત્ત્વનો હ્રાસ**

ઉચ્ચતર ગુણોનો હ્રાસ અને એથી વિરોધી ગુણોની અભિવૃદ્ધિ દશ્યમાન થાય છે. ક્રિયા વધી છે તથાપિ સત્ક્રિયા ઘટી છે. અથવા બીજા શબ્દોમાં કહિયે તો સત્વનો અંશ ઓછો થતો જાય છે અને રજોગુણનું આધિક્ય થતું જાય છે. સત્વ ઓછો થતાં તેના ફલરૂપ સુખ ઓછું થતું જાય છે અને રજની અભિવૃદ્ધિ થતાં રાગ, ક્રિયા અને દુઃખ વધતાં જાય છે. જૂના સમયનાં હાડપિંજરો જે અત્યારે મળી આવે છે, તે ઉપરથી તેમજ બધી પ્રજાઓમાં આગળનાં માણસોનાં શરીર ઘણાં મ્હોટાં અને કદાવર હતાં એમ લખ્યું છે, તે ઉપરથી વ્યંજીત થાય છે કે શારીરિક

શક્તિમાં પણ યુગે યુગે હ્રાસ થાય છે. કથાઓમાં કહેલી મનુષ્યો અને રાક્ષસોનાં બળ સંબંધી વાતો આપણને ગળે ન ઉતરે તો તે સંબંધે આપણે ખુલ્લું મન રાખી શકિયે પણ તેને ખોટી કહેવી એ તો એક જાતનું સાહસ જ છે. 'એમ હોઈ જ ન શકે,' 'એમ હોવાના સંજોગો કદાપિ સૃષ્ટિમાં હયાત હોઈ ન શકે,' એવું બતાવનારો વિજ્ઞાનનો કોઈ નિયમ આપણા જાણ્યામાં નથી.

**ક્રમિક હ્રાસ**

સામાન્ય રીતે જોતાં જીવનને જે વસ્તુઓ ભવ્ય, મહાન, ઉચ્ચ, શાંતિમય, રસમય ને આનંદમય બનાવતી, એ વસ્તુઓનો હ્રાસ—ક્રમિકહ્રાસ—સમય જતો જાય તેમ તેમ થતો આપણે જોઇયે છિયે. અલબત્ત આપણે શું ઇચ્છિયે છિયે, આપણી આશાઓ અથવા ઝંખનાઓ શી છે તે વાત જૂદી છે. એ આશાઓ ને ઝંખનાઓ તો આપણા મનના પરિતાપની સૂચક છે. સામાન્ય રીતે પણ જીવન એ શક્તિનો હ્રાસ છે એમ આપણે કહી શકિયે. અમુક પ્રેરણા શક્તિથી વિશ્વ ઉત્પન્ન થાય છે અને એ શક્તિનો વેગ પૂરો થતાં શાંત થાય છે. આપણે કહિયે કે પ્રત્યેક બીજમાં ચોકસ શક્તિ છે એ શક્તિ આપણે એ બીજને વાવિયે એટલે પાંગરવા માંડે છે—અથવા વાસ્તવિક રીતે કહિયે તો પ્રકાશિત થાય છે. એટલે જે શક્તિ ન્હાની કુંપળ નીકળે છે તેમાં છે, તે શકિત પાંચ વર્ષ પછી થનારી મ્હોટી ડાળીમાં નથી. કારણકે, એ ડાળીની શક્તિ પણ આના વડે છે. શક્તિનો પ્રકાશ થાય છે પણ શક્તિની જે મૂળ થાપણ તેનો તો હ્રાસ જ થતો જાય છે. બીજમાંથી કુંપળ, કુંપળ-માંથી ન્હાનો છોડ, છોડમાંથી વૃક્ષ, વૃક્ષમાંથી ફૂલ, ફૂલમાંથી ફળ—સબીજ ફળ; એ એની શક્તિના પ્રકાશની પરંપરા છે. એને વિકાસ કહેવો હોય તો ભલે પણ એ બધો મૂળ શક્તિ—સમૂહનો ધીમે ધીમે થતો હ્રાસ છે. મનુષ્યમાં પણ એમજ છે. ન્હાનાં બાળકની

નાડીનો વેગ તેનામાં કેટલું જોમ અને જીવન છે, એ બતાવી આપે છે. સુપ્ત (Potential) અને જાગ્રત્ (Kinetic) શક્તિઓનો જ માત્ર ભેદ છે. પણ બીજની શક્તિ તેમાંથી ઉત્પન્ન થયેલા વૃક્ષની શક્તિ કરતાં કંઈક વધારે છે, એમ માનવાનું કારણ છે.

**કેટલાંક મંતવ્યો**

ઉત્ક્રાન્તિવાદને અંગે તેના હિમાયતીઓ સામાન્ય રીતે એમ જણાવે છે કે, પહેલાં છૂટાં છૂટાં પરમાણુઓ હશે: પછી તેમાંથી વખત જતાં આ જગત્ ઉત્પન્ન થયું. નૈયાયિકોનો પણ આવો જ મત છે, પણ ઉત્ક્રાન્તિવાદવાળા ઈશ્વરને વેગળો મૂકે છે, ત્યારે નૈયાયિકો એમની તીવ્ર બુદ્ધિ વડે એ પરમાણુઓને ગતિ આપનાર અને નિયમિત કરનાર, વ્યવસ્થિત કરનાર ઈશ્વરી સત્તાનો સ્વીકાર કરે છે. જડ પરમાણુઓથી એની મેળેજ આ અદ્દભુત રચનાવાળા, બુદ્ધિ વૈભવવાળા અને નિયમબદ્ધપ્રણાલીવાળા જગત્‌ની ઉત્પત્તિ થઈ, એમ કહેવાનું સાહસ નૈયાયિકો કરતા નથી. ઘડિયાળ કે એન્જીનો ચાલે છે ખરાં પણ એને યે ચલાવનારો કે ચાવી આપનારો જોઇયે છિયે. પણ ફિલ્સુફીને અંગે જડવાદ કે ચેતનવાદ, ઇશ્વરવાદ કે અનીશ્વરવાદના ગમે તે તર્કો કોઈ દોડાવે તેની જોડે આપણને બહુ સંબંધ નથી. એવા અટકળના તુક્કા તો નવાં નવાં મગજોમાંથી નીકળ્યાજ કરવાના. વળી આ વૈજ્ઞાનિકો એમ માને છે કે સૂર્યમાંથી જ કેટલોક ધગધગતો ભાગ છૂટો પડી ગયો અને તેમાંથી ગ્રહો પૃથ્વી વિગેરે થયાં. પછી પૃથ્વી ધીમે ધીમે ઠંડી પડવા લાગી; ઠંડી પડતાં તેમાં પ્રાણીઓ રહી શકે એવાં હવાપાણી ઉત્પન્ન થયાં: પછી ઝીણા ઝીણા જન્તુઓ ઉત્પન્ન થયા. તેમાંથી જરા મ્હોટાં પ્રાણીઓ ઉત્પન્ન થયાં, પછી તેમાંથી મ્હોટાં થયાં, પછી વાંદરાં થયાં અને વાંદરાંમાંથી ઘણે વખતે માણસ થયાં, અને માણસમાંથી કેટલેક દહાડે યુરોપના અત્યારના મહાપુરૂષો થયા. આ વાતનો વધારે આભાસ

આપવા પ્રદર્શનોમાં એ લોકો જૂદી જૂદી જાતનાં વાંદરાઓથી માણસ સુધીનાં હાડપિંજરો હારબંધ અનુક્રમ કરી ગોઠવે છે. પણ સરખાપણાથી એકમાંથી બીજું થયું એમ કાંઈ સાબીત થતું નથી. એક ચીજના જેવી બીજી ચીજ હોય, તો આપણે એટલું જ કહિયે કે આનાં જેવાં રજકણોથી એ બીજી ચીજ પણ બની હશે. તેમજ જેટલે અંશે બીજની સમાનતા હોય તેટલે અંશે તેમાંથી ઉત્પન્ન થનાર પ્રાણીની સમાનતા હોય. તેને સારૂ એકમાંથી બીજું ઉત્પન્ન થયું એમ માનવાની જરૂર નથી. વ્યવહારમાં પણ એમ કોઈ માને, તો વધારે પડતું જ ગણાય.

**નવી નવી અટકળો**

આ બાબતમાં મતભેદ હોય, તો પણ વિજ્ઞાનના એવા એવા ફિરકાઓ તો એટલા બધા ઉભા થાય છે, ઉખળે છે, ગુંચાય છે, વિખાય છે અને તૂટી જાય છે કે એ બાબતની પણ બહુ ચિંતા કરવા જેવું નથી. વળી ડારવિને જ કહ્યું છે કે, એમના પોતાના જંગલી અને ક્રૂર બાપદાદાઓ કરતાં એ પોતે વાંદરાઓનો વંશજ બનવાનું વધારે પસંદ કરે, એવી રીતે કોઇને પોતાના બાપદાદાના ગુણ દોષને લઈને આવી માન્યતામાં સહજ પક્ષપાત થાય, તો એ પણ જૂદી વાત છે. દેડકાંમાંથી કે વાંદરાંમાંથી કે કયાંથી આપણે આવ્યા તેની કેટલાકને પરવા જ હોતી નથી; અને કેટલાકને મનમાં નિશ્ચય હોય છે, કે અત્યારે એ બાબત નક્કી થઈ શકે એવી નથી. એટલે ઘણાખરા તો આ વિષયને બહુ અગત્ય આપતા જ નથી. પણ કેટલાક એ મતના વૈજ્ઞાનિકો હૈસો હૈસો કરીને એ મતનું માહાત્મ્ય વધારે છે. અથવા કહિયે કે એમની પોતાની જે કેટલી સારી કે કિંમતી વૈજ્ઞાનિક શોધો હોય છે, તેથી તેમને પોતાને મળેલા માહાત્મ્ય વડે એ મતને આગળ લાવે છે. જો એ મત સાચો જ હોય અથવા આવશ્યક જ હોય, તો તો જૂદી વાત પણ એ તો માત્ર વિજ્ઞાનની એક અટકળ (Hypothesis) છે. બીજી

અનેક અટકળોથી વર્તમાન વસ્તુસ્થિતિના ખુલાસાઓ પહેલાં અપાયા છે, અને હજુ અપાઈ શકે એમ છે. એટલું જ નહિ પણ બીજની રચના પરમાત્માએ એવી અદ્દ્ભુત કરી છે કે, બાવળના બીમાંથી ચંદન ઉગે કે બોરના ઠળિયામાંથી આંબો ઉગે એમ માનવું એ લગભગ અશક્ય જેવું છે.–ભલેને હજારો વર્ષો વચમાં કલ્પિયે તોયે શું? પણ એ બધો અટકળનો વિષય છે, વર્તમાન પ્રયોગથી સિદ્ધ કરેલા વર્તમાન વિજ્ઞાનનો નથી. આમાંથી આમ થયું હશે, એમ કહેવું એ વિજ્ઞાન ત્યારે જ કહી શકે કે અત્યારે એવો જ પ્રયોગ ચોક્કસ રીતે એ બતાવી શકે. બીજની વર્ણસંકરતા થઈ શકે, એ પ્રશ્ન જૂદો છે; પણ બીજનો સ્વભાવ તો નૈસર્ગિક જ છે, એમ અનુભવ આપણને શીખવે છે.

**માત્ર એક અટકળ**

અત્રે ઉત્ક્રાન્તિવાદની સમગ્ર ચર્ચામાં ઉતરવાનું ભાગ્યે જ બની શકે. એનાં ફણગાં અને ફડસવાં તેમ જ રૂપાન્તરોનો એટલો બધો ગોટાળો છે કે એના ઉપર ચોપડાના ચોપડા ભરાય. આપણા દેશની ગુલામી કેળવણી કહેવાય છે. એનું ગુલામીપણું રાજકીય બાબતોમાં નથી એટલું સંસ્કૃતિ અને વિજ્ઞાનની બાબતમાં છે. આપણા અહીંના લોકોને એક તો પારકી અંગ્રેજી ભાષા ઉપર કાબુ મેળવવાનો રહ્યો તેમાં એમનાં હીર હણાઈ જાય. તે પછી પારકાં સાહિત્ય ને તર્કશાસ્ત્ર કે રાજનીતિના અભ્યાસો કરવાના રહ્યા. તેમાંથી પરવારે ત્યારે વિજ્ઞાનનો વિશિષ્ટ અભ્યાસ ચાલે. વિજ્ઞાનમાં પ્રયોગવિભાગથી જ અંજાઈ જાય. પછી એની 'થિયરી' અથવા માન્યતાઓને તો ઘણુંખરૂં જેવી ત્યાંથી ગોળી વાળીને આપી હોય તેમ જ ગળી જાય. ચાલતે ગાડે ચડી બેસવાનું સહેલું પણ પડે. ઉત્ક્રાન્તિવાદને સાચો ખોટો નક્કી કરવો હોય, કે તે કેવી રીતે ખોટો છે એ કહેવું હોય તો બીજા અભ્યાસની જરૂર પડે. પણ જ્યાં ઘણાખરા વિલાયતના વૈજ્ઞાનિકો એનાં બણગાં ફૂંકતા હોય, ત્યાં

એનાંજ ગીત ગાવાં એ સહેલું થઈ પડે. એટલું જ કહેવાનું કે જુઓને આ બધાય એને માને છે; ને ડાર્વિન, સ્પેન્સર, હક્સલી, વૉલેસ, હેકલ એવાં પાંચ સાત નામને ઓથે ઉભા રહ્યા એટલે વિરોધીઓની સામે વીમો ઉતરાવ્યો. યુનિર્વસીટીવાળા પણ ભણાવવાનું ઘણું રહ્યું એટલે જે આગળ પડતી 'થિયરી' હોય તેનું જ ભણાવે, એટલે એમને પણ કહેવાનું શું? આ રીતે આપણા દેશના વિજ્ઞાનના અભ્યાસીઓને પણ આવી બાબતનો ઉહાપોહ વિચારવાની ફુરસદ ન હોય, ત્યાં બીજાનું કહેવું શું? અભ્યાસીઓ તો એટલું પણ જાણે કે આ તો માત્ર એક થિયરી અથવા Hypothesis અથવા ખુલાસા સંબંધે અટકળ છે. પણ જે લોકોને સહેજસાજ ઉપરચોટિયા માહિતીથી જ તે સંબંધે ચલાવવાનું હોય, તે લોકો તો એમ જ ભૂલ ખાય કે 'આ જ સિદ્ધાંત ને આ જ સાચી વાત.' એમ માનવું એનાથી મ્હોટી ભૂલ ભાગ્યે જ હોઈ શકે. ઉત્ક્રાન્તિવાદનો એક પ્રધાન પ્રચારક હેકલ જેણે હાડપિંજરોનાં ખોખાંના કલ્પનામય કોઠાની વર્ગણી કરી છે, તેણે જ સૂચવ્યું છે કે તે વર્ગણી સાબીત કરી શકાય એવી નથી, પણ અટકળથી કરેલી એક કલ્પનામાત્ર છે. તે કહે છે કેઃ—

"All ideas, we can possibly form about the stem-history of any organism, even after the most critical investigations are and must remain hypothesis." (The Story of Our Ancestors, 1903, P. 6) "It is self-evident that our geneological history is and ever will be a fabric of hypotheses." (Systematic Phylogeny Vol. I P. vi)

વળી પ્રાણીવિદ્યાનો પ્રખ્યાત પંડિત સી. ડેપરેટ તો એટલે સુધી સૂચિત કરે છે કે આવા બધા કોઠાઓના નિરીક્ષણમાં કે ઘડવામાં પોતાના મનનું વલણ મ્હોટો ભાગ ભજવે છે. તે કહે છે કેઃ—

"The geneological trees, we are able to draw up by relying upon morphology and on chronological series are

subjective to the feelings of each observer.

(Transformations of the Animal World.)

બેકને પણ એકાદ ઠેકાણે કહ્યું છે કે એની એજ વસ્તુસ્થિતિના ખુલાસા જૂદા જૂદા હોઈ શકે અને તેમાં તેણે કોપરનિકસના ખગોળવિદ્યાના મંતવ્યનો દાખલો આપ્યો છે, જે મંતવ્ય પ્રમાણે સૂર્ય પૃથ્વીની આસપાસ ફરે છે, એમ માનવામાં આવતું હતું.

**સર્જન કે ઉત્ક્રાન્તિ ?**

ઉત્ક્રાન્તિવાદના હિમાયતીઓમાં તેના અર્થ વિષે બહુ મતભેદ છે, એ આપણે કહી ગયા છિયે તેમ વિજ્ઞાનના જૂદા જૂદા વિભાગો સંબંધે તેને કેવી રીતે લાગુ પાડવામાં આવે છે, તેની ચર્ચામાં પણ આપણે અત્યારે ઉતરતા નથી, એ પણ આપણે સૂચવ્યું છે. મુખ્ય તકરાર આ સંબંધમાં એ છે કે મનુષ્ય કોઈક શક્તિની પ્રેરણાથી મનુષ્ય રૂપે ઉત્પન્ન થયો કે દેડકાં વાંદરાંમાંથી કાલક્રમે તે બની આવ્યો. ખરી વાત એ છે કે હજારો લાખો વર્ષ ઉપર મનુષ્યની ઉત્પત્તિ થઈ હશે; અને તે આમ થઈ કે તેમ થઈ, એમાંનું કાંઈ પણ નિશ્ચિત રીતે કહેવું તે વૈજ્ઞાનિક રીતે અત્યારે બની શકે જ નહિ. જેમ મનના કે તર્કના ઘોડા દોડાવવા હોય તેમ દોડાવી શકાય. પણ સામાન્ય રીતે ઘણાખરા ધર્મોની માનિંતા છે કે ઈશ્વરે મનુષ્યને મનુષ્ય રૂપે ઉત્પન્ન કર્યો છે. એટલે ધાર્મિક શ્રદ્ધાવાળા માણસો મનુષ્યની ઉત્પત્તિ (creation) સર્જનથી થઈ માને છે અને નાસ્તિકો કે લગભગ નાસ્તિક જેવા કે ઉત્ક્રાન્તિવાદનો મુદ્દો શો છે એ સમજ્યા વિના ગાડું હાંક્યે રાખનારા ઉત્ક્રાન્તિ (evolution)થી થઈ એમ માને છે. ખરી રીતે સર્જન કે ઉત્ક્રાન્તિ એમાંથી એકે અત્યારે સાબિત કરી શકાય એવી બાબતો છે જ નહિ. પણ વૈજ્ઞાનિકો ઘણું ખરૂં વાતને મૂકે છે એવા રૂપમાં કે, 'જે પુરાવાઓ આપણને મળી શકે છે તેનું વલણ (Converging lines of testimony) ઉત્ક્રાન્તિવાદ તરફ છે.' આ બાબતમાં પણ

એમનામાંનો એક પ્રસિદ્ધ વૈજ્ઞાનિક મેજર ડેવિસ એ વાત ઉઘાડી પાડે છે કે બધી હકીકતોનું વલણ પણ ઉત્ક્રાન્તિવાદ તરફ નથી. (જુઓ એનો ગ્રંથ The Bible and Modern Science) એક ઠેકાણે એ કહે છે કેઃ—

"Neither do the lines converge upon Evolution, nor can they be shown not to converge upon Creation. Some demonstrably do converge upon Creation and are irreconcilable with Evolution."

વળી ઉત્ક્રાન્તિવાદના સિદ્ધાન્તીઓ આ સંબંધમાં કેવી સામસામી માન્યતાઓ ધરાવે છે, એ ઉપર પણ એણે લખ્યું છે.

**તત્વદર્શનની કસોટીએ**

વળી આ બાબતમાં આપણે એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે સામાન્ય રીતે વિજ્ઞાનની અનિશ્ચિતતાની બધી દલીલો ઉત્ક્રાન્તિવાદને પણ લાગુ પડે છે, અને પ્રત્યક્ષવાદ સામેની તત્વદર્શનની દલીલો તો ઉત્ક્રાન્તિવાદને એક સિદ્ધાંત તરીકે ઊભો રહેવા જ દેતી નથી. પ્રખ્યાત વૈજ્ઞાનિક પંડિત હક્સલી જણાવે છે કે ઉત્ક્રાન્તિવાદ સંબંધેની હાડપિંજર વિદ્યા સિવાયની બીજી દલીલો બહુ વજન આપવા લાયક નથી. અને હાડપિંજર વિદ્યાનો નિષ્ણાત ડેપરેટ તો જણાવે છે કે હાડપિંજરોની શ્રેણીમાં ઉત્ક્રાન્તિવાદની કબુલાત કરવાની ફરજ પાડે એવું કાંઈ નથી.

**ભુસ્તરવિદ્યાની દૃષ્ટિએ**

વળી કેટલાક ભૂસ્તર વિદ્યાના અંગની પણ કેટલીક દલીલો કરે છે. આપણે ફરીફરીને જણાવવાની ભાગ્યેજ જરૂર રહે કે પૃથ્વીનાં પડો ઇત્યાદિની દલીલોથી ઉત્ક્રાન્તિવાદ સાબીત થતો નથી પણ તે સંબંધે ઉષ્ટ્રલકુડન્યાયે એમનામાંનાજ એકને આગળ ધરિયે. ડૉ. જ્યોર્જ્યો બાર્ટોલી, જેને તત્વચિંતનનું, વિજ્ઞાનનું અને અને અધ્યાત્મવિદ્યાનું એમ ત્રેવડું ડૉકટરપદ મળેલું છે, જે પોતે

કેમિસ્ટ્રીનો પ્રોફેસર અને ભુસ્તરશાસ્ત્રી છે, તે એના એક ગ્રંથમાં નીચે પ્રમાણે ઉઘાડો પડકાર કરે છે કે:—

"The present writer challanges any scientist to maintain, in the face of hard facts, the false theory of evolution."

ડૉ. બાર્ટોલી માત્ર ભંજનાત્મક ટીકા જ કરતો નથી, પણ નોંધવામાં આવેલી હકીકતોના નવા ખુલાસાઓ આપવાને પણ પ્રયત્ન કરે છે. તે સૂચવે છે કે ભુસ્તરવિદ્યામાં પણ આપણે બહુ થોડું જાણિયે છિયે; અને જે જાણિયે છિયે તે પણ શંકાસ્પદ છે. પોતાનો મત તે આ પ્રમાણે જણાવે છે:—

"It is not physical progress that prevails in the world, but degeneracy. Our creation is getting gradually older, poorer and uglier. The Earth moreover is constantly drying up, becoming less habitable, and by degrees becoming a desert. The progressive decay and degeneration of the Earth and of man is a fact which can be proved beyond the possibility of doubt.........Not Evolution but Involution is the great law of the universe."

ડૉ. એ. સ્ટૉપેની ઇત્યાદિ અનેક વૈજ્ઞાનિકો પણ ઉત્ક્રાન્તિવાદનો વિરોધ કરે છે, પણ એ બધી વિગતમાં અત્યારે આપણે ઉતરવાની જરૂર નથી.

એકંદરે આપણે કહેવાનું એ છે કે ઉત્ક્રાન્તિવાદનું ધતીંગ ખ્રિસ્તી ધર્મપુસ્તકોની સામે અથવા સ્વચ્છંદાચરણની સગવડને સારૂ કે બીજી ગમે તે પ્રેરણાઓને આધારે ઊભું થયું હોય પણ તે સત્ય તરીકે, સિદ્ધાંત તરીકે કે કામચલાઉ મંતવ્ય તરીકે પણ સ્વીકારવા યોગ્ય નથી; કારણ કે તે ખરી હકીકતથી વિરૂદ્ધ હોવા

---

૧ The Biblical Story of Creation in the light of the recently discovered Babylonian Documents *by* Georgio Bartoli, Ph. D., D. Sc., D. D. (1926).

ઉપરાંત હાનિકારક વ્યંજનાઓથી ભરેલું છે. અને મનુષ્ય જાતિને ઊંધે રસ્તે દોરવનારૂં છે. ધર્મનાં મન્તવ્યોને ખોટાં પાડવાનું તૂત ઊભું કરી ધર્મને તે હલકો પાડે છે, નીતિ, સદાચરણ, માનસિક બળ, સ્વાર્થત્યાગ ઇત્યાદિકની ભાવનાઓ જે પુરાતન સમયમાં પ્રબલતર હતી અને જેમાંથી મનુષ્યજાતિ પોતાના આદર્શો અને પ્રેરણાઓ ખેંચી રહી છે, તેને તે પડછાયામાં નાંખી દે છે. જે શક્તિનો, સ્વાસ્થ્યનો અને બંધુભાવનો હ્રાસ આપણે સ્પષ્ટ રીતે જોઇયે છિયે, તેના પર ઢાંકપીછોડો કરી કેમ જાણે આપણે મોડા જન્મ્યા તેમાં જ આગળના લોકો કરતાં વધારે ચઢિયાતા થઈ જતા હોઇયે, એવો મિથ્યાભાસ ઉત્પન્ન કરે છે. સાહિત્યમાં, સમાજમાં, રાજનીતિમાં, કાયદાઓમાં, વેપારમાં આપણે જ્યાં જોઈયે ત્યાં પુરાતન ઉચ્ચ આદર્શોમાંથી ક્ષતિ થઈ છે એમ જણાય છે. એ બાબતની લોકો અવારનવાર ફરિયાદ કરતા જ રહે છે અને પ્રત્યક્ષ અનુભવ પણ થાય છે, એટલે પુરાવો લેવા જવું પડે એમ નથી.

**ઊંધે માર્ગે દોરનારૂં મંતવ્ય**

આ મન્તવ્યનો પ્રચાર કરવામાં કેટલીક આડફેટી વાતો ઘુસાડવામાં આવે છે. કેટલાક કહે છે કે અમારે તો આશાવાદ જોઇયે છે માટે અમને ઉત્ક્રાન્તિવાદ ગમે છે. કેટલાક કહે છે કે જેમ જેમ વધારે કાળ જતો જાય છે, તેમ દુનિયાંનો અનુભવ વધતો જાય છે, એટલે દુનિયાં ડાહી થતી જાય છે. આ બાબતમાં આપણો અભિપ્રાય સગવડને નહિ પણ સત્યને અવલંબતો હોવો જોઇયે. આદર્શવાદી અને ભાવનાશીલ વીરો કે વીરાંગનાઓ કેવળ સગવડને ન અનુસરે, એ તો અનેક જાતની તપશ્ચર્યા સહન કરે, અનેક ભોગો આપે, અનેક પ્રકારની તિતિક્ષાની બરદાસ્ત કરે; પણ સત્યમાંથી ચલિત થતા અને સત્યને જ પ્રકાશતા આદર્શોને અવલંબે. આપણે આશાવાદી થવું જોઇયે એમ કહેવાનો બહુ અર્થ નથી. જ્યાં આશા રાખવી

**આડફેટી દલીલો**

યોગ્ય હોય ત્યાં આશા રાખવી. જ્યાં આશાને સ્થાન ન હોય, ત્યાં આશા રાખી ગોથાં ખાવાં એ કોઈ ચતુર મનુષ્ય યોગ્ય ગણે નહિ. વળી સત્યનો એવો મહિમા છે કે સ્વાભાવિક રીતે જ એથી આચરણનો અને કર્તવ્યનો માર્ગ વધારે સુપ્રકાશિત થઈ જાય છે અને તેથી પરિણામે વધારે સારાં. સુપુષ્ટ અને સુપક્વ ફળો પ્રાપ્ત થાય છે. ઉત્ક્રાંતિવાદનો પણ એવો અર્થ નથી કે દશહજાર વર્ષ મોડાં જન્મે માટે સોએ સો માણસનું નશીબ એકદમ સારૂં જ બની જાય. તે પછી બીજી વાત અનુભવની. એમાં પણ હકીકત જોઇયે, તો આપણે કહેવું પડે કે એક વ્યક્તિના અનુભવનું રૂપક આ બાબતમાં બંધબેસતું નથી. સમષ્ટિનું માનસ એક મ્હોટી સ્લેટ જેવું છે. તેમાં જે સમયે મહાનુભાવ પંડિતોએ થોડાંક મહાસૂત્રો લખ્યાં હતાં ત્યારે સત્ય વધારે સુસ્પષ્ટ અને સુગમ હતું. પણ જેમ સમય જતો ગયો તેમ તેમ સીધી તેમ જ આડીઅવળી અને ઉલટી બુદ્ધિવાળાં મનુષ્યોએ મનમાં આવ્યું તેમ એ સ્લેટ પર લીટા અને લપેડાઓ કરવા માંડયા અને હવે તો લગભગ એ સ્લેટ આડાઅવળા લીટાઓથી એટલી ભરપૂર થઈ ગઈ છે કે સાચું શું અને ખોટું શું એ સમજવું મુશ્કેલ થઈ પડયું છે. આપણે કહિયે છિયે કે અત્યારે સંશયવાદ (Scepticism) ચારે તરફ ફેલાઈ ગયો છે, એનો બીજો અર્થ એજ છે કે માનવદુનિયાંના માનસ ઉપર એટલા બધા આડાઅવળા લીટાની છેકછાક થઇ ગઇ છે કે એને ગજનો આંકો સૂઝતો નથી. રાજસી અને તામસી બુદ્ધિએ દુનિયાંના હિતને અર્થે કરેલું પરાક્રમ આ જ છે.

આ સ્થળે ઉત્ક્રાન્તિવાદને બદલે સ્વીકારવા યોગ્ય મંતવ્ય સંબંધે ચર્ચા કરવામાં આપણે બહુ વખત નહિ રોકિયે.

**વિશ્વની વિકારિતા** ખોટાને ખોટા રૂપે જાણિયે, તો તે પણ ઓછું નથી. તત્વચિન્તનના પ્રદેશમાં કિયો વાદ સાચો છે, એ પ્રશ્નમાં અત્યારે આપણે ઉતરીશું નહિ. કારણ કે એમાં તો

વેદાંતવાદની સિંહગર્જના પાસે શિયાળવાં એની મેળે જ નાસી જાય છે. પણ શ્રુતિ ઈત્યાદિકમાં જેમ વા શબ્દના વિકલ્પથી જગત્‌નો અધ્યારોપ કર્યો છે, તેમ એકવાર જગત્‌નો અધ્યારોપ માની લઈયે, તો પછી તે જગત્‌માં કયો પ્રધાન નિયમ કાર્ય કરી રહ્યો છે, તે સંબંધે ઉત્ક્રાન્તિવાદ કરતાં વધારે પ્રકાશમય અને વધારે ચરિતાર્થ થાય એવો વાદ જો આપણે રજુ કરવાનો હોય, તો આપણે કહિયે કે પ્રકૃતિમાંથી વિકૃતિ અથવા વિકાર થવો એ વિશ્વનો સામાન્ય નિયમ છે. પ્રકૃતિનો વિકાર થઈને ત્રણ ગુણો થાય છે. પંચમહાભૂતોનું એકમાંથી બીજામાં વિકારરૂપ પરિણામ થાય છે. પરમાણુઓનો અમુક સમુચ્ચય થઇને બીજ બંધાય છે, અને તેવાં બીજોમાંથી ઉદ્‌ભિજ, જરાયુજ ઈત્યાદિ પ્રાણી ઉત્પન્ન થાય છે, એ વિકૃતિ છે. બાળક ઉત્પન્ન થયા પછી તેને જે બાલ્ય, કિશોર, યૌવન ઈત્યાદિ ભિન્ન ભિન્ન અવસ્થાઓ પ્રાપ્ત થાય છે, એ પણ એક પ્રકારનો વિકાર જ છે. એ વિકાર કોઈવાર સમૃદ્ધિ રૂપે, કોઈવાર સ્ખલન રૂપે અને કોઈવાર ક્ષીણતા રૂપે દર્શન આપે છે. દૂધમાંથી દહીં થાય છે, છાણમાંથી કીડા ઉત્પન્ન થાય છે; પાણીમાં પોરા ઉત્પન્ન થાય છે, એ પણ એક જાતની વિકૃતિ જ છે. મકાનના પાયાઓ ઘસાઈ જાય છે, ફૂલો કરમાઈ અને સુકાઈ જાય છે, પહાડના ખડકો ઘસાઇને ગોળ થઈ જાય છે, અને તારાઓ ખરી જાય છે એ પણ વિકૃતિ જ છે. મનુષ્ય ખોરાક ખાય છે તેનાં લોહીનાં પરમાણુઓ બની જાય છે, એ પણ વિકૃતિ અને રોગ થાય ત્યારે લોહીનું પાણી થઈ જાય છે, એ પણ વિકૃતિ જ છે. આપણા માનસની પ્રતિક્ષણે બદલાતી દશાઓ એ પણ વિકૃતિનું જ પ્રકારાન્તર છે. તથાપિ અનેક પ્રકારની વિકૃતિઓની વ્યવસ્થાના નિયમોની ચાવી એ મહા નિયમોના વિધાયકના હાથમાં છે. જેટલે અંશે આપણે એને જાણિયે, અને તેને અનુસરીને ઉન્નતિ સાધવાને પ્રયત્ન કરિયે, તેટલે અંશે આપણે આપણી ઉન્નતિને સિદ્ધ કરી શકિયે. ભિન્ન

ભિન્ન વ્યક્તિઓની ઉન્નતિ કે અવનતિ એમના ક્રિયા યોગના આધારે સદાકાળથી થતી આવી છે અને થતી રહેવાની. બધાની જ પ્રગતિ થઈ જાય છે અથવા બધાની જ અવગતિ થઈ જશે, એમ માનવું એ નિરર્થક અથવા તો અનર્થક છે. ઉન્નતિના તેમજ અવનતિના જે નિયતિસિદ્ધ નિયમો છે, તેને આધારે જે વ્યક્તિઓ અથવા જે સમાજો અથવા રાજ્યતંત્રો પોતાનું કલ્યાણ સાધવા પ્રયત્ન કરે, અવનતિના માર્ગનો ત્યાગ કરે અને ઉન્નતિના માર્ગને અનુસરે તેને ઉન્નતિ સુપ્રાપ્ય છે. જે તેથી ઉલટું ચાલે, તેની અધોગતિ પણ સ્વાભાવિક છે. વિક્રિયા ભૌતિક પદાર્થોની છે, આત્માની નથી. કેમકે આત્મા તો નિર્વિકાર છે. જે વિકૃતિનો નિયમ આપણે કહ્યો, તેનો અર્થ એ કે પ્રત્યેક ચતુર્યુગમાં જીવનની સંકીર્ણતા અને વિકારની વૃદ્ધિ થતી જતી હોવાને લીધે, સમય જતો જાય તેમ સાત્વિક બળો અને સાત્વિક આચાર વિચારને અનુકૂળતા ઓછી રહેવાની અને તેથી સ્વાભાવિક રીતે જ સર્વ પ્રકારે ઉત્કૃષ્ટ વ્યક્તિઓની સંખ્યા પહેલાં કરતાં ઓછી થતી જવાની. પુરાણાદિક શાસ્ત્રોમાં જે કાલગણના કહેલી છે અને જેને આધુનિક વિજ્ઞાન વધારે ને વધારે ટેકો આપતું જાય છે, તેની દૃષ્ટિએ જોઇયે, તો વિશેષ વિકૃતિ થવામાં હજારો લાખો વર્ષ ચાલ્યાં જાય છે. ૨૦૦–૫૦૦ વર્ષનો એમાં બહુ હિસાબ હોતો નથી. પણ વખતે કેટલાકને તો લાગશે કે વિકૃતિના સિદ્ધાંતની તો અમને અમારી સમજણનાં પાંચપચીસ વર્ષમાં જ ખાતરી થઈ ગઈ છે એટલે એ વિષે બહુ દાખલા દલીલમાં ઉતરવાની જરૂર નથી.

**ભ્રાન્ત કલ્પના**

ઉત્ક્રાન્તિવાદને એક અટકળ રૂપે અમુક માણસો રાખતા હોય, તો તો જૂદી વાત. કારણ કે ભૂત, ભવિષ્ય વિષે જૂદાં જૂદાં મગજોને પોતપોતાને ફાવતી કે ભાવતી ભિન્ન ભિન્ન અટકળો કરવાનો શોખ હોય, તેની આપણે ના ન પાડી શકિયે. પણ ઉત્ક્રાન્તિવાદની

ધમાધમી ત્યાંથી અટકી નથી. એ તો એમ ઠોકી બેસાડવા માગે છે કે અમે એવા સાચા છિયે કે એને આધારે તમારાં શાસ્ત્રોને ખોટાં માનો. પૂર્વના ઋષિમુનિઓની કે આદમ અને ઈવની ભાવનાઓને તિલાંજલિ આપો. આગળના લોકો તો અતિશય જંગલી હતા, ક્રૂર હતા, ખરાબ હતા અને દહાડે દહાડે સુધારો થતો ગયો ને ઉન્નતિ થતાં થતાં યુરોપની વર્તમાનસ્થિતિ સુધી ઉત્ક્રાન્તિ થઈ આવી. મનુષ્યને દિવસે દિવસે સંસ્કૃતિનો એવો ઓપ મળ્યો કે તેમાંથી અત્યારનાં યુરોપનાં રતનો નિવડી આવ્યાં. શો મજાનો સંતોષકારક સિદ્ધાંત છે ? કોણ કહે કે આવો આત્મોત્કર્ષ પ્રકટાવનારો સિદ્ધાન્ત યુરોપ સિવાય બીજો કોઈ પણ દેશ ઘડી શકે ? અમેરિકાએ તો એને ધક્કો મારીને કાઢ્યો છે. પણ કેટલીક બાબતમાં અમેરિકા અને યુરોપની ખાસિયતો જૂદી છે. અમેરિકાએ દારૂનાં પીઠાં ઓછાં કર્યાં કે કાઢી નાંખ્યાં પણ યુરોપને તો હજી મસ્ત રહેવુંજ ગમે છે. યુરોપમાં બુદ્ધિ કાંઈ ઓછી નથી. દારૂની બાબતમાં પણ અમેરિકાનાં છિદ્રો અને પોતાનો બચાવ એ લોકોએ ખોળી કહાડયાં છે. જો કે એ સાથે આપણને કામ નથી, તથાપિ એટલું તો કહિયે કે દુનિયાંના બધા સાત્વિક વિચારકોએ મદિરાનો તિરસ્કાર કર્યો છે, અને એ તેટલા સારૂ પણ હશે કે મદિરા મદ ચડાવે છે, એટલું જ નહિ પણ મદોન્મત્ત કરી નાંખનારી ફિલસુફીઓ ઉત્પન્ન કરવામાં પણ સહાયભૂત થાય છે.

ઉત્ક્રાન્તિવાદના વૈજ્ઞાનિક વિભાગ સંબંધે બહુ ચિન્તા રાખવા જેવું નથી. એની ખબર તો વિજ્ઞાન અને વૈજ્ઞાનિકો લેતા જાય છે અને હજી વધારે લેશે. મ્હને ખાતરી છે કે એમાં તો હજી અનેક પલટાઓ આવશે જ અને નવી નવી કલ્પનાઓ ઉભી થયે જશે. તે સંબંધે તો એ કલ્પનાઓ છે એટલું જ માત્ર ધ્યાનમાં રાખિયે, એટલે બસ છે. પણ ઉત્ક્રાંતિવાદને અંગે આખા માનવ જગતના

**યુરોપની મુંઝવણ**

ઇતિહાસને ચુંથી નાંખીને ઉલટાવી નાંખવામાં આવ્યો છે, એ અસત્યને જરા આઘું કરવાની જરૂર છે. વચમાં એક જમાનામાં કુદરત અથવા પ્રકૃતિની નૈસર્ગિક સાદાઈ, સરલતા અને નિખાલસતા તરફ કેટલાક વિદ્વાનોએ લોકોના મનનું આકર્ષણ કર્યું હતું. રૂસોએ તો એમ જ કહેલું કે માનવની પુરાણી નૈસર્ગિક સ્થિતિ એજ સારી અને સદ્‌ગુણભરી હતી અને તે તરફ જ આપણે ફરી પાછા વળવું જોઇયે. પણ તે સિદ્ધાંત મોજશોખના જમાનાને—લોકોની વિલાસિતાને—રૂચ્યો નહિ; એટલે એના ધીમન્ત સાગ્રીતોએ એમ ઓઢવ્યું કે મનુષ્યો બહુ પુરાણા યુગોમાં જંગલી દશામાં વધારે ઘાતકી, વધારે ખરાબ, વધારે ક્રૂર હતાં. આપણે તો તેમના કરતાં બહુ જ ઊંચી કોટિમાં છિયે. આ લોકો તો 'Superman' 'મહામાનવ' જન્માવવાની તૈયારીમાં જ હતા પણ એટલામાં વળી જર્મનીવાળાએ પોગળ ફોડી નાખ્યું; જાદવાસ્થળી થઈ અને યુરોપે પોતાનું ખરૂં પોત બતાવી દીધું. તેમાંયે વળી બોલ્શેવિકોએ તો હદ વાળી દાધી. એમને મન તો યુરોપનો બધો સુધારો ઊંધો વાળવા જેવો જ લાગ્યો અને એમણે પોતાના સિદ્ધાંતોના પેગામ ચારે તરફ પહોંચાડવા માંડ્યા. એટલે ઉત્ક્રાન્તિવાદની છેલ્લામાં છેલ્લી મુંઝવણ એ છે કે માનવજાતિના શિખરે બોલ્શેવિકોની વ્યવસ્થા આવી પડી છે; અને બોલ્શેવિકોનો સિદ્ધાંત એવો છે કે એનાથી યુરોપના લોકો પણ ગભરાય છે. એ સિદ્ધાંતની ચર્ચાનો અત્યારે પ્રસંગ નથી.

એકંદરે ઉત્ક્રાન્તિવાદ સંબંધે આપણે સંક્ષેપમાં એટલું કહિયે કે એને સિદ્ધાંત તરીકે માનવો, એ બુદ્ધિની દૃષ્ટિએ પણ ભૂલ છે.

**ઉપસંહાર**

કેટલાક વૈજ્ઞાનિકોએ માનેલો એ માત્ર ખુલાસો અટકળ કે કલ્પના છે. બધા વૈજ્ઞાનિકો તેને સ્વીકારતા નથી. જે તેને મભમરૂપે સ્વીકારે છે, તે પણ તેને એક બાબતમાં અથવા એક અર્થમાં સ્વીકારે છે અને બીજામાં તેનો વિરોધ કરે છે. વળી પ્રત્યક્ષવાદ ઉપરજ વિજ્ઞાનનો

પાયો છે, અને પ્રત્યક્ષવાદ જ તત્વચિન્તનની દૃષ્ટિએ એક હવાઈ કિલ્લો છે. એટલે ઉત્ક્રાન્તિવાદનું કોકડું આખું ગુંચાએલું અને કાચા તેમજ ગાંઠાગડફાવાળા સૂતરનું છે એટલું જ નહિ પણ તે તત્ત્વ-વિજ્ઞાનના અગ્નિની આંચ પણ ખમી શકે એમ નથી. ચીજની કસોટી કરી જાણનાર એને સત્યનું સાચું કુન્દન કે કિંમતી ધાતુ પણ ગણે નહિ. જે અલેલટપ્પુથી કામ ચલાવતા હોય, તેને ભલે જે માનવું હોય તે માને. વિજ્ઞાનના સત્યશોધનના આદર્શથી રંગાયેલો કોઈ વૈજ્ઞાનિક એને સત્ય તરીકે ધપાવે નહિ, પણ અમુક બાબતને અંગે એક ખુલાસા તરીકે જ તેને ગણે. અને બીજો વધારે સારો ખુલાસો તેને મળી શકતો હોય, તો આ ખુલાસાને તે રદ કરે. જે ગ્રંથોને દુનિયાંના અનેક સંતો વિદ્વાનો અને લાખો મનુષ્યો ઈશ્વરપ્રેરિત ગ્રંથો તરીકે માને છે તે ગ્રંથોના મન્તવ્યથી આ વાદ વિરૂદ્ધ જાય છે અથવા બુદ્ધિને તેમનાથી વિરૂદ્ધ લઈ જવા તરફ તેનું વલણ છે. જેને વિચાર ને વિવેક વડે ધર્મશાસ્ત્રોના માહાત્મ્યનું દર્શન થયું છે, તેઓ એ વાદની અનેક ત્રુટિઓ અને ગડબડો તેમજ દોદળો પાયો જાણીને તેને જરા પણ વજન ન આપે; પણ ધર્મગ્રંથોનાં વધારે વિશદ, વધારે શ્રદ્ધેય અને વધારે બુદ્ધિગમ્ય સત્યોને જ અનુસરે; કેમકે એ સત્યો વિજ્ઞાનના મહેલની મનને ગમતી કોટડીમાં બેસીને ઘડાએલાં નથી, પણ અખિલ વિશ્વના સમગ્ર દર્શનને અનુસરે છે.



# ઉન્નતિનો માર્ગ

અત્યારે કેટલાક વિદ્વાનો કહે છે કે આખી દુનિયાંના આદર્શો, સંસ્થાઓ અને કાનુનો ચક્કર ઉપર ચઢયા છે, નવા તર્કોની ભઠ્ઠીએ ચઢયા છે. ચાક ઉપર પિંડો છે અને ઘડો ઉતરશે કે ગાગર કે ગડબડ જ થઈ જશે અને પિંડો ફરી ચઢાવવો પડશે એની કોઇને ખબર નથી. અત્યારે આખી દુનિયાંનો માંહોમાંહેનો સંસર્ગ એટલો બધો વધી ગયો ગયો છે કે કોઈ પ્રજા બીજી પ્રજાઓના મ્હોટા બનાવોની અસર વિનાની રહી શકે નહિ એટલે એ રીતે જોતાં આપણી એટલે માનવજગતની ઉન્નતિનો માર્ગ અત્યારે ફરીને નવાં દષ્ટિબિન્દુઓથી નિહાળવાની જરૂર છે એમ સૌ કોઈ સંમતિ આપશે. અત્યારે માનવ સમુદાયમાં, પ્રજાઓના ધર્મોના, ચામડીઓના રંગોના ઈત્યાદિ જૂદા જૂદા અનેક ભિન્ન ભિન્ન સમૂહો થઈ ગયા છે. ભગવાન મનુ જેના નામ ઉપરથી માનવ, મનુષ્ય, મૅન ઈત્યાદિ શબ્દો થએલા જણાય છે, તેઓ માનવજાતિના તેના ગુણ કર્મને અનુસરીને ચાર વિભાગો બતાવે છે, જેને ચાર વર્ણો કહેવામાં આવ્યા છે.

**માનવકુલની ઉન્નતિ**

પુરાણા ગ્રંથોમાંથી એ સુચિત થાય છે કે પુરાતન સમયમાં વિશિષ્ટ નામ વિનાનો એક ધર્મ હતો. તેના યથાસ્થિત સંસ્કાર યોગ્ય રીતે લેનારા તે ત્રિવર્ણ અને બીજી પ્રજા જે સંસ્કાર વિનાની તેનું સામાન્ય નામ શૂદ્ર. પછી લાંબે સમયે બીજા ધર્મો થયા; અને તેના પૂજ્ય સંતમહંતોએ મૂળ ધર્મના સદ્બોધોને અનેક રૂપે પોતપોતાના પંથોમાં ચાલુ કર્યાં. આ રીતે તે પંથોના અનુયાયીઓની તેના સંસ્થાપકોના રંગથી રંગાયેલી નવી સંસ્કૃતિઓ ઉભી થઈ. મૂળનો ધર્મ જેને સનાતન ધર્મ કહેવામાં આવે છે તેણે

**અભ્યુદય ને નિઃશ્રેયસ**

મનુષ્યને સારૂ બે પુરૂષાર્થો બતાવ્યા હતાઃ અભ્યુદય અને નિઃશ્રેયસ્. અને એ બન્નેને સાધવાને તેણે સત્ય, દયા, તપ અને પવિત્રતા સહિત ઈશ્વરની ઉપાસના કરી પરમ સત્યની પ્રાપ્તિ કરવાનો માર્ગ બતાવ્યો હતો. બીજા ધર્મો અથવા પંથના સંસ્થાપકોએ એના એજ અભ્યુદય અને નિઃશ્રેયસ્ ઉપર થોડો અથવા વધારે ભાર મૂકયો. માત્ર જીવન જીવી નાખવું, બને તેમ કે ગમે તેમ, અને પછીની વાતનું પ્રકરણ ખોલવું નહિઃ એ ભાવના મનુષ્યની ઉન્નતિ સાધવાનો પેગામ આપનારા કોઈ મહાત્માએ સ્વીકારી નથી. પ્રભુએ મનુષ્યનું મુખ ઉન્નત સર્જવામાં અભ્યુદયની અને નિઃશ્રેયસની એની મનોગત વાસનાઓને જાણે મૂર્ત્તિમંત કરી છે.

**મંતવ્યોનો ગોટાળો**

અત્યારના સમયમાં એમ કહેવામાં આવે છે કે આપણે બધા સિદ્ધાન્તો મૂળ ધરથી તપાસવાની જરૂર છે. બધા એટલે બધા જ. ફિલસુફીના, નીતિના, રાજ્યપ્રકરણના, અર્થશાસ્ત્રના, કેળવણીના, વિજ્ઞાનના. એકકે નહિ એમ નહિ. નવી તપાસણીમાં જે ન આવે તે નાતબહાર. પણ થયું છે એવું કે નવા બળવો કરનારાઓ એકકે રાજાને પત કરતા નથી, જૂના સત્તાધીશોને કોઈ ગણતું નથી અને જેને સત્તાધીશ થઈ પડવાની હોંશ છે, તેને કોઈ માનતું નથી. ફ્રાન્સના ૧૭૮૯ના બળવા જેવી સ્થિતિ થઇ ગઇ છે. ફરતાફરતી આનું ને તેનું રાજ્ય ચાલે છે. નવા હાકેમો આવે છે તે જૂનાને તરત પરલોક પહોંચાડવાની પેરવી કરે છે. સૂળીએ નથી ચઢાવતા તો ઝટપટ ગળું કાપી નાખે એવા ગીલોટીનથી ઉડાવી દે છે. વિજ્ઞાનમાં જ જુઓ તો આઇનસ્ટીને જૂની વૈજ્ઞાનિક ગણત્રીઓના પાયામાંથી ભુક્કા ઉડાવી દીધા છે. વળી કોઈ વિદ્વાન દેશ અને કાળને નવી જ રીતે સમજાવે છે. એક જણ કહે છે કે કાળ બન્ને તરફ ચાલે છે. ભવિષ્યના વર્ત્તારા જ્યોતિષ્શાસ્ત્ર કરી શકે છે અને તે તે ગ્રહ રચનાઓ ફરી ફરીને આવે છે, ઇત્યાદિ બાબતોને પોતાના

મંતવ્યના આધારમાં તે બતાવે છે. ફિલસુફીમાં જુઓ તો લગભગ બધા જ યુરોપના અભ્યાસીઓ એવા જ નિર્ણય ઉપર આવી ગયા જણાય છે કે તત્વજ્ઞાનમાં પરમ સત્ય જેવું કાંઈ છે જ નહિ. અલબત તત્વજ્ઞાનનો અભ્યાસ કરવો પણ તે એટલા માટે કે બુદ્ધિ તીવ્ર થાય ને બુદ્ધિને કેળવણી મળે. નીતિના સિદ્ધાંતોનું તો યુરોપના તીરંદાજોમાં કાંઈ ઠેકાણું જ રહ્યું નથી. એક આ સિદ્ધાંતને ઉરાડી દે છે અને બીજો એ સિદ્ધાંતને ઉરાડી દે છે. એટલે એમનામાં તો નીતિ કોને કહેવી, એ મ્હોટો પ્રશ્ન થઇ પડયો છે. ત્યાંના બોલ્શેવિકો, બુદ્ધિવાદીઓ ( Rationalists ), સમાજવાદીઓ ( Socialists ) સગવડસિદ્ધાંતીઓ, અરાજકતાવાદીઓ ઈત્યાદિ પક્ષોની પાંખો એવી ફફડી રહી છે કે દુનિયાં એકકે ઠેકાણે ઠરીઠામ બેશી શકે એમ ભાગ્યે જ સંભવ છે. રાજકીય સિદ્ધાન્તો તો બધાય તેલના ઉકળતા કઢાયામાં નંખાયા છે, એમ સૌ કોઈ જાણે છે. પ્રજાસત્તાવાદે એક તરફથી ધાંધળ મચાવી મૂકયું છે ત્યારે બીજી તરફથી એણે કરેલી પાયમાલીથી કંટાળેલા લોકો કહી રહ્યા છે કે અમારે તો ભલે બે ચાર કે છેવટે એક પણ સારો, સંસ્કારી અને સાચી દાનતવાળો માણસ અમને દોરે અથવા અમારૂં રાજ્યતંત્ર ચલાવે એ કબુલ છે. આ તો "ઝાઝા મળ્યા અને ખાવા ટળ્યા" એવો ઘાટ થયો છે, ઝાઝા રાજ્યસત્તાધારીઓ મળીને અમને વધારે લૂંટે છે અને નવી નવી પેરવીઓથી અમારા ઉપર વધારે ને વધારે બોજા લાદતા જાય છે, એ અમારે ન જોઇયે. મુસોલીની, ગાંધીજી, લેનીન ઇત્યાદિ જેવાને સર્વ સત્તા આપવાને એ લોકો તૈયાર છે. વળી થોડા વખત ઉપર લોકોમાં એવો જ વાયરો ચાલ્યો હતો કે દરેક માણસને વધારે ને વધારે સ્વતંત્રતા મળવી જોઇએ અને રાજ્યનું ડખલ થોડામાં થોડું જોઇયે; ત્યારે અત્યારે વળી એવો પવન ફેલાયો છે અને એવા સિદ્ધાંતો ઉભા થયા છે કે દરેક બાબતમાં, કેળવણીમાં, ઉદ્યોગોમાં, ધર્મમાં, ઘરાઘરી દરેક માણસના

ખાનગી જીવનમાં પણ રાજ્ય પોતાના સંગઠનને સારૂ ધારે તે વ્યવસ્થા કરે; ખાવાનું અને સુવા બેસવાનું પણ રાજ્ય નક્કી કરી શકે. કેટલેક ઠેકાણે એમ કરવાના પેગામ પણ શરૂ થઈ ગયા છે. આમ બધી બાબતોમાં ગડબડ સડબડ મચી ગઈ છે. એટલે એક રીતે જોઇયે તો ઉન્નતિના માર્ગોના કે એવા બીજા સિદ્ધાંતોનો ફરી વિચાર કરવાની વાતનું કશું તાત્પર્ય રહ્યું નથી; સિવાય કે સૌ પોતપોતાની નવી નવી વાત આગળ ધકેલવા માગે છે. કારણકે પુનઃ વિચાર કરીને સિદ્ધાન્ત ઉપર આવવાનું તો દુનિયાંને માટે અશક્ય જ થઇ પડયું છે.

**ડહોળાં પાણી**

ત્યારે હવે જો આમ બગલાંઓએ પાણીને ડહોળી નાખ્યાં હોય, તો કરવું શું એ પ્રશ્ન થાય છે. બગલાંને તો કદાચ પાણી ડહોળ્યેથી જ લાભ હોય અને એમાં પોતાનું પેટ ભરવા માછલાં પકડવાનું ફાવતું હોય પણ જે મનુષ્યોને નિર્મળ જળ પીને પોતાની તૃષા તૃપ્ત કરવી છે, તેને તો પોતાના કાંઠા પાસેથી બગલાંઓને ઉરાડી મૂકી–(પછી ભલે તે ગમે તેટલાં સફેદ દેખાતાં હોય અને સકામતાથી એકે પગે ઊભાં રહીને તપ અને ધ્યાન કરતાં દેખાતાં હોય તોપણ)–જરા શાંતિથી પાણીને આછું થવા દઇ પોતાની તૃષા છીપાવવાને પાણીને નીતરવા દેવાની અને ડહોળાણ નીચું બેસવા દેવાની જરૂર છે. આ વાત આપણા દેશને જ નહિ, પણ આખી દુનિયાંમાં જ્યાં જ્યાં મનુષ્યો રહેતાં હોય ત્યાં ત્યાં તે બધાં મનુષ્યોને લાગુ પડે છે; અને ઉન્નતિના માર્ગનું સમ્યગ્ દર્શન કરવાને આપણે પણ એજ પદ્ધતિ લઇયે.

વિશાળ દૃષ્ટિબિન્દુથી આપણી ઉન્નતિને સારૂ વિચાર કરવાને આપણે જગતના ઇતિહાસ તરફ નજર ફેરવિયે. પુરાણાદિક જે જે ગ્રંથોમાંથી માનવ જાતિના પ્રાચીન ઇતિહાસની રૂપરેખા મળે છે તે

ઉપરથી જણાય છે કે આરંભમાં મનુષ્યજાતિમાં બાળકના જેવા જ કેટલાક ગુણો હતા; એનામાં બાળકની જ નિખાલસતા હતી, બાળકના જેવો જ બીજા ઉપર વિશ્વાસ હતો; બાળકના જેવીજ સાદાઈ હતી; અને બાળકની પેઠેજ એને પ્રકૃતિ માતા પાસેથીજ

**ઇતિહાસનું સિંહાવલોકન**

સંતોષજનક પોષણ મળતું હતું. જેમ બાળકને એનાં માતા પિતા બોલવાનું શીખવે છે તેમજ જે જગન્નિયંતાએ માનવને પ્રકૃતિદેવી દ્વારા પોષણની યોજના કરી હતી, તેણે એની અકળ કળા દ્વારા માનવને ભાષાનું જ્ઞાન આપ્યું. તે ભાષા તે વેદની મહાસંસ્કૃત. ભાષાની સાથેજ એ જગત્પિતાએ એને સારાસારનું અને સત્યાસત્યનું જ્ઞાન પણ આપ્યું અને એ રીતે માનવસંસ્કૃતિનો આરંભ થયો. જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ દુનિયાંના સર્વે પદાર્થોમાં થાય છે તેમ મનુષ્યજાતિમાં પણ વિકૃતિ થતી ગઇ અને તે વિકૃતિને અંગે વિવિધ પ્રકારના નવા તર્કવિતર્કો, નવા અવિશ્વાસો, નવી અશ્રદ્ધાઓ, નવી નવી વાસનાઓ ઇત્યાદિનો જન્મ થયો. એમ જણાય છે કે વિકૃતિનો વેગ પણ એક ઊંચા મિનારા ઉપરથી જમીન ઉપર પડતાં પાંદડાની પેઠે, ક્ષણે ક્ષણે અથવા નિમિષે નિમિષે વધતો જાય છે. એ પ્રમાણે સત્યયુગ લાંબા વખત સુધી ચાલ્યો અને ત્રેતાયુગમાં વિકૃતિ જરા વધવા લાગી. તે પછી દ્વાપરયુગમાં એથી પણ વધી, અને સત્ય અને ધર્મના પરિત્રાણ કે સંરક્ષણ સિવાય બીજાં વ્યાવહારિક તત્વો પણ જનસમાજની ઉન્નતિની પ્રક્રિયામાં દાખલ થયાં. તે પછી કલિયુગનો એટલે છેલ્લાં આશરે પાંચ હજાર વર્ષનો ઇતિહાસ આપણને વધારે સુસ્પષ્ટ છે. છેલ્લાં પાંચ દશ હજાર વર્ષના ગાળામાં ઇજીપ્ત, **આસીરિયા**, **બેબીલોન**, **ગ્રીસ** અને રોમની સંસ્કૃતિઓ ઉત્પન્ન થઈ અને લય પામી. એ બધી પ્રાકૃત સંસ્કૃતિઓ મૂળ સંસ્કૃતિમાંથી વિકારરૂપ હોઇ, એનું બળ પૂરૂં થતાં લુપ્ત થઈ. વાસ્તવિક રીતે સંસ્કૃતિ શબ્દની ભાવના બહુ

ઊંચી છે પણ અત્યારે એને અમુક વિશિષ્ટ સંસ્કારોનો સમુદાય એ અર્થમાં આપણે લઇયે છિયે. એ પૂર્વ સંસ્કૃતિઓમાં એક પ્રકારની સમાનતા છે. અને તે એ કે તે બધી સંસ્કૃતિઓની મનુષ્યને ઈશ્વર તરફ લઇ જવાની ભાવના છે. કોઈ સંસ્કૃતિ એક પ્રકારનું વિધાન કરે છે, કોઈ બીજા પ્રકારનું વિધાન કરે છે, કોઇ અનેક પ્રકારનાં વિધાન કરે છે. ગ્રીસ, રોમ, ક્રિશ્ચિયન અને મુસલમાન સંસ્કૃતિઓમાંથી પહેલી બે એટલે ગ્રીસ અને રોમની સંસ્કૃતિઓ મનુષ્યના ઐહિક જીવનને પણ સુદૃઢ કરવા તરફ ખાસ આગ્રહી જણાય છે. કાર્યસિદ્ધિ એ ગ્રીસનું જાણે સૂત્ર બની રહે છે અને રાજ્યસત્તાની વાસના રોમમાં પ્રાબલ્ય ભોગવે છે. ક્રિશ્ચિયનોની ધાર્મિક શકિત રોમને આધીન કરી દે છે. મુસલમાનોના ધાર્મિક જોમવાળાં લશ્કરો યુરોપખંડમાં સ્પેન સુધી પહોંચી જાય છે, અને ગ્રીસ તેમજ રોમની સંસ્કૃતિઓનો જીવન્ત સંસ્કૃતિઓ રૂપે નાશ થાય છે. આ તરફ હિંદના અવતારિક મહાત્મા બુદ્ધનો ધર્મ સિલોન, તિબેટ, ચીન અને જાપાનમાં ફરી વળે છે. થોડો સમય એ ભારતવર્ષ ઉપર પણ આક્રમણ કરે છે પણ સનાતન સંસ્કૃતિ પાછી તેને વિદાય કરી દે છે અને પોતાની સ્થિતિસ્થાપકતા જાળવી રાખે છે. પેલી તરફ ક્રિશ્ચિયન સંસ્કૃતિની સામે મનુષ્યમાં રહેલા વિકારોનાં સાહજીક બળો વકરે છે અને તે સંસ્કૃતિ ઉપર જૂદી જૂદી રીતે જૂદા જૂદા નિમિત્તે હલ્લા લઈ જાય છે, અને કોઇને કોઈ સારા ઓઠા નીચે આગળ વધીને તેને તોડવા માંડે છે. ઈ. સ. ના સોળમા સૈકામાં વિરોધપ્રેમી માર્ટિન લ્યુથર તેના કિલ્લાને હચમચાવી નાંખે છે. ૧૭મા સૈકામાં ઇંગ્લાંડમાં રાજકીય નિમિત્ત બળવો થાય છે. અઢારમા સૈકાના અંતમાં ફ્રાન્સમાં સર્વ પ્રકારનાં બંધનો તોડવાની ખાયેશથી સ્વતંત્રતાના પૂજારીઓ નવો હલ્લો મચાવે છે. ઓગણીસમા સૈકામાં એનાર્કિસ્ટો, કોમ્યુનિસ્ટો અને સગવડવાદીઓ ઉત્પન્ન થાય છે અને તત્વચિંતનના પ્રદેશમાં નવા નાસ્તિક ફિલસુફો જાગે છે. વીસમા સૈકાના આરંભમાં યુરોપ ઉપર નવા નાસ્તિક વિચારોનું આક્રમણ

અતિ બળવાન બની જાય છે. જર્મન રાજદ્વારીઓ કોલકરારના લહનામાને કાગળનો ટુકડો કહી ફગોટી દે છે; ફ્રાન્સમાં કેળવણીમાંથી ધર્મનું તત્વ કહાડી નાંખવાને રાજ્ય ઉદ્યુક્ત થાય છે; અને રુશિયા ધર્મ અને સમાજનાં બંધારણોને કોરે મૂકીને બોલ્શેવિઝમમાં ઝંપલાવે છે. બીજી તરફથી જે મુસલમાનોએ ૪૦૦ વર્ષ ઉપર હિન્દને કબજે કર્યું હતું, તે મુસલમાનોનું સામ્રાજ્ય હિન્દમાં બ્રિટિશ સત્તાની પાસે ખાખાવીખી થઇ જઈ નાશ પામે છે. ઈરાનમાં ને ચીનમાં યુરોપનાં વ્યવસ્થાવિનાશક બળો નવો બળવો જગાવે છે. બન્ને દેશોનાં બળ તૂટી જાય છે અને શક્તિના વિભાગો થઈ જઈ આંતર કલહો જારી થઇ જાય છે; અને વિશેષે કરીને ચીન તોફાન અને આંતરકલહનું મથક બની જાય છે. અફઘાનિસ્તાન પણ યુરોપના વિપ્લાવક વિચારોમાં ઘસડાય છે અને મહામહેનતે પોતાનું સ્વાતંત્ર્ય રાખી રહે છે. પેલી તરફ જાપાનમાં રાજ્ય તરફની પૂજ્યબુદ્ધિ અને એક રાજાની સત્તા કાયમ હોવાથી ત્યાં યુરોપીય વિચારોનું તોફાન બહુ ચાલતું નથી. એ લોકો નીતિ તેમજ ધર્મને કેળવણી અને રાજ્યમાં સ્થાન આપે છે અને સાથે સાથે યુરોપની હુન્નરકળાઓનો પણ ઉપયોગ કરવા માંડે છે. એમને એક પ્રકારનું નવજીવન મળે છે પણ યુરોપના વિઘાતક વિચારોનો પ્રચાર થતાં ત્યાંનું નીતિ જીવન ભ્રષ્ટ થવા માંડે છે અને જાપાન એ નકલ કરનાર અને વેપારમાં અનેક પ્રકારોની ગડબડોને માટે મશહુર દેશ ગણાવા લાગે છે.

**ચાર મુખ્ય સંસ્કૃતિઓ**

આ પ્રમાણે દુનિયાંના સમગ્ર ઇતિહાસનું વિહંગાવલોકન કરતાં જણાય છે કે પુરાતનકાળથી અત્યાર સુધીમાં અનેક સંસ્કૃતિઓ થઈ અને ગઈ છે એટલું જ નહિ પણ અત્યારની વિદ્યમાન મુખ્ય ચાર સંસ્કૃતિઓમાંથી પણ ઘણી ખરી જવા બેઠી છે. ક્રિશ્ચિયન સંસ્કૃતિને જખમ વધારે થયા છે. બૌદ્ધની સંસ્કૃતિ ચીન અને જાપાનમાં પણ ઢીલી પડી ગઈ છે. મુસ્લીમ સંસ્કૃતિ હજી

જીવન્ત છે પણ એ હજી ન્હાનું બાળક છે, માત્ર ૧૩૦૦, ૧૪૦૦ વર્ષનું. તેટલામાં તો તે યુરોપની નાસ્તિકતામાં સંક્રાન્ત થવા લાગ્યું છે. એક જ સંસ્કૃતિ એવી છે કે જે પુરાતન સમયથી આજ સુધી ચાલતી આવી છે અને હજી પણ જેનું જબઈ જેમ ઘટ્યું છે તથાપિ નષ્ટ થયું નથી. તે સંસ્કૃતિની આ દેશના લોકોએ સંભાળ રાખી તે ઉપરથી કેટલાક તેને ભારતની અથવા આર્ય સંસ્કૃતિ કહે છે, પણ ઇતિહાસની દૃષ્ટિથી જોતાં તેને માનવ જાતિની મૂળ, વિશુદ્ધ, અને નૈસર્ગિક સંસ્કૃતિ કહી શકાય. એ સંસ્કૃતિનાં તત્વોની સર્વ દેશ અને કાળમાં અબાધિત સિદ્ધિ આપણે જોઇયે છિયે એટલું જ નહિ પણ સર્જનજૂના સમયથી તે આજ સુધી તે સંસ્કૃતિને દુનિયાંમાં વિદ્યમાન રહેલી જોઇયે છિયે. એને માનવ જાતિની સનાતન સંસ્કૃતિ પણ કહી શકાય. અત્યાર સુધીની દુનિયાંની સર્વ સંસ્કૃતિઓમાં કોઇ પણ એવું આકર્ષક અને પૂજનીય તત્ત્વ નથી કે જે આ પુરાતન સંસ્કૃતિમાં ન હોય. એટલું જ નહિ પણ બોલ્શેવિઝમ ઇત્યાદિક નવી હીલચાલોનાં પણ માનવહૃદયને આકર્ષનારાં તત્વો જેવાં કે સર્વ મનુષ્યોના હિતની ઇચ્છા ઇત્યાદિક પણ એ સંસ્કૃતિમાં વ્યવસ્થિત અને વિશુદ્ધ રૂપમાં દૃષ્ટિગોચર થાય છે. આ સંસ્કૃતિવાળા દેશમાં હોવાનું સુભાગ્ય આપણને પ્રાપ્ત થયું છે અને તેથી જેમ એ સંસ્કૃતિના લાભો આપણને સુગમ છે, તેમ એ સંસ્કૃતિનું સંરક્ષણ કરવાનું કર્ત્તવ્ય પણ આપણે જ શિરે વિશિષ્ટ રૂપે ઉભું રહે છે. વસ્તુતઃ સંસ્કૃતિ હૃદયને સ્પર્શે છે, ચારિત્ર્યને સ્પર્શે છે અને એ રીતે સમગ્ર માનવ જીવનને સ્પર્શે છે. એટલે જીવનચર્યાને સદાચરણના દૃષ્ટિબિન્દુથી સુનિશ્ચિત કરતી વ્યવસ્થિત વિચારપરંપરાને આપણે સંસ્કૃતિનું મુખ્ય ઉપલક્ષણ માનિયે છિયે અને તેથી જ વર્તમાન સમયની ચાર ધર્મમૂલક સંસ્કૃતિઓને આપણે પ્રાધાન્ય આપ્યું છે.

વળી દુનિયાંના સમગ્ર ઇતિહાસ તરફ દૃષ્ટિ કરતાં એ પણ જણાય છે કે મનુષ્ય જાતિમાં પ્રગતિ કે ઉન્નતિ તરફ નહિ પણ

વિકૃતિ તરફ વલણ છે. વિકૃતિના વ્યાપક અર્થનું જરા ચિંતન કરિયે. દૂધમાંથી દહીં થાય છે એ વિકૃતિ છે.

**વિકૃતિનો નિયમ**

બીજમાંથી વૃક્ષ થાય છે ને પછી તે સુકાઈ જાય છે, ખડકો ઘસાઈ જાય છે અને ભીંતોને લૂણો લાગે છે એ પણ વિકૃતિ જ છે. છાણમાં અથવા પાણીમાં ઘણી મુદ્દતે જીવડા પડે છે એ પણ વિકૃતિ જ છે. મનુષ્ય ઉત્પન્ન થાય છે, વધે છે અને મરણ પામે છે એ પણ વિકૃતિ જ છે. ત્રણ ગુણના વિકારથી પંચમહાભૂત ઇત્યાદિ થયેલ છે એમ પણ કહેવાય છે. શાન્ત મન અશાન્ત થાય તેને પણ આપણે વિકાર કહિયે છિયે.

હવે આ વિકૃતિ એ પ્રગતિ છે કે કેમ એ બીજો પ્રશ્ન છે. અલબત 'આગળ' અને 'પાછળ' એ શબ્દોનો અર્થ દૃષ્ટિબિંદુ પ્રમાણે થઈ શકે. આપણે જગતની ગતિને એક લંબચોરસનું રૂપ આપી શકિયે.




એની ઉપર નીચેની લાંબી લીટીઓને સમયની સૂચક ગણિયે અને બાજુની લીટીઓ સમુદાયની સૂચક ગણિયે. એ લંબચોરસ જગતના આરંભથી શરૂ થઈ એના અંત સુધી

**પુણ્ય ને પાપ**

લાંબો ચાલ્યો જાય છે. તેની એક બાજુની નીચેથી બીજી બાજુ ઉપર સુધી એક લીટી દોરિયે એટલે સત્યયુગના નીચેના બિન્દુથી શરૂ કરીને કલિયુગના

છેડાના બિન્દુ સુધી લીટીને લઈ જતાં તે લંબચોરસના બે ભાગ કલ્પી શકાય. એટલે ઉપરનો અને નીચેનો બે ત્રિકોણ બને. ઉપરનો ત્રિકોણ તે પુણ્યનો અને નીચેનો ત્રિકોણ તે પાપનો ત્રિકોણ ગણી શકાય. નીચેનો ત્રિકોણ સત્યયુગના આરંભમાં ન્હાનો હોય તે મ્હોટો થતો થતો છેવટે કલિયુગની આખી છેલ્લી બાજુને ઘેરી લે અને સત્યુગની આખી બાજુ પહેલાં પુણ્યમય હોય તે બાજુવાળો પુણ્યને દર્શાવનારો ત્રિકોણ કલિયુગના અંત સુધી જતાં છેવટે એનો એક ખુણો માત્ર આવી રહે. પછી પાછો એ પાપનો એકાએક સૃષ્ટિના સનાતન નિયમોવડે ક્ષય થાય, એ ભસ્મીભૂત થઇ જાય અને ફરી પહેલાંની પેઠે ચતુર્યુગ પ્રવર્તે એટલે આપણે કહિયે કે પહેલી ઉત્પત્તિ, પછી સ્થિતિ; તે સ્થિતિમાં વિકૃતિ; અને પછી સંહાર એ ક્રમ ચાલ્યાં કરે. આ વિકૃતિ સંબંધે એવો નિયમ કહી શકાય કે આત્માની વિકૃતિ નથી. જીવના સ્વભાવમાં, પ્રકૃતિમાં વિકૃતિ થાય છે. ચિરજીવન આપનારા સનાતન નૈસર્ગિક નિયમોને જે વધારે અનુસરે. તેનામાં વિકૃતિ થોડી થાય. જેટલો જીવ પદાર્થોથી નિર્લેપ રહે એટલી વિકૃતિ થોડી. વળી કાળને એક સર્પનું રૂપ પણ આપવામાં આવ્યું છે. એ સર્પના મુખમાં સંહાર કરનારી દાઢો હોય છે. એનું શરીર પાતળું થતાં થતાં તેની પૂછડીનો ભાગ પાછો એના મુખમાં રહેલો કલ્પવામાં આવે છે. એ રીતે કાલ-ચક્ર પ્રવર્તે છે. આપણે જે લંબચોરસનું રૂપક ઉપર કહ્યું, તે તરફ પુનઃ દૃષ્ટિ કરતાં જણાશે કે પાપનો ત્રિકોણ મ્હોટો થતો જાય છે, અને પુણ્યનો ત્રિકોણ કાળ જતાં ન્હાનો થતો જાય છે. જેવું દૃષ્ટિબિન્દુ તે પ્રમાણે અર્થ લઇ શકાય. એક ત્રિકોણમાં ઉભેલો પોતાના દૃષ્ટિબિન્દુથી જગતને આગળ વધતું દેખે અને બીજા દૃષ્ટિબિન્દુવાળો પુણ્યના ત્રિકોણમાં દિવસે દિવસે હ્રાસ થતો દેખી જગતને અવનતિ પામતું ગણે. પાપના ત્રિકોણનું દૃષ્ટિબિન્દુ એ અસુરોનું દૃષ્ટિબિન્દુ અને પુણ્યના ત્રિકોણનું દૃષ્ટિબિન્દુ એને દેવોનું

દૃષ્ટિબિન્દુ કહિયે. નિરભિમાન શાન્તિ, સરળતા, ઈશ્વરભક્તિ, ઇત્યાદિક તે દૈવી સંપત્તિનું તત્ત્વ અને અભિમાન, અસત્ય, અપવિત્રતા અને વિકર્મ તરફ પ્રીતિ તે આસુરીનું. દેવો પોતાનાં કર્મોવડે ઈશ્વરનું યજન કરે; વેદમાં પુરૂષ સૂક્તમાં વિરાટ્‌ના યજ્ઞની મહાકલ્પના છે. વિરાટ્ સિવાય બીજું કાંઈ છે નહિ એટલે વિરાટ્‌ના અંગભૂત દેવો વિરાટ્‌નાં અંગોવડે વિરાટ્ ભગવાનનું યજન કરે છે.

આટલું ઐતિહાસિક દિગ્દર્શન કર્યા પછી હવે આપણે ઉન્નતિના તત્ત્વ વિષે વિચાર કરિયે. ઉન્નતિનો અર્થ શો ? ઉન્નતિનું ધ્યેય શું ? ઉન્નતિના પ્રકાર કીયા ? એ બધા તરફ દૃષ્ટિસિંચન કર્યા પછી આપણે ઉન્નતિના માર્ગનું વિવેચન કરી શકિયે. ઉન્નતિનો સર્વમાન્ય અર્થ કરવો અશકય છે, તથાપિ સામાન્ય રીતે આપણે કહી શકિયે કે નીચા કક્ષામાંથી ઉચ્ચતર કક્ષામાં જવું તે ઉન્નતિ. આ પ્રમાણે ઉન્નતિ એ સાપેક્ષ શબ્દ છે. એક ક્રિયા એક મનુષ્યને વાસ્તે ઉન્નતિકારક હોય, પણ તેવીજ ક્રિયા તેથી ઊંચી સ્થિતિવાળાને અવનતિકારક હોઇ શકે, એટલે ઉન્નતિને અંગે વ્યવસ્થાનું હંમેશાં પ્રાધાન્ય રહે. પણ પ્રશ્ન એ થાય છે કે ઊંચું અને નીચું તે શેને કહેવું ? અર્થાત્ જો ઉન્નતિનું એક ધ્યેય નિર્ણિત હોય, તો તેનાથી દૂર તેને નીચું કહી શકાય અને તેની વધારે પાસે હોય તેટલું તેને ઉચ્ચતર કહી શકાય. ઉન્નતિનું ધ્યેય સ્વાભાવિક રીતે જ એ પરમ તત્ત્વ હોઇ શકે કે જે ઐશ્વર્યથી, જ્ઞાનથી અને શકિતથી પૂર્ણ હોય; એટલે બીજા શબ્દોમાં કહિયે તો ઈશ્વરની વધારે પાસે જવું–શક્તિમાં, ધર્મમાં, યશમાં, શ્રીમાં, જ્ઞાનમાં અને વૈરાગ્યમાં–તે ઉન્નતિ.

ઉન્નતિ એટલે શું ?

આ ઉન્નતિના બે પ્રકાર સામાન્ય રીતે ગણાય છે. આ દૃશ્ય જીવનની ઉન્નતિ અને દૃષ્ટ અદૃષ્ટ સમગ્ર જીવનની એટલે પારમાર્થિક

ઉન્નતિ. ઐહિક જીવનની ઉન્નતિનો કેટલાકને આગ્રહ હોય છે ને કેટલાકને પારમાર્થિક જીવનની ઉન્નતિનો આગ્રહ હોય છે. વેદ ઐહિક અને પારમાર્થિક બન્ને ઉન્નતિ સાધવાનો માર્ગ પ્રદર્શિત કરે છે. સ્મૃતિઓમાં મુખ્યત્વે કરીને ઐહિક ઉન્નતિ યથાર્થ રીતે સાધવાનો માર્ગ વિશિષ્ટ રૂપે બતાવવામાં આવ્યો છે અને પુરાણોમાં પારમાર્થિક ઉન્નતિના માર્ગ ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. રામાયણ અને મહાભારતમાં ઐહિક અને પારમાર્થિક બન્ને ઉન્નતિઓના માર્ગની વ્યવસ્થા, ઇતિહાસ અને આખ્યાનો વડે દેખાડવામાં આવી છે. અવિદ્યાથી જીવ અને જગત્ ઉત્પન્ન થયાં છે. વિદ્યામાં જ્ઞાન અને શાંતિ છે. અવિદ્યાથી વિકૃતિ થતાં અનેક જીવોના સમુદાય રૂપ આ જગત્ થયેલું માનવામાં આવે છે. એ ગુણોના વ્યુત્ક્રમથી જીવોના સ્વભાવમાં પણ અનેક ભેદો ઉત્પન્ન થાય છે. દૃષ્ટાંત તરીકે, એક પ્રકારના જીવો ઉન્નતિને સારૂ મથતાં પરમ તત્ત્વની જોડે અનુસંધાન કરે છે. બીજા, અભિમાનથી હુંપદને મ્હોટું કરીને તપશ્ચર્યા વડે મ્હોટી સ્થિતિ પ્રાપ્ત કરતા કરતા એ પરમ તત્ત્વમાં શાંત થવાને બદલે હુંપદને જ વળગી પડે છે. શુંભ, હિરણ્યકશિપુ, રાવણ, કંસ ઇત્યાદિની પેઠે એ ઇશ્વર તત્ત્વનો તિરસ્કાર કરે છે, અને ઈશ્વર તત્ત્વ વડેજ સંહાર પામી એ તત્ત્વ મ્હોટું જ છે એમ આખરે અનુભવી, તેને પ્રાપ્ત થાય છે. દેવતાઓનો માર્ગ તે ઇશ્વરની પ્રેમભાવે ઉપાસનાનો માર્ગ છે; અસુરોનો માર્ગ ઈશ્વરની વૈરભાવે ઉપાસનાનો માર્ગ છે. આ ઉન્નતિના ક્રમમાં વળી ત્રણ અવાન્તર ભેદો છેઃ કર્મ, ઉપાસના અને જ્ઞાન. કર્મ માર્ગમાં યજ્ઞભાવનાનું પ્રાધાન્ય છે. ઉપાસનામાં સર્વાત્મભાવનું પ્રાધાન્ય છે, અને જ્ઞાનમાં ત્યાગ અને સમદૃષ્ટિનું પ્રાધાન્ય છે. આ ત્રણે પ્રકાર એક બીજાની સાથે જ ઘણુંખરૂં મળેલા રહે છે. તથાપિ જૂદી જૂદી પ્રક્રિયાઓમાં ભિન્ન ભિન્ન પ્રકારનું પ્રાધાન્ય હોઈ શકે.

**ઐહિક ને પારમાર્થિક**

સામાન્ય પદ્ધતિ એ છે કે અનેક મલ, વિક્ષેપ, તથા આવરણથી ઘેરાયેલો જીવ સ્વાભાવિક રીતે ગમે તેવા કર્મ વિકર્મનું આચરણ કરતો હોય તેમાંથી પહેલવહેલું એના કર્મનું નિયમન કરવાનું છે. એ નિયમન કરવાનો રસ્તો વિહિત અને નિષિદ્ધ કર્મના નિર્ણય વડે શાસ્ત્રમાં બતાવવામાં આવે છે; પછી વિહિત સત્કર્મમાંથી પ્રભુ પ્રીત્યર્થ નિષ્કામ કર્મની ભાવનાને અંતર્ગત કરીને એ શાંતિને પામે છે. કર્મમાંથી સત્કર્મવડે નૈષ્કર્મ્યસિદ્ધિ થાય છે.

**ત્રિકાંડનું રેખાચિત્ર**

કર્મ, ઉપાસના અને જ્ઞાન વડે મળ, વિક્ષેપ અને આવરણની નિવૃત્તિ કરી જીવાત્મા પરમ શાન્તિને પ્રાપ્ત કરે છે. આ વ્યવસ્થાને આકૃતિદર્શનથી પણ સમજાવવાનો યત્ન કરી શકાય. આપણે કહિયે કે વિશ્વરૂપી એક મ્હોટું વર્તુલ છે. પરમાત્મા, ઈશ્વર એ એનું કેન્દ્ર છે. એ આખા વર્તુલના ત્રણ ત્રિજ્યાઓ વડે ત્રણ વિભાગો (કર્મ ભક્તિ ને જ્ઞાન) થયેલા છે. એ વર્તુલમાં અનેક પ્રકારનાં બળો વિદ્યમાન છે. કેટલાંક બળો જીવને કેન્દ્ર તરફ લઈ જાય છે અને કેટલાંક બળો એવાં છે કે જે એને કેન્દ્રથી આઘો વર્તુલના પરિઘ તરફ લઈ જાય છે. પ્રત્યેક જીવ એ વર્તુલમાં એક અથવા બીજે કોઇક ઠેકાણે હોય છે; વર્તુલના કર્મ, ઉપાસના અને જ્ઞાનના જે ત્રણ ખંડો તેમાંના જે ખંડમાં તે હોય તે ખંડનો માર્ગ એને કેન્દ્ર તરફ જવા સારૂ સ્હેલો પડે છે. કેટલાક જીવો બે ખંડોની સંધિ ઉપર પણ હોય છે અને તેમને સારૂ એક અથવા બીજો ગમે તે ખંડ અનુકૂળ થઈ પડે છે. દરેક ખંડ પોતાની બે બાજુએ બીજા બે ખંડો જોડે સંધાયેલો છે. જીવની અભિમુખતા જે તરફની હોય તે તરફની એની ગતિ ઘણું કરીને થાય છે. ત્રિજ્યાના સીધા માર્ગથીજ કેન્દ્રમાં ચાલ્યા જવું એ સૌભાગ્ય બહુ થોડા જીવનું હોય છે. ઘણા ખરા તો આડાઅવળા ગોથાં ખાધાજ કરે છે અને કેટલાક કેન્દ્રથી વિમુખ થઇને પરિઘ તરફ દોડાદોડ કરે છે. પરિઘ તરફ દોડવામાં રસ્તો છૂટો અને પહોળો થતો જાય છે. પરિઘ પાસે

જવું એટલે વિનાશ તરફ,—પતન, અધોગતિ, મૃત્યુ તરફ જવું. ધર્મનાં બળો જીવને ઈશ્વર તરફ લઈ જાય છે. અધર્મનાં બળો જેવાં કે હિંસા, અસત્ય, અભિમાન ઈત્યાદિક જીવને કેન્દ્રથી સામી બાજુએ લઈ જાય છે. કેટલાંક બળો એવાં પણ હોય છે કે જે જીવને કેન્દ્રથી એટલે ને એટલે છેટે તથાપિ આમ તેમ નિરર્થક ભમાવે છે અને માત્ર ભમાવવાના શ્રમમાં જ તેના જીવનનો વ્યય કરાવે છે. ઈશ્વરની એટલે કેન્દ્રની પાસે જવાનાં કર્મ, ઉપાસના અને જ્ઞાનને આપણે ઉન્નતિનાં સાધન કહિયે. તેનાથી દૂર જવાની ક્રિયાને, રાગને અને ગંતવ્યસમુદાયોને આપણે અવનતિનાં સાધન કહિયે.

પ્રચલિત દૃષ્ટિબિન્દુઓથી જોતાં આપણે ઉન્નતિના મુખ્યત્વે પાંચ પ્રકાર ગણી શકિયે.—આધ્યાત્મિક ઉન્નતિ, નૈતિક ઉન્નતિ, રાજકીય ઉન્નતિ, આર્થિક ઉન્નતિ, અને સામાજિક ઉન્નતિ.

**આધ્યાત્મિક ઉન્નતિ**

આધ્યાત્મિક ઉન્નતિ સાધવી એનો અર્થ એ કે જીવને જે કોઈ મલિન સંસ્કારો પડયા હોય, તે બધા ધોઈ નાંખી, તેને એક કેન્દ્ર તરફ નજર રાખતો કરી જ્ઞાનવંત કેન્દ્રની સાથે તેનું ઐક્ય કરવું. એ ઐક્ય અઘરૂં છે અને સહેલું પણ છે. એ આત્માનું જ્ઞાન અઘરૂં છે અને સહેલું પણ છે. આપણે જાગતા હોઇયે કે ઊંઘતા હોઇયે, સ્વપ્નમાં હોઇયે કે સમાધિમાં હોઇયે, પણ તે બધે સમયે જેનું કાયમ અસ્તિત્વ આપણે અનુભવિયે છિયે, અથવા તો જે બધા અનુભવોનો સાક્ષી છે તે આત્મા. એના અસ્તિત્વની શંકા હોય નહિ, કેમકે 'છે, નથી' ઈત્યાદિક જ્ઞાનના આધારરૂપ જ એ છે. જેમ બાહ્ય વસ્તુઓમાંથી આસક્તિ ઓછી થતી જાય, અને વૃત્તિઓ અંતર્મુખ થતી જાય, તેમ તેમ અંતઃકરણ એ આત્માની વધારે પાસે પાસે જતું જાય છે. અંતઃકરણનું આત્માની વધારે પાસે જવું, એ આધ્યાત્મિક ઉન્નતિ.

નૈતિક ઉન્નતિ સંબંધે આપણે પહેલવહેલું એટલું કહી લઇયે કે નીતિ શબ્દ ઘણુંખરૂં ધર્મશાસ્ત્રમાં રાજનીતિને અંગે વપરાયેલો છે પણ જ્યારથી પુરાતન ધર્મનો હ્રાસ થઇને અનેક પંથો ઉત્પન્ન થયા ત્યારથી સર્વ મનુષ્યોને માનવા યોગ્ય કેટલાક સદ્દવર્તનના સિદ્ધાંતો છૂટા પાડ-

**નૈતિક ઉન્નતિ**

વાની પ્રણાલિકા ચાલુ થઈ. તેવાં સદ્દવર્તનનાં કેટલાંક સામાન્ય તત્ત્વોને નીતિ કહેવામાં આવે છે. ખરી રીતે આ નીતિ એ ધર્મનો જ એક વિભાગ છે અને ધર્મની પ્રેરણામાંથી જ એને પ્રેરણા મળે છે પણ નીતિના તત્ત્વ વિષે હાલમાં કેટલીક નવી ફિલસુફીઓ થયા પછી અને જૂદી જૂદી પ્રજાઓમાં નીતિનાં ધોરણો જૂદાં જૂદાં હોવાનો અનુભવ રજુ થયા પછી એ નીતિનાં મૂળતત્વો વિષે કેટલીક શંકાઓ નાંખવામાં આવી છે. પણ એ નીતિના મૂળતત્વનું રહસ્ય આપણે ધર્મગ્રંથોમાંથી પ્રાપ્ત કરી શકિયે. અહિંસા—મન કર્મ અને વાણીથી, સર્વ પ્રાણીઓના દ્રોહનો પરિત્યાગ, એ નીતિનું મૂળતત્વ ગણી શકાય. પ્રત્યેક કર્મમાં હિંસા છે. ખાવામાં; પીવામાં અને શ્વાસોચ્છવાસ લેવામાં પણ હિંસા છે એટલે કર્મ માત્રનો પરિત્યાગ એને નીતિનું લક્ષ્ય કહિયે. પણ બધાં કર્મનો પરિત્યાગ અઘરો છે, એટલે જે ક્રિયામાં વધારે હિંસા હોય તે કર્મનો પરિત્યાગ કરવાનું મુખ્ય વિધાન હોય છે. આ રીતે જોઈશું તો આપણને જણાશે કે બધાં નીતિનાં વિધાનો મનુષ્યને કોઇ ને કોઈ કર્મમાંથી અટકાવવા તરફ જ છે; જ્યાં કર્તવ્ય તરીકેની નીતિ બતાવવામાં આવી છે ત્યાં પણ જણાશે કે અમુક સ્થિતિ તમે તમારે માથે વ્હોરી લેતા હો, તો જ એ ફરજરૂપી નીતિ તમને બંધનકારક છે. ચોરી ન કરવી, અસત્ય ન બોલવું, અપ્રમાણિકતા ન કરવી, કોઇને કડવું વચન ન કહેવું ઈત્યાદિ બધાં નિષેધનાં વાક્યો છે તે આપણે જાણિયે છિયે. પણ કેટલાંક કર્તવ્યનાં, વિધિનાં વાક્યો પણ નિષેધનાં જ સૂચક છે; જેમકે ગૃહસ્થાશ્રમીએ અતિથિનો સત્કાર કરવો એ કર્તવ્ય પણ

ગૃહસ્થાશ્રમ જ્યારે માથે વહોરે ત્યારે જ ઉત્પન્ન થાય છે. જે એકાન્તમાં પ્રભુભજન કર્યા કરતો હોય અથવા તપશ્ચર્યા કે સમાધિ સાધતો હોય, તેને એ કર્તવ્ય ઉભું રહેતું નથી. જે રાજા રાજ્યને અંગે અનેક પ્રકારનાં પાપોનો ભાગી થાય છે, અથવા જેને મ્હોટું સામ્રાજ્ય પ્રાપ્ત કરવાની ઈચ્છા છે, તેણે જ રાજસૂય, અશ્વમેધ ઈત્યાદિ યજ્ઞો કરવાના છે. સૂક્ષ્મ દૃષ્ટિથી જોઈશું તો જણાશે કે સત્કર્મનાં સઘળાં વિધાનો પણ જે હિંસારૂપી પાપ આપણે જાણ્યે અજાણ્યે કરિયે છિયે તેના નિવારણને અર્થે, તેમાંથી બચવાને અર્થે અથવા તેનો બદલો વાળવાને અર્થે જ હોય છે. આ રીતે જોતાં આપણે કહી શકિયે કે નીતિ અથવા સદાચારનું પ્રધાન તત્ત્વ સર્વ કર્મથી પર થઈ સર્વ પ્રકારની અહિંસાથી વિરમવું એ છે અને એ તત્ત્વ તરફ જવાની જે સાધના એને આપણે નૈતિક ઉન્નતિની સાધના કહી શકિયે.

**રાજ્ય ને સમાજ**

આપણે જે આધ્યાત્મિક અને નૈતિક ઉન્નતિ માટે કહ્યું તે મુખ્યત્વે કરીને વ્યક્તિને વધારે લાગુ થાય છે, પણ અનેક વ્યક્તિઓના સમુદાય જેવો જે સમાજ તેનું સમાજ તરીકેનું પણ એક વ્યક્તિત્ત્વ છે. એ રીતે આખા સમાજની પણ ઉપર કહેલાં વિધાનોને તથા આદર્શોને અનુસરીને ઉન્નતિ હોઇ શકે. પણ વિશેષ કરીને વ્યકિત પરત્વે તો સમાજનું અથવા રાજ્યનું કર્ત્તવ્ય એ છે કે તેમણે વ્યક્તિની ઉન્નતિ સાધવાનો માર્ગ ખુલ્લો રાખવો અને સુલભ કરવો. સમાજ કે રાજ્ય જો ઉન્નતિનું વિરોધી વાતાવરણ ઊભું થવા દે અથવા તેનો પ્રચાર કરે તો વ્યકિત તેમજ સમાજ બન્નેને હાનિ થાય.

સામાન્ય રીતે જનસમાજની ઉન્નતિને અર્થે એ જરૂરનું છે કે, સર્વ મનુષ્યો, સત્ય, પ્રમાણિકતા, દયા, ઇન્દ્રિયનિગ્રહ, પવિત્રતા ઈત્યાદિ તત્વોને અનુસરીને ચાલે. આ તત્વો ધર્મનાં પ્રધાન તત્વો છે.

**સનાતન સત્યોનું શિક્ષણ**

સમાજની હાલની પરિસ્થિતિમાં ગડબડ એ થઈ છે કે ભિન્ન ભિન્ન ધર્મો અથવા પંથોના અનુયાયીઓ બીજાનું ખંડન કરી પોતાના પંથને આગળ કરવા મથે છે અને તેથી સામાન્ય રીતે બધા ધર્મ અને પંથોના તરફ, ઉપર ઉપરથી જોનારને, સામાન્ય અનાદર ઉત્પન્ન થયો છે. વિદ્વાનોએ તો વસ્તુ તરફજ નજર રાખવી જોઇયે અને એ રીતે જોતાં ધર્મનાં તત્વો જ સમાજનાં હિતકારક તત્વો છે એમ જણાયા વિના રહેશે નહિ. સામાજીક ઉન્નતિને સારૂ બીજું એ પણ જરૂરી છે કે સનાતન સત્યોનો શિક્ષણમાં અવિચ્છિન્ન પ્રચાર થવો જોઈએ કે જેથી સત્યનું જ્ઞાન અને અસત્યનું ખંડન સ્વાભાવિક રીતે જ થયે જાય. જો શિક્ષણમાં જ ખોટા સંસ્કારો નંખાય, તો તેમાંથી બચવાનું બહુ કઠિન થઈ પડે.

**સમાજ વ્યવસ્થા**

વળી આપણે એમ પણ કહિયે કે સમાજની ઉન્નતિને સારૂ આદર્શોની વ્યવસ્થા અને તેને અંગે જનસમાજનો ચાર વર્ણોમાં વિભાગ એ પણ આવશ્યક છે. એક ઉત્તમ વર્ણ એવો હોવો જોઇયે કે જે આદર્શ ધર્મોને યોગ્ય રીતે પાળી શકે. એ સમુદાય જ મ્હોટો હોવો જોઇયે અને એની જીવનચર્યા બહુ સરલ, સાદી અને સસ્તી હોવી જોઇયે. પણ આવો સમુદાય એકલો જ હોય તો કોઈ દુષ્ટ લોકો સહેલાઇથી તેના ઉપર આક્રમણ કરી શકે અને તે સમાજને નષ્ટ ભ્રષ્ટ કરી નાંખે. એવું ન થાય એટલા સારૂ કાંઈક અંશે ધર્મને ઓછો પાળનાર તથાપિ એવા દુષ્ટોના આઘાતોને પહોંચી વળે એવો અને પહેલા વર્ગનું રક્ષણ કરનારો બીજો એક વર્ગ જોઇયે. એ ઉપરાંત ત્રીજો એક એવો વર્ગ પણ સમાજમાં આવશ્યક છે કે જે સમાજને સારૂ અને રાજ્યની સહાયતાને સારૂ ખેતી વિગેરેથી તથા વ્યાપારાદિકથી ધનનું વિશેષ ઉપાર્જન કરે. એ ધનનો વિનિયોગ તેની પોતાની, રાજ્યની અને સમાજની ઉન્નતિને અર્થે થાય. આ

ત્રણ વ્યવસ્થિત વર્ગો જનસમાજમાં ખાસ કરીને જોઇયે. તે પછીનો બાકીનો એક ચોથો પરચુરણ અસંસ્કારી વર્ગ રહે. તે હુનરો, નોકરી, સેવા ઇત્યાદિ વડે પોતાનું ગુજરાન કરે. તેને દિવસે દિવસે ઉન્નત કરવો અને સંસ્કારી બનાવવો, એ પહેલા ત્રણે વર્ણોનું કર્તવ્ય રહે. આ વ્યવસ્થાનું મૂર્ત્ત સ્વરૂપ તેને આપણે વર્ણવ્યવસ્થા કહિયે છિયે. ઘણીખરી શક્તિઓ, સ્વભાવ અને યોગ્યતાઓ કેટલેક અંશે નૈસર્ગિક અને વંશપરંપરાથી પ્રાપ્ત થતી હોવાથી તેના વિકાસને અર્થે અને સંરક્ષણને અર્થે આ બધા વર્ણો વખત જતાં જન્મથી જ નિર્ણિત થાય, તથાપિ તે તે વર્ણથી અતિ વિરોધી અને અક્ષમ્ય આચરણ કરે, તો તે પતિત થાય એ પણ સમજી શકાય એવું છે.

સમાજની યોગ્ય ઉન્નતિને અર્થે સ્ત્રી અને પુરૂષનાં વર્તુલોની વ્યવસ્થા પણ યોગ્ય હોવી જોઇયે. પ્રાચીન તેમજ અર્વાચીન દૃષ્ટિ બિન્દુથી જોઇયે તો બન્ને રીતે સમજાય છે કે

**નારી પ્રતિષ્ઠા**

સામાન્ય રીતે બન્ને જાતિઓનું પરસ્પર એક પ્રકારનું સ્વાભાવિક આકર્ષણ છે અને તે આકર્ષણ પ્રકૃતિ અથવા કુદરતે એ બન્નેમાં વંશની અભિવૃદ્ધિને અર્થે મૂકેલું છે એમ આપણે કહી શકિયે. પણ તેનું નિયમન કરવાની જરૂર છે. તે નિયમન લગ્નની સંસ્થા દ્વારા થાય છે. અત્યારે લગ્નની સંસ્થા સ્વાભાવિક ને સામાન્ય થઈ ગયેલી હોવાથી એનો એક લાભ ઘણા લોકોની દૃષ્ટિની બહાર રહી જાય છે; અને તે એ છે કે એ વડે સ્નેહની અને આનંદની અભિવૃદ્ધિ થાય છે. એ વડે જે મમત્વ બંધાય છે તે સ્નેહ: જે ઇતર પ્રાણીઓના જાતીય સંબંધથી કેવળ વિલક્ષણ છે. તે સ્નેહનું એક મુખ્ય કારણ લગ્ન છે. એ મમત્વ લગ્ન વડે બંધાય છે અને બીજી કોઈ રીતે ન મળી શકે એવા આનંદોનું મુખ્ય કારણ છે. મમત્વને સારૂ મનુષ્ય કયા કયા ભોગો આપવાને તૈયાર થાય છે, એ આપણે જ્યારે જોઇયે, ત્યારે મમત્વની કિંમત આપણને સમજાય છે. અલબત મમત્વમાં દુ:ખો, ઉપાધિઓ, અને વિટંબણાઓ પણ

છે ખરાં. તથાપિ અનેક પ્રકારના અસાધારણ આનંદોનો પણ મમત્વ એજ હેતુ છે. સાત્વિક, દૈવી પ્રેરણાથી યોજાયેલી લગ્ન સંસ્થામાં મુખ્ય હેતુ તો કામનાઓનું નિયમન છે પણ જેમ સત્યને ચારે તરફથી અનુકૂળતા મળે છે તેમ અનેક પ્રકારના આનંદોની અભિવૃદ્ધિ એ આ સંસ્થાનો અનાયાસે ઉત્પન્ન થતો લાભ છે. કર્મોનું અને કામનાઓનું નિયમન એ જો આવશ્યક અને ઉપયોગી વસ્તુ હોય તો એ પણ સ્વાભાવિક રીતે જ ફલિત થાય છે કે સ્ત્રી અને પુરૂષ એ બન્ને જાતિઓ વચ્ચે સામાન્ય રીતે જનસમાજમાં યોગ્ય અંતર રહેવું જોઇયે અને સ્ત્રી તથા પુરૂષના શારીરિક બંધારણને અંગે એ પણ ફલિત થાય છે કે તેમણે તેમનાં યથાયોગ્ય કાર્યોમાં જ નિયુક્ત થવું જોઇયે. વળી સ્ત્રીનામાં સ્વાભાવિક રીતે કોમળતા અને સૌન્દર્યનું પ્રાધાન્ય હોવાથી તેને સુરક્ષિત કરવી જોઇયે એ પણ સ્વાભાવિક રીતે જ આવશ્યક થાય છે.

**સંયમનો રાજમાર્ગ**

આ રીતે જોતાં જણાય છે કે નૈતિક વિષયોમાં ઉન્નતિની સાધનાનું પ્રધાન સૂત્ર ક્રિયા માત્રમાં સંયમ સાધવો એ હોવું જોઇયે. એ સંયમનું સ્વાભાવિક ફળ એ થાય કે સ્વાર્થ સાધવાની રસાકસીને લીધે ઉત્પન્ન થતાં અનેક વિગ્રહો, દુઃખો, મુંઝવણો, આપત્તિઓ અને વૈરો ઓછાં થાય એટલુંજ નહિ પણ સંયમ એ મનુષ્યોની આદર્શભાવના બનતાં લોભ, લોલુપતા અને સ્વચ્છંદતા મ્હોટા પ્રમાણમાં ઓછાં થાય. અલબત, સદ્‌ગુણ અને દુર્ગુણ એ મનુષ્યની ત્રિગુણાત્મક પ્રકૃતિના પરિણામરૂપ હોવાથી સ્વાભાવિક રીતેજ દુનિયાંમાં રહેવાનાં અને કલિયુગમાં નૈતિક નિર્બળતાઓ વધવાની, એ પણ સમજવું મુશ્કેલ નથી. તથાપિ જેટલાં વધારે માણસોની જેટલી વધારે ઉન્નતિ સાધી શકાય, તે સાધવાનો પ્રયત્ન કરવો, એ સામાન્ય રીતે સમાજીક પ્રયત્નોનો હેતુ રખાય, તો ખોટું નહિ. સંયમની શક્તિ પ્રજાકીય ઉન્નતિને સારૂ કાંઈ જેવી તેવી નથી.

પ્રજામાં જેટલો વધારે સંયમ એટલો સંપ અને તાલબંધ વધારે અને તેટલી શક્તિ પણ વધારે. લોલુપતા, લોભ અને લાલસા જેમ વધારે તેમ માંહોમાંહેના કલહ વધારે, અશાંતિ વધારે અને જીવન વ્યાપારનો પરિશ્રમ વધારે. એવી પ્રજા પોતાનામાંજ રહેલી નિર્બળતાઓથી પરાજિત થવાની અને નાશ પામવાની. સંયમવાળી પ્રજા જ પોતાની સંયમ શક્તિ વડે વધારે જીવન્ત રહેવાની.

**સકામતાની ભૂલ**

બીજી તરફથી તાત્વિક દૃષ્ટિબિન્દુઓથી જોતાં એમ પણ કહી શકાય કે પરમ સત્યનું તત્વદર્શન આપણને બોધ કરે છે કે સત્ય, ત્રિકાલાબાધિત અને સર્વ પ્રકારના પરિચ્છેદથી શૂન્ય છે. આત્મા એકજ પરમ સત્યરૂપ છે. અને જગત્ ક્ષણે ક્ષણે પરિણામ પામતું-બદલાતું હોવાથી તેમજ નાશવંત હોવાથી મિથ્યા છે. મિથ્યાને સત્ય માની તેને સારૂ પરિશ્રમ કરે જવો એ પણ મિથ્યા પ્રયત્ન જ છે. એટલે એ રીતે એવા મિથ્યા પ્રયત્નમાં જોડાવું, એ ધીર પંડિતોને સારૂ યોગ્ય નથી. બીજી તરફથી વિજ્ઞાનનો પંડિત પણ આપણને એજ કહે છે કે નિશ્ચિત પદાર્થો અમુક નિશ્ચિત સંયોગોમાં મૂકાય તો તેનું ફળ પણ નિશ્ચિત જ હોય છે અને દુનિયાંના નિશ્ચિત પદાર્થો દરેક ક્ષણે નિશ્ચિત સ્થિતિ સંયોગોમાં હોવાથી આખા જગતનું ક્રિયા પરિણામ નિશ્ચિત જ હોવું જોઇયે. વિજ્ઞાનનો નિશ્ચિતપરિણામવાદ (determinism) પણ આપણને એજ સંદેશો આપે કે અહંતાના અભિમાનથી કુટાઇ મરવાના પ્રયત્નનો કાંઇ જ અર્થ નથી. અલબત આનો અર્થ એ નથી કે કોઇ પણ વ્યક્તિ કાંઈ પણ ક્રિયા ન કરે. ક્રિયા તો એ કરશેજ, કારણ કે એ ત્રણ ગુણના સંમિશ્રણનું પૂતળું છે અને પોતાના બંધારણ અનુસાર સામેના સંજોગો પ્રમાણે પ્રતિક્રિયા (reaction) દેખાડયા કરશે. જેમકે એક સાધુ પુરૂષ વેરીને સત્વગુણથી જીતવા યત્ન કરશે અને એક તમોગુણી મનુષ્ય તેના ઉપર તમોગુણી આક્રમણ કરવા પ્રયત્ન

કરશે. એટલે આપણે કહિયે કે જેમ પવનની લહરીઓથી સાગરમાં અનેક પરપોટાઓ થાય છે, હાલે છે, ચાલે છે, જોડાય છે. છુટા થાય છે અને ફૂટી જાય છે તેવીજ રીતે અથવા કળીચુનામાં પાણી નાંખિયે ને જેમ ઉભરો અને ઉકળાટ થાય તેમ દુનિયામાં અનેક પ્રકારની ક્રિયા થયે જવાની. આ બધી ક્રિયા તે સત્ક્રિયા હોય, દુષ્ક્રિયા હોય કે સામાન્ય ક્રિયા હોય પણ તે બધી પ્રકૃતિની ક્રિયાજ છે. વિકાર માત્ર પ્રકૃતિનો છે; આત્માનો નથી. પ્રકૃતિની વિક્રિયાથી પોતે નિર્લેપ રહેવું અને નિર્લેપ છે એમ સમજવું એ આત્માનું કાર્ય છે. કારણકે એ સત્ય જ્ઞાન છે અને સત્ય હોવાથી શાંતિ અને આનંદનો હેતુ છે. એ સત્ય અનુભવવા માટે આત્માનો પ્રધાન પ્રયત્ન હોવો જોઇયે અને તેને સારૂ આંધીમાં ઘેરાઈ જવાય, અવિદ્યામાં ગુંચવાઇ જવાય કે ભૂલમાં રંગાઈ જવાય નહિ એજ મુખ્ય કર્તવ્ય થઈ પડે. વળી તેને સારૂ દરેક પ્રકારનો વ્યતિરેક (isolation) એ વિશેષે કરીને સાધવો પડે એટલે જેમ એક પછી એક પરિગ્રહોને છોડીને સંન્યાસી સર્વ વસ્તુનો અને સંકલ્પ માત્રનો પરિત્યાગ કરી દે છે (જેમ ટૉલ્સટોયે પોતાના સર્વસ્વનો છેવટે પરિત્યાગ કરી દીધો હતો) તેમ પ્રકૃતિના સર્વ પદાર્થોને ત્યાગવા પડે. અથવા બીજી રીતે કહિયે તો એ તરફનો રાગદ્વેષ અથવા અભિનિવેશ જે હોય તે છોડી દેવા પડે. આ રીતે જોતાં સહજ જણાશે કે સકામતાથી અથવા હેતપૂર્વક મનુષ્યને કાંઇ કરવાનું રહેતું જ નથી. એટલા જ સારૂ ભગવાન કહે છે કે कृपणाः फलहेतवः । આત્માનું નિત્યત્વ અને જગતનું મિથ્યાત્વ એ બેનો અપરોક્ષ રીતે અનુભવ કરવાને સારૂ શાસ્ત્રે જે સદાચાર, ઉપાસના અને તત્વચિંતનનો માર્ગ બતાવ્યો છે તેને અનુસરવાનું જ મનુષ્યનું કર્તવ્ય રહે છે. એને અનુસરવાથી જ એની સિદ્ધિ થાય, કેમકે સર્વજ્ઞ ઈશ્વરે નિર્દિષ્ટ કરેલો એ માર્ગ છે. આ માર્ગમાં સંયમનું પ્રાધાન્ય છે અને સંયમનું સૂત્ર માનવજીવનને ઉન્નત કરવા તેમજ શાંતિ અને

આનંદની અભિવૃદ્ધિ કરવામાં બહુ ઉપયોગી છે એ પણ આપણે સૂચિત કરી ગયા.

**પ્રજાકીય ઉન્નતિ**

વળી પ્રજાકીય ઉન્નતિના વિષયમાં ઉન્નતિના તત્વ વિવેકને અંગે એ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે જેવું કર્મ તેવું ફળ અથવા પુણ્યકર્મનું ફળ સુખ અને પાપકર્મનું ફળ દુઃખ એ નિયમ પ્રજાઓને પણ લાગુ પડે છે. જે પ્રજા દુષ્કર્મમાં વધારે પ્રવૃત્ત થયેલી હોય તે કદાચ પ્રયત્ન વડે ધનવાન અથવા બળવાન થાય; પણ તે ધન અથવા સત્તાવાળી હોય છતાં દુઃખી, અસંતુષ્ટ અને હેરાન થાય અથવા એ ધનનો સંગ્રામ કે લડાઇઓમાં વ્યર્થ ધુમાડો થઈ જાય. મોગલો ઈત્યાદિ મુસલમાનોએ પ્રયત્ન વડે સત્તા જમાવી પણ તેઓ પોતે કેવા હેરાન અને ફીકરકોટમાં પડેલા હતા એ કોને અજાણ્યું છે? ભાઈ ભાઇને મારવાની ને દિકરો બાપને મારવાની પેરવી કરે એવાં અનેક ઝેરવેર એમને કેટલાં દુઃખી કરતાં હશે, એનો આપણે જ્યારે વિચાર કરિયે છિયે, ત્યારે એમ લાગ્યા વગર રહેતું નથી કે એ તાજ પહેરનારા બાદશાહોનું ચિત્ત બીજા તાજ પહેનારા કરતાં પણ વધારે દુઃખી હશે. અંગ્રેજ લોકો હિન્દુ-સ્થાનમાંથી કરોડો રૂપીઆ અનેક પ્રકારે ઘસડી ગયા, પણ અત્યારે જુઓ તો વધારેમાં વધારે દેવું દુનિયાંમાં એમને માથે છે. એટલે આપણે એમ પણ કહિયે કે પ્રજાકીય ઉન્નતિની સાધનાને સારૂ પ્રજાના સદાચરણની આવશ્યક્તા છે. અલબત પ્રત્યેક વ્યક્તિ સદા-ચરણી થાય, તો આખી પ્રજા સદાચરણી બને એ તો ખરૂંજ છે; પણ પ્રજા તરીકેના આચરણોમાં પણ એક પ્રજા ન્યાયી અથવા અન્યાયી, ક્રૂર અથવા દયાળુ, સરલ અથવા કુટિલ હોઈ શકે અને દુનિયાંનો ઇતિહાસ આપણને પ્રતીતિ કરાવે છે કે અખંડ નિયમિત રીતે પ્રજાઓને પણ તેના આચરણનો સારો ખોટો બદલો પ્રકૃતિ આપ્યાજ કરે છે. એટલે પ્રજાની પણ ઉન્નતિનું મૂળ પ્રજાનું સદાચરણ છે.

**સદાચરણની પ્રેરણા**

પણ સદાચરણ એ કાંઈ એવી વસ્તુ નથી કે એની મેળે તે પ્રાપ્ત થઈ જાય. એ વંશપરંપરાથી પણ આવતી નથી તેમ માત્ર સંયોગોથી પણ સિદ્ધ થતી નથી; જો કે પરંપરા અને સંયોગો એને સહાયભૂત થાય છે ખરા. સદાચરણનો માર્ગ એટલે સંયમનો માર્ગ અને સંયમ એટલે પ્રત્યેક બાબતમાં નિયમન; તેથી સ્વાભાવિક રીતે જ એ માર્ગ કઠિન છે; ઉપર ચઢવાનો માર્ગ છે તેથી સ્વાભાવિક રીતે જ અઘરો હોય. પણ મનુષ્ય એ તરફ પ્રયત્ન કરવા માંડે તે પહેલાં તેને સારૂ તેનામાં અભિમુખતા થવી જોઇયે. એ સદાચાર તરફની અભિમુખતાની પ્રેરણા આપવી, એ માનવશિક્ષણનું મુખ્ય ધ્યેય. જો એને આ પ્રકારનું શિક્ષણ આપવામાં ન આવે તો તે કાં તો સન્માર્ગની પ્રેરણા વિના ગમે તે રસ્તે અથડાય અથવા જો અનિષ્ટ સંયોગોમાં તે ભરાઈ પેઠો હોય તો દુષ્ટ માર્ગમાં પ્રેરાય. સ્વચ્છંદ માત્રથી પ્રેરાઇને કે સંયોગોમાં તણાઇને મનુષ્ય નિરર્થક ક્રિયામાં કે દુરાચરણમાં ન જાય, એ સમાજની ઉન્નતિને સારૂ જ નહિ પણ સમાજની શાંતિ અને સંતુષ્ટિને સારૂ પણ આવશ્યક છે. તેથી માનવની સદાચરણ તરફ પ્રેરણા, એ શિક્ષણનું પ્રધાન લક્ષ્ય છે. બાકીનાં બીજાં બધાંય લક્ષ્યો ગૌણ છે. દષ્ટાંત તરીકે, વિવિધ પ્રકારના પદાર્થવિજ્ઞાનનું અથવા હુન્નરકલાઓનું શિક્ષણ, એ મનુષ્યોને વધારે અસમાન બનાવે છે અથવા બીજા શબ્દોમાં કહિયે તો એકને બીજા ઉપર તે તે સાધનદ્વારા ચઢિયાતો બનાવે છે. અલબત જે પ્રજામાં આવા જ્ઞાનવાળાં મનુષ્યો વધારે હોય તે બીજી પ્રજા જોડે મુકાબલામાં કદાચ સરસાઈ પણ ભોગવે; તેમજ એવું જ્ઞાન લેનારી વ્યક્તિઓ કદાચ વધારે અંગત લાભો પણ મેળવી શકે. પણ એજ વસ્તુસ્થિતિ એક રીતે ઈષ્ટ છે તેમજ બીજી રીતે અનિષ્ટ છે, એ વાત પણ ભૂલવા જેવી નથી. આવા પ્રકારનું શિક્ષણ વધારે આંતર કલહોનું પણ કારણ થઇ શકે. એ

વાતની સાક્ષી દુનિયાંનો અત્યારનો આર્થિક ઇતિહાસ પૂરી રહ્યો છે.

**ધાર્મિક શિક્ષણ**

શિક્ષણના બે વિભાગ પાડી શકાય. સામાન્ય શિક્ષણ અને વિશેષ શિક્ષણ. સામાન્ય શિક્ષણ સદાચરણનો બોધ કરનારા અને ઉત્તમ આદર્શોને પ્રતિબિંબિત કરનારા ધાર્મિક ગ્રંથો દ્વારા આપી શકાય. કારણકે એ ગ્રંથો તેની ઉન્નત ભાવનાઓવડે તે તે ધર્મના પૂજનીય ગ્રંથો થઈ પડ્યા હોય છે. ભિન્ન ભિન્ન ધર્મોના અનુયાયીયોને તે તે ધર્મના ગ્રંથોદ્વારા શિક્ષણ અપાય, તે સમાજની દૃષ્ટિથી તેમજ તે અનુયાયીની દષ્ટિથી ઈષ્ટ છે. કદાચ એવી શંકા ઉઠાવવામાં આવે કે આવું શિક્ષણ તેના અનુયાયીને ઇષ્ટ હોય, પણ સમાજને શી રીતે ઇષ્ટ હોઈ શકે ? તો તેનું નિરાકરણ એ છે કે દુનિયાંના મ્હોટા મ્હોટા ધર્મોનું અવલોકન કરતાં જણાય છે કે, તે બધામાં સદાચરણનો આદર્શ અનુસ્યૂત છે, અને પરમાત્મ તત્વની ઉપાસનાનો બોધ સામાન્ય છે; એટલે તે તે ધર્મોના ધર્મગ્રંથોનું તેના અનુયાયીઓને શિક્ષણ અપાય, એ સમાજનું હિત, સમાજની શાંતિ અને સમાજની ઉન્નતિ સાધવાનો સીધો, સરળ અને સુસાધ્ય માર્ગ છે. જે મનુષ્યો કોઈ પણ ધર્મને સ્વીકારતાં ન હોય, તેઓને સારૂ બે ચાર પ્રધાન ધર્મોનો ઇતિહાસ સામાન્ય શિક્ષણ તરીકે ઉપકારક થઈ પડે અથવા તેઓ જે ગ્રંથને અનુકરણીય માનતા હોય, તેનો અભ્યાસ તેમને સારૂ સામાન્ય શિક્ષણમાં રાખી શકાય. અત્યારના શિક્ષણનું અંધેર, જેમાં 'એકનું થાપ્યું બીજો હણે' એવી પરિસ્થિતિ છે, ને જેમાં પરસ્પર વિરોધી કે વિઘાતક વિચારોના થોક વિદ્યાર્થીના માનસમાં ભરવાનો નિરર્થક કે હાનિકારક શ્રમ ચાલે છે, તેને સુધારવાની જરૂર છે, એમ લાગ્યા વિના રહેતું નથી. જે એકતાનતા, પહેલાં ધાર્મિક શિક્ષણથી સધાતી હતી, તે અત્યારની સર્વભક્ષી કેળવણીથી સધાતી નથી, એટલું જ નહિ પણ આ નવી કેળવણીથી ઉલટા વિરોધો, દુરાગ્રહો અને કલહો વધ્યા છે અને બીજી તરફથી સ્વાર્થ, સ્વચ્છંદ

તથા વિલાસિતાને પણ નવા ધર્મહીન તેમજ કેન્દ્રહીન શિક્ષણે વધારે જોર આપ્યું છે; અને સ્વાર્થ, વિલાસપરાયણતા અને સ્વચ્છંદને અંગે અનેક પ્રકારના સંઘર્ષો, કુસંપો અને કલહો વધતા જાય છે, એ પણ આપણને અજાણ્યું નથી.

**શિક્ષણ સંબંધી ભ્રાન્તિઓ**

કેટલાક એમ માને છે કે મનુષ્યમાં જે શક્તિઓ હોય એને ખીલવવી, એ શિક્ષણનું ધ્યેય છે. પણ એ મંતવ્ય ભ્રમો ઉપર નિર્ભર રહેલું છે અને કોઈ સુનિર્દિષ્ટ આદર્શના અભાવનું એ સૂચક છે. કાંઈ નહિ ત્યારે જે હોય તેને વધાર્યે જવું એ સામાન્ય સૂત્ર તેના મૂળમાં છે. મનુષ્યના સ્વભાવમાં સાત્વિક, રાજસ અને તામસ ત્રણે પ્રકારનાં તત્વો છે અને જે તત્વ જેનામાં વધારે હોય, તેને આગળ વધારવું એવો સિદ્ધાન્ત વિવેકદષ્ટિને સ્વીકાર્ય હોઈ શકે નહિ. જેમ કેટલાક માણસોને કાંઈક કરવું એ બાબતની ઘેલછા લાગી હોય છે, અને ક્રિયા સારી છે કે ખોટી તેનું તો પૂછતા જ નથી, તેવી જ રીતની આ પણ શિક્ષણના વિષયમાં એક પ્રકારની ઘેલછા કહી શકાય; અને એ ઘેલછાનું મૂળ કશું ન સૂઝવાથી થયેલા ગભરાટમાં છે. એટલું જ નહિ પણ કેટલીક શિક્ષણ પ્રણાલીઓમાં જ્યાં બાળકને તેની સ્વેચ્છાએ પોતાની શક્તિઓ ખીલવવા દેવાનું ધોરણ રાખવામાં આવે છે, ત્યાં પણ ખરી રીતે તો શિક્ષકો જ સાધન, વાતાવરણ અને સૂચનદ્વારા વિદ્યાર્થીને પોતે નિર્દિષ્ટ કરેલા માર્ગમાં જ પ્રેરતા હોય છે; એટલે એ બાળકની સ્વાભાવિક વૃત્તિઓને નહિ પણ પોતાના સ્થાયી આદર્શોને અવલંબીને જ વાસ્તવિક રીતે કાર્ય કરતા હોય છે. કદાચ ભવિષ્યમાં એમ જણાઈ આવે કે મનુષ્યની સ્વાભાવિક ગતિ પાણીના રેલાની પેઠે નીચે જવા તરફ છે, તો મ્હને આશ્ચર્ય ન થાય. એવી નીચે જવાની ગતિમાંથી તેને ઉન્નતિમાં પ્રેરવો, એ ઉન્નતિના સંસ્કારોનું મુખ્ય કર્તવ્ય છે. એક વિદ્વાન શિક્ષણને 'ભાવી પ્રજાને પોતાના આદર્શોમાં

કેળવવાના યત્ન' તરીકે જણાવે છે તે ખોટું નથી. પણ જો ભાવી પ્રજાને અમુક આદર્શોમાં કેળવવી જ હોય, તો તેને ગડબડીયા આદર્શોમાં અથવા તો પરસ્પર વિરોધી આદર્શોમાં કેળવવા કરતાં ધર્મના મહાન્ ગ્રંથોના સિદ્ધ આદર્શોમાં જ કેળવવી, એ વધારે ઇષ્ટ નથી શું? એમાં કદાચ એકધારા શિક્ષણની જડતા દેખાય, પણ એ જડતા નથી, જીવન છે. સંસ્કારોની પરિપાટી સમાન હોવા છતાં શિષ્યોની પ્રકૃતિનું વૈવિધ્ય હંમેશાં કાયમ ચાલતું જ રહેવાથી મનુષ્યોનું વૈચિત્ર્ય તો રહેવાનું જ. જે જગત્માં એક મનુષ્યની મુખાકૃતિ બીજાના જેવી નથી ત્યાં એક પ્રકારની કેળવણીથી બધાં મનુષ્યો મીલના તાકા જેવાં સમાન થઈ જશે એમ બ્હીક રાખવી, એના કરતાં મ્હોટો વધારે ભ્રમ બીજો શો હોઈ શકે? હા, એટલું ખરૂં કે સમગ્ર જન સમાજ એક જ પ્રકારના આદર્શો તરફ અભિમુખતા વાળો થાય. પણ જો એ આદર્શો સારા, સુસ્થિર, સુનિર્દિષ્ટ અને સુશ્લિષ્ટ હોય, તો આવી વસ્તુસ્થિતિ ઉલટી વધારે ઇષ્ટ છે. એથી તો સમાજ વધારે સુવ્યવસ્થિત થઈ શકે અને વધારે સહેલાઇથી અથવા સરલતાથી ઉન્નતિ સાધી શકે; અને તે સમાજના અવયવો, પરસ્પરની પ્રેરણા ગતિ અને આદર્શોની દિશાને વધારે સમજી શકે. એટલે ધાર્મિક ગ્રંથો દ્વારા સદાચાર, સદાદર્શો અને સત્યનું શિક્ષણ એને હું મૌલિક શિક્ષણ માનું છું. એ મૌલિક છે તેમજ અનિવાર્ય છે. અલબત એ શિક્ષણમાં જીવન હોવું જોઇયે અને એ શિક્ષણના પ્રદાતાઓ બધા નહિ તો થોડા ઘણા પણ એ આદર્શોને સાક્ષાત્ મૂર્તિમન્ત કરતા હોવા જોઇયે. જે આદર્શો શિક્ષકોના જીવનમાં જીવન્ત છે તે પોતાની પ્રભા અને ચેતના અન્યત્ર પણ પ્રકટાવી શકે એમાં સંદેહ નથી.

ચિત્તના શોધનની ઔષધિ તરીકે સાહિત્યનો ઉપયોગ કરવો, એ સૂત્ર શિક્ષણશાસ્ત્રને પણ લાગુ પડે છે. જેમ ન્હાના બાળકને ખોરાક આપવામાં તેની માતા તેને ઔષધ આપતી હોય તેવી

કાળજી રાખે છે અને બાળક ધાવણું હોય, ત્યારે તો પોતે શું ખાવું તેની પણ તે કાળજી રાખે છે, એમ આપણા ન્હાના યુવકો અને યુવતીઓના કોઠા બાંધવાને પણ સારામાં સારો જ ખોરાક આપવો જોઇયે. આપણે એમ કરતાં નથી, તેનું પરિણામ અત્યારની અનવસ્થા અને અવ્યવસ્થા છે. આપણા બાળમાનવો જેના ઉપર આપણા ભવિષ્યનો જ નહિ પણ એમના પોતાના ભવિષ્યનો પણ આધાર છે, તેમનાં હૃદય નબળાં થઈ જાય, તેમના મગજમાં વધારે પવન ભરાવાથી એમને ચકરી આવવા લાગે, એમના અંતરની આંખોમાં, ગળામાં કે ધાંટામાં બહુ વિકાર થઈ આવે અથવા એમને સહેજ સહેજમાં તાવ ચઢી આવે કે શરદી થઈ જાય, એવા એમના કોઠા થઈ જાય, એમ કોણ ઈચ્છશે ? એમના બાંધા ઘડવાને સારૂ અમુક અંશે આપણે જવાબદાર કહેવાઇયે તો ખરા જ. જેને જેમ મનમાં આવે તેમ કરવા દેવું એ પદ્ધતિ બહુ સફલ નિવડી નથી. સંતતિને સુંદર બનાવવાનો આપણે પ્રયત્ન કરિયે છિયે; તો એ સંતતિને સારી બનાવવાનું તો લગભગ આપણું કર્તવ્ય છે.

**શિક્ષણની ઓષધિ**

આપણે આપણી શક્તિના ત્રણ પ્રકારો કહી શકિયે. જેમ વૈદ્યો વાત, પિત્ત ને કફ એ ત્રણની વિષમતાને રોગ માને છે, અને તેના સામ્યને આરોગ્ય માને છે, તેમ જ્ઞાનશક્તિ, ક્રિયાશક્તિ, અને દ્રવ્યશક્તિ એ ત્રણના સામ્યને આપણે મનનું સ્વાસ્થ્ય કહી શકિયે. જ્યારે એમાંથી એકનો પ્રકોપ થાય, ત્યારે બાજી બગડે. જેટલી કાળજી આપણે શરીરની તંદુરસ્તીની રાખિયે છિયે, તેટલી આપણે મનદુરસ્તીની રાખિયે, તો આપણાં જીવન કેટલાં બધાં સુધરી જાય ? મન ઉપર તો આપણા સુખદુઃખનાં મંડાણ છે. આમ છતાં શિક્ષણના વિષયમાં આપણે યથાર્થ વ્યવસ્થા કરી નથી. ટીડા મહારાજની પદ્ધતિએ ફેંકવાનું કામ આપણે ચાલુ રાખ્યું છે. એમાં કોઈ

**શ્રાન્તિ જઠરે શયનમ્**

વાર સાચું કે સૂધું પડી યે જાય છે પણ ઘણી વાર તો ગડબડ જ થાય છે. કેટલીક વાર તરત ખબર પડતી નથી ને લાંબે ગાળે શો ગોટાળો ધીમે ધીમે થઈ ચાલ્યો તે માલૂમ પડે છે. ગમે તેમ, ગમે તેને, ગમે તે ચોપડીઓ, ગમે તે મારફત ભણાવવી; પરિણામે એનાર્કિસ્ટો, બોલ્શેવિકો અને ક્રાન્તિવાદીઓ થવા દેવા, તેઓ શબ્દ-સંગ્રામની કે બોંબસંહારની લીલા કરે, તેમને પકડવા જાસુસોનું લશ્કર રાખવું, કોઈના જાન જાય એટલે શકદારોની પકડાપકડી કરવી અને તેમાંથી કોઇને સજા થઈ તો થઈ નહિ તો આગે દેખા જાયગા, એ પ્રકરણ પૂરૂં થયું; પાછું:

पुनरपि कथनं पुनरपि पठनं
पुनरपि भ्रमणाजठरे शयनम् ॥

આ પરિસ્થિતિ અત્યારે ચાલે છે. આ અંધાધુંધીમાં આપણે થોડી ઘણી ફિલસુફની દૃષ્ટિ ન રાખિયે, તો આપણું મન શોકગ્રસ્ત થયા વિના રહે નહિ.

**રાજ્ય અને શિક્ષણ**

સમાજની ભાવનાઓ, આદર્શો અને આચરણ સારાં થાય તેને સારૂ શિક્ષણ પ્રણાલી યોગ્ય રીતે અને બધી રીતે સુનિશ્ચિત કરેલી હોવી જોઇયે, એ આપણે સૂચવ્યું. મનુષ્ય સંસ્કારને આધીન પ્રાણી છે અને જો બાળકને ન્હાનપણથી યોગ્ય સંસ્કાર આપવામાં આવે અને હાનિકારક સંસ્કારોથી મુક્ત રહી શકે એટલું સુદૃઢ બનાવવામાં આવે તો તે પુખ્ત ઉમ્મરનું મનુષ્ય થાય, ત્યારે સમાજનું એક સુયોગ્ય અંગ થયા વિના રહે નહિ. જો સમાજને સુવ્યવસ્થિત રાખવાનું યોગ્ય હોય અને જો સમાજની અનેક વ્યક્તિઓ યદ્વા તદ્વા ગમે તે વિરોધી વિચારો લઇને લઢી મરે, ને તે બધાના સંઘર્ષણ દ્વારા સમાજ હેરાન થયા કરે, એ ઇષ્ટ ન હોય તો એ કેળવણી અથવા શિક્ષાપ્રણાલી આખા સમાજયંત્રને અનુકૂળ, બંધ-

બેસતી તથા સુસ્થિર હોવી જોઇયે. આ દૃષ્ટિએ જોઇયે તો કેળવણીને અંગે અત્યારે ઘણા ભ્રમો ચાલે છે એમ આપણને લાગ્યા વિના રહે નહિ અને કેટલાક ચાલતા સિદ્ધાંતોને આપણે ઉથલાવી નાંખવા પડે. દૃષ્ટાંત તરીકે શિક્ષણ આપવાનું કાર્ય આપણે રાજ્યનું ન ગણિયે; કારણકે એમ જો હોય તો એક પરદેશી રાજ્ય, હિન્દમાં બ્રિટીશ રાજ્યની પેઠે ગમે તેવા વિભિન્ન સંસ્કારોમાં પ્રજાને દોરી શકે અથવા કૈસરના જર્મનીની પેઠે સ્વદેશી રાજ્ય પણ અમુક વિચારોમાં કે ફાવતા આદર્શો તરફ પ્રજાને દોરી શકે. પણ મનુષ્યોના આદર્શોને સારૂ રાજ્ય છે, રાજ્યને ફાવતા આદર્શોને સારૂ મનુષ્યો નથી. ઉન્નત આદર્શોને સારૂ મનુષ્યનું જીવન વિધેય છે; અને તે ઉન્નત આદર્શો પ્રેરવા, એ શિક્ષણનું કર્તવ્ય છે. તે શિક્ષણ રાજ્યના અથવા સત્તાધીશ બહુમતિના સ્વાર્થ કે વિકારો કે દોષિત આદર્શોને પોષે નહિ તેટલા સારૂ તે રાજ્યથી સ્વતંત્ર હોય, એજ ઈષ્ટ છે. રાજ્ય પોતાના તરફથી શિક્ષણ આપે નહિ છતાં શિક્ષણ ફરજિયાત કરવાથી પ્રજા સુશિક્ષિત રહી શકે. ભારતવર્ષમાં પુરાતન સમયમાં ગુરુકુળોમાં પ્રજાનો મ્હોટો ભાગ સારામાં સારૂં શિક્ષણ લેતો તે છતાં તે શિક્ષણ રાજ્યથી કેવળ સ્વતંત્ર રહેતું એટલુંજ નહિ પણ રાજાએ પોતેજ તે શિક્ષણ યોગ્ય રીતે લીધેલું હોવું જોઇયે એવી સામાન્ય પ્રણાલિકા હતી. એટલે એમાંથી એ તાત્પર્ય નીકળે છે કે રાજ્યના હાથમાં શિક્ષણનું કાર્ય ન હોય, એટલુંજ નહિ પણ તેને ઉત્તેજન આપવું, એ પણ રાજ્યની મરજી ઉપર ન રહે. પણ રાજ્યના સંચાલકો જ એમાં શિક્ષણ લઈ વિદ્યાર્થી જીવન પસાર કર્યા પછી જ રાજ્યના સંચાલક બની શકે. આ પદ્ધતિ એકી સાથે ત્રણ ચાર મ્હોટા મુદ્દાઓના સવાલોનું નિરાકરણ કરી નાંખતી હતી. આર્યોની પુરાતન શિક્ષણપદ્ધતિમાં સ્વાતંત્ર્ય હતું, રાજ્યની પરાધીનતા ન હતી, રાજ્યસંચાલકોની ભાવનાઓને એ શિક્ષણ ઘડતું હતું અને તેથી ચિરકાળ સુધી આપણા દેશમાં અને આપણી રાજ્યવ્યવસ્થામાં

શાન્તિ અને સુવ્યવસ્થા જાળવાઈ શકયાં, એ સહેજ સમજાય એવું છે. એજ શિક્ષાપ્રણાલી સંપૂર્ણ રીતે આદર્શ શિક્ષાપ્રણાલી હતી અને તેનુંજ અનુષ્ઠાન પ્રજાનું હિત સાધવાને સારૂ અત્યારે પણ કરવું જોઇયે. એમાં કેળવણીનું આખું સુકાન વિદ્વાન સત્પુરૂષોના હાથમાં હોય. રાજકર્તાઓ પણ એજ શિક્ષણ લે અને ત્યારેજ તેમની રાજ્ય કરવાની યોગ્યતા ગણાય. સદાચરણના સનાતન વિચારોનું મૌલિક શિક્ષણ બધાને આપવામાં આવે. સર્વ પ્રજાને અથવા સમગ્ર પ્રજાના મ્હોટા મ્હોટા સમુદાયોને સામાન્ય હોય, સંમત હોય, પૂજ્ય હોય, એવા ગ્રંથોનું મુખ્યત્વે તેમાં પરિશીલન અને પઠન કરાવવામાં આવે. વળી એ શિક્ષણ રાજ્ય ઉપર કે પ્રજા ઉપર એક ફરજિયાત બોજારૂપ ન હોય. તેનો નિર્વાહ ઐચ્છિક, ધાર્મિક વૃત્તિથી વિદ્યાર્થીને અપાતા દાન ઉપર હોય. વિદ્યાર્થી આચાર તેમજ વિચારમાં વિશુદ્ધ પ્રકારના બ્રહ્મચર્યનું સેવન કરે. શિક્ષણમાં સંયમ અને ઉચ્ચ સંસ્કારની એવી સચોટ છાપ પડવી જોઇયે કે ગુરૂકુળનો સ્નાતક સંકીર્ણ પ્રજાના સમુદાયમાં જાય, ત્યારે એ સદાચરણના, સંયમના અને સ્વાર્થત્યાગના આદર્શોનું એક પ્રેરણાકેન્દ્ર બની રહે.

રાજકીય ઉન્નતિનો પ્રશ્ન સામાજીક ઉન્નતિની સાથે જોડાયલો છે. સમાજના રક્ષણને સારૂ રાજ્ય છે. પ્રજાનું રંજન કરવાને લીધે રાજા એ નામ પડેલું છે એમ કહેવાય છે. સામાન્ય રીતે राज् ધાતુ પ્રકાશ વડે શોભવુ એ અર્થમાં વપરાય છે. રાજ્યસત્તા એકના હાથમાં હોય અથવા અનેકના હાથમાં હોય; ગમે તેટલાના હાથમાં હોય તથાપિ તે સારા માણસોના હાથમાં હોવી જોઇયે તે આવશ્યક છે. કેમકે રાજ્ય એ દુનિયાંની મ્હોટામાં મ્હોટી મનુષ્યકૃત સત્તા છે. એ જો ભૂલ કરે, દુષ્ટતા કરે કે ઊંધા પાયા નાંખે તો આખા સમાજને હાનિ થાય. અને એ મ્હોટામાં મ્હોટી સત્તા એટલે એનો પ્રતીકાર કરવો પણ કઠિન થઈ પડે. એ રીતે

**રાજ્યનો હેતુ અને ધ્યેય**

જોતાં રાજસત્તાનું નિયમન અનેક રીતે થવું ઇષ્ટ છે. પણ તે નિયમનનો વિચાર કર્યા પહેલાં રાજ્યની આવશ્યકતા છે કે કેમ, શા માટે છે, એ પણ સમજી લેવું જોઇયે. હરકોઈ જનસમુદાયને માથે બે પ્રકારના મુખ્ય ભય હોઈ શકે. એક તો અંદરના લોકોના આક્રમણનો અને બીજો બહારનાઓના આક્રમણનો. એ બન્ને પ્રકારના આક્રમણોથી સંરક્ષણ કરવા તેમજ સમુદાયની અંદર માંહોમાંહે જે ગેરસમજુતો અથવા છળપ્રપંચ ચોરી ઈત્યાદિ થાય તેમાં યોગ્યશિક્ષા દ્વારા ન્યાય આપી પ્રજાને સુરક્ષિત રાખવાને સારૂ રાજ્ય છે; અર્થાત્ સંરક્ષણ ને ન્યાય એ બે રાજ્યનાં પ્રધાન કર્તવ્યો છે. કેટલાકનો એવો મત છે કે રાજ્યના હાથમાં જેમ પ્રજા સંબંધી થોડું કાર્ય રહે, તેમ પ્રજાનું સ્વાતંત્ર્ય વધારે. અત્યારના સમયમાં ઘણાં ખરાં મ્હોટાં રાજ્યો પ્રજાના જીવનનાં ઘણાં ખરાં ખાતાંઓ પોતાના હાથમાં લઇ લેવા લાગ્યાં છે. કારણ એમ બતાવવામાં આવે છે કે પ્રજાના હિતને અર્થે રાજ્ય તે તે બાબતો હાથમાં લે છે. પણ પરિણામ એ થાય છે કે પ્રજા, તે તે બાબતોમાં રાજ્યને પરાધીન થઈ જાય છે; રાજ્ય પોતાની ઇચ્છા પ્રમાણે બને તેટલું ખર્ચ વધાર્યે જાય છે અને અનેક પ્રકારની ગફલતો અને ગડબડો તે બધાં ખાતાંઓમાં વધતી જાય છે. તેને તપાસવા, ઓછી કરવા કે દૂર કરવા અમલદારો કે અધિકારીઓ નિમવામાં આવે છે અને તેઓ પણ પ્રજાને દળનારી ઘંટીમાં ઘણુંખરૂં એટલા વધારાના અંગરૂપ બની રહે છે. આ પરિસ્થિતિથી ઘણા લોકો ગભરાયા છે, કંટાળ્યા છે અને કકળી ઉઠયા છે. અને અત્યારના રાજકીય બંધારણોની વ્યવસ્થાને તોડવાના અનેક પ્રયત્નો ચાલુ થઈ ગયા છે. વાસ્તવિક રીતે જોતાં તો હાનિનું ખરૂં મૂળકારણ ચેસ્ટર્ટન કહે છે તેમ, આખો સમાજ જ પતિત થયો છે, એ છે. ભાવનાઓનું પતન સંસારમાં, સાહિત્યમાં, સમાજમાં તેમજ સત્તાધીશોમાં પ્રતિબિંબત થાય છે; અને તે બધાં પાછાં સમાજના અધઃપતનને સહાયતા કરે છે. પણ ?

તો રાજ્યતંત્રની વ્યવસ્થા સંબંધે જ આપણે વિચાર કરિયે. અરાજકતા એ ત્યાં ઇષ્ટ થાય કે જ્યાં એકલા સાધુજનો જ વસતા હોય. પણ જ્યાં અનેક પ્રકારનાં મનુષ્યો વસતાં હોય, એવા દેશોમાં તો આંતર નિગ્રહ અને બાહ્ય સંરક્ષણને સારૂ રાજ્યસત્તા જોઇયે. આ રાજ્યસત્તા થોડામાં થોડી બાબતોમાં હાથ ઘાલનારી હોવી જોઇયે. દૃષ્ટાંત તરીકે શિક્ષણની બાબતમાં, પ્રજા સ્વતંત્ર હોવી જોઈયે એ આપણે આગળ કહી ગયા અને બીજી બાબતોમાં પણ તે પોતપોતાના સદાચરણમાં કે ધર્મના માર્ગમાં ચાલ્યા કરે અથવા ચાલી શકે તેને સારૂ રાજ્યે વ્યવસ્થા જાળવવી જોઇયે. માનવકુળની સુખશાંતિ એ ધ્યેય; સદાચરણ અથવા ધર્માચરણ એ એનું સાધન; એ સાધનને સુરક્ષિત કરવા સારૂ રાજ્યઃ એ રીતે આપણે જો જોઇયે તો રાજ્યનું કર્તવ્ય અને તેની અથ તથા ઇતિની મર્યાદા આપણને વધારે સહેલાઇથી સ્પષ્ટ થતી જશે. સદાચાર અથવા ધર્માચરણ એ એવી વસ્તુ છે કે એને સુરક્ષિત કર્યાથી જ પ્રજાનું રંજન થાય. આવા ઉદાર હેતુને સારૂ જો રાજ્ય હોય, તો તે રાજ્યમાં સત્તાધીશો થોડા જોઇયે કે વધારે, તે સત્તાધીશોનું નિયમન કેવા પ્રકારે થવું જોઈયે અને તે રાજ્યસત્તાને પર રાજ્યો ઉપર આક્રમણ કરવાનો અથવા તેના ઉપર પોતાની સત્તા બેસાડવાનો હક્ક છે કે કેમ તે સંબંધે હવે વિચાર કરિયે.

**સત્તાધીશની કેળવણી**

રાજ્યસત્તા સારા માણસના હાથમાં હોવી જોઇયે એ આપણે સૂચિત કરી દીધું. તે સત્તાધીશ વિદ્વાન હોય તથા બુદ્ધિવાન હોય તો વધારે સારૂં પણ તેનામાં મુખ્ય યોગ્યતા એ હોવી જોઇયે કે તે સારો માણસ હોય; કેમકે પંડિતાઈની અને બુદ્ધિમત્તાની ખામીઓ બીજી રીતે પૂરી પાડી શકાય પણ સારાપણાની ખામી ...ય, ત્યાં બુદ્ધિ તેમજ વિદ્યા બન્નેનો દુરુપયોગ થાય. હવે આ ...પણું, સાધુતા કે સજ્જનતા, જે શબ્દથી એને કહિયે તે કઈ

રીતે સત્તાધીશમાં આવે, નિશ્ચયપૂર્વક આવે, એ પહેલો મુદ્દો ઊભો થાય છે. મનુષ્ય માત્ર સંસ્કારાધીન હોવાથી શિક્ષણને જ સજ્જનતાની ચાવીરૂપ કહી શકાય. એ શિક્ષણ કેવા પ્રકારનું હોવું જોઇયે, તે સંબંધે આપણે કહી ગયા એટલે અહીં પુનરાવર્તન કરવાની આવશ્યકતા નથી. પણ આ વિચારપરંપરામાંથી એટલું ફલિત થાય છે કે જેમ સાધુતા પ્રાપ્ત કરવી કઠિન છે, તેમ સાધુજનો પણ કેળવવા કઠિન છે. તેઓનામાં સાધુતા એટલી ઊંડી રોપવી કે રાજ્યની અનેક લાલસાઓ તેમજ પતનનાં સાધનો તથા સંયોગોમાં પણ એનો રંગ બદલાય નહિ એ વળી વધારે કઠિન છે. એટલે ભાવી સત્તાધીશને ઉત્કૃષ્ટ શિક્ષણ, આદર્શ ગુરુદ્વારા, વિશુદ્ધ વાતાવરણમાં, ઉત્તમ ગ્રંથોવડે અપાવું જોઇયે એ આવશ્યક છે. જો શિક્ષણની જ અવ્યવસ્થા હોય અને યદ્વાતદ્વા શિક્ષણ લીધેલા મનુષ્યોમાંથી આપણે પસંદગી કરવાની હોય, તો દિવસે દિવસે રાજ્યવ્યવસ્થામાં ગડબડ થવાનો, અણચિંતવ્યા અને અનિષ્ટ ફેરફારો થવાનો અને લોકોને દુઃખદ ક્રાન્તિના સંજોગો ઉભા થવાનો ભય રહે. માટે વંશપરંપરાથી જેને રાજ્ય ઉપર કાંઈક હક્ક હોય અને કુલપરંપરાની યોગ્યતા હોય તેને રાજ્યગાદીને સારૂ યોગ્ય શિક્ષણ આપ્યા પછી ગાદી ઉપર સ્થાપન કરવામાં આવે, એ યોગ્ય છે. આ રીતે ભવિષ્યના સત્તાધીશને યોગ્ય કેળવણી આપવાનું પહેલેથી બની શકે; અને તેનામાં તેને યોગ્ય સદ્ગુણો અને શક્તિઓ પહેલેથી રોપી શકાય.

**એક રાજા એજ વધારે ઈષ્ટ**

રાજસત્તાધીશ એક જોઇયે કે અનેક એનો નિવેડો સહેલો છે. ઘણખરા રાજનીતિ વિચારકો કહે છે અથવા કબુલ કરે છે કે જો સારો હોય, તો એક રાજાના જેવું બીજું રૂડું કાંઈ નથી; અને એ વાત ખરી છે, કારણ કે એક રાજાના લાભ ઘણા છે. આપણે ન્હાની ન્હાની મ્યુનીસીપાલીટી જેવી સંસ્થાઓમાં જોઇયે છિયે કે બાર બાપની વેજા જ્યાં ભેગી થાય છે, ત્યાં કામ વણસે

છે; પછી ન છૂટકે એનાથી ચલાવો તે જૂદી વાત. વળી એક રાજા હોય, અને તે ખરાબ નિકળે, તો તેને ઠેકાણે બીજો આણવો પણ સ્હેલો. ઠેકાણે ન આવે તો તેને વેગળો પણ કરી શકાય. પણ ઘણા હોય તે તો જે ગડબડ કરે તે પ્રજાને નામે કરે અને પોતાના પાછળવાળાઓના જોર ઉપર કરે એટલે એમાં ઠેકાણું પડવું બહુ મુશ્કેલ. વળી એક રાજાને બાળપણથી શિક્ષણ આપીને કેળવવો પણ સ્હેલો પડે. એક રાજાના હાથમાં સત્તા હોય, તો કાર્ય ચોક્કસાઈથી થાય, ઝડપથી થાય, એકધારૂં થાય અને બરાબર રીતે નિયમિત થાય; ઘણાના હાથમાં વાત હોય, ત્યાં બધાના મતોને સંભાળીને અથવા તેની વચ્ચે થઇને કાર્ય કરવાનું હોવાથી તેમાં ઢીલ થાય, ગડબડ થાય, અવ્યવસ્થા પણ થાય અને કદાચ સામસામાં પગલાં લેવાતાં સારા પ્રયત્નો પણ મિથ્યા થાય. એક રાજાના મનમાં પોતાની જવાબદારીનો ખ્યાલ ને ભય પણ વધારે રહે અને ધીમે ધીમે વધારે આવતો જાય, વળી તે સમગ્ર પ્રજાનો જ રાજા હોઇને કોઈ પક્ષના જ નહિ પણ સમગ્ર પ્રજાના હિતને સારૂ પ્રયત્ન કરે અને તેને રંજન કરવાની તેને સ્વાભાવિક ઇચ્છા રહે; એટલે સમગ્ર પ્રજાનું હિત વધારે સધાય અને કોઇને વાસ્તવિક અન્યાય થવાનો સંભવ થોડો રહે. એથી ઉલટું બહુ સત્તાધીશોના બનેલા અથવા જેને ભૂલ ભરેલી રીતે પ્રજાસત્તાક કહેવામાં આવે છે તેવા રાજ્યમાં સૌ પ્રતિનિધિઓ પોતપોતાનું ખેંચે એટલે વિનાયક બનાવવા જતાં પણ વાનર બની જાય અને એકંદરે પ્રજાને હાનિ થાય. રાજાનો ખર્ચ ઘણો અને નકામો કહેવામાં આવે છે પણ આતો એક સદંતર હસવા જેવી જ ભ્રમણા છે. હરકોઈ કહેવાતા પ્રજાસત્તાક દેશની હકીકત જોઈશું તો આ ભ્રમ તરત જ ઉઘાડો પડી જશે. ચૌદમાં લુઈનું ખર્ચ વધારે હતું કે અત્યારની ફ્રેન્ચ ચેમ્બરનું ખર્ચ વધારે છે? ચાર્લ્સ પહેલાનું ખર્ચ વધારે હતું કે અત્યારની પાર્લામેન્ટનું ખર્ચ વધારે છે? આના ઉત્તરો તો ઉઘાડા છે પણ એ ઉત્તરોથી પણ ખરો

જવાબ આવી જતો નથી. ખરો જવાબ તો એથી પણ વધારે કપરો છે. ફ્રાન્સ ને ઇંગ્લાંડના રાજ્યોનું ખર્ચ પહેલાં હતું તેના કરતાં અનેક ગણું અત્યારે વધી ગયું છે. હવે તો પ્રજાના પ્રતિનિધિઓને નામે રાજ્ય ચલાવવામાં લગભગ લૂંટ ચાલવા માંડી છે. સીધા અને આડકતરા કરોના બોજાથી બીચારી પ્રજાઓ ચગદાઈ જાય છે. સવારથી સાંજ સુધી માણસો પોતાનું પેટ ભરવાની ફિકરમાં ને ફિકરમાં હેરાન થઈ જાય છે. તેઓ પોતાને કેટલી હેરાનગતિ છે તે જાણે છે, પણ એનો ઉપાય એમને સૂઝતો નથી. તેઓ બંડ કરવાને, ક્રાન્તિઓ કરવાને, બળવો કરવાને તૈયાર થાય છે તથાપિ તે બળવો કર્યે પણ પ્રજાસત્તાક રાજ્યમાં ઠરીને ઠામ બેસાતું નથી. એકાદ નેપોલિયન, લૈનિન કે કમાલના હાથમાં સત્તા સોંપી દેવી પડે છે. વાત એ છે કે હાથનાં કર્યાં હૈયે વાગ્યાં છે તે લોકોને સ્હેલાઈથી સમજાતું નથી; અને એમ લાગે તો પણ સ્વાર્થવાળાઓએ તેમને આપવાના ખુલાસા તૈયાર કરી રાખ્યા હોય છે. લોકોએ પોતે પોતાના જ માનીને મોકલેલા પ્રતિનિધિઓના વિચારોના ગુણાકાર, ભાગાકાર અને સરવાળા બાદબાકીઓ થતાં ઉત્તરોત્તર આ દશા થઈ છે, તેની હજી દુનિયાંને બરાબર ખબર પડી નથી. આ પરિસ્થિતિનો સયુક્તિક બચાવ કરનારાઓ પણ ઉભા થઈ આવ્યા છે. રાજ્યમાં સત્તા મેળવવી એ ધન મેળવવાનો એક આડકતરો માર્ગ થઇ પડ્યો છે. ધન વડે સત્તા અને સત્તા વડે પાછું ધન મેળવવું અને વચ્ચે વચ્ચે કીર્ત્તિને સાધી લેવી, એ અત્યારના આગળ પડતા ઘણા મનુષ્યોનો જાણે આદર્શ જ થઈ પડયો છે. યુરોપની પરિસ્થિતિનો પાકો અનુભવી માજી બાદશાહ કૈસર કહે છે:—

**Parliamentarism is discredited everywhere. Parliamentarism and corruption are one............ Democracy is like a decanter into which all sorts of wine, may be poured and poured. The beverage always contains a strong admix-**

**ture of alcohol and the intoxicating quality of the stuff, explains the enthusiasum of the consumers.**

પ્રજાસત્તાકવાદનું પાર્લામેન્ટવાળું રૂપ હવે ચારે તરફથી ફજેત થઈ ગયું છે. પ્રજાસત્તાવાદ તરફ સૌ લોકો દોડે છે, એનું કારણ એ છે કે, એમાં દારૂનો જેવો નિશો છે. એકંદરે તો દિવસે દિવસે ઘણુંખરૂં હલકા પ્રકારના પ્રતિનિધિઓ આગળ આવતા જાય છે. આવા જનોના આચરણનો પડઘો જનસમાજમાં પણ પડતો જાય છે અને સત્તા, ધન તથા વિલાસ એ ત્રણ માનવજીવનનાં જાણે કેન્દ્ર થઈ પડ્યાં છે. રાજ્યસત્તા મેળવવી અને આ ત્રણે હેતુના અર્થે તેને યોજવી, એ મ્હોટા મ્હોટાઓનો જીવનક્રમ થઈ પડયો છે. અને આ પ્રમાણે સ્વાર્થ અને પ્રખ્યાતિ બન્ને આશયોને માટે ફાવટ આવવાથી રાજ્યપ્રકરણ એ મનુષ્યોના જીવનનું એક મહાપ્રકરણ થઈ પડયું છે.

**રાજ્યપ્રપંચ**

સદાચાર, શાંતિ અને સંપથી દુનિયાંના સામાન્ય આનંદો ભોગવવા એ જો સાધારણ માનવ જીવનનો એક પ્રધાન આદર્શ હોય, તો સમગ્ર પ્રજા રાજ્યપ્રકરણમાં ગુંથાયેલી અને ગુંચવાયેલી રહે, એના જેવું અનિષ્ટ બીજું કાંઈ ભાગ્યે જ હોઈ શકે. કારણ કે એ જાણીતું જ છે કે રાજ્યપ્રપંચ એ બહુ ગંદી ચીજ છે. રાજ્યને અંતે નરક એમ કહેવામાં આવે છે, એનો અર્થ પણ એજ છે. યુરોપ અને અમેરિકામાં રાજ્યને અંગે કેવા કેવા પ્રપંચો, ગુલાંટો, બાજીઓ અને કાવત્રાંઓ ખેલવામાં આવે છે, એ વર્ત્તમાન પત્રોના વાંચનારથી ભાગ્યેજ અજાણ્યું હશે. પણ આ સંબંધમાં વધારે મુદ્દાની વાત એ છે કે રાજ્યના વર્તનની પ્રતિચ્છાયા હંમેશાં પ્રજાના વર્તન ઉપર પડે છે અને ભાતભાતના પ્રતિનિધિઓની બનેલી રાજ્યસત્તાના નબળા વર્ત્તનની અસરથી પ્રજાના માનસ ઉપર અનિષ્ટ અસરો થયે જાય છે. રાજા સારો છે કે ખોટો એ સૌ પૂછે છે, ને

જુએ છે; પણ પ્રજાસત્તાકમાં તો વધારે પ્હોંચેલો હોય તે વધારે ફાવે છે. પ્રતિનિધિત્વ એજ એનું તામ્રપત્ર છે અને એ એણે કેમ લખાવી દીધું તેની ખબર એને જ હોય છે. આ ઉપરથી એ પણ સ્હેજ સમજાશે કે પ્રજાસત્તાક રાજ્યવ્યવસ્થાવાળા દેશોમાં અનીતિ અને ગુન્હાઓ દિવસે દિવસે કેમ વધતા જાય છે. ધન પણ એ દેશોમાં વધે છે ખરૂં કારણ કે ભોગ વિલાસોની લોલુપતાને અંગે દરેક માણસ ત્યાં વધારે ને વધારે ધન મેળવવા પાછળ મંડ્યો રહેતો હોય છે; અને ન રહેતો હોય તો તેના ઉપર કરોના બોજા લાદી અને જીવન નિર્વાહ વધારે મોંઘો કરી, રાજ્ય તેને તેમ કરવું પડે એવા વાતાવરણમાં આડકતરી રીતે મૂકે છે. પ્રજાસત્તાક રાજ્યની આ નૈતિક હાનિ પાસે એના સર્વ પ્રકારના લાભો તો હવામાં ઉડી જાય છે.

**બહુમતિનું બળ**

કહેવાતા પ્રજાસત્તાક રાજ્યનો જાણીતો મ્હોટો વાંધો તો કાયમ છે જ અને તે એ કે તેમાં બહુમતિનો પક્ષ લઘુમતિના પક્ષ ઉપર, તેના લાભો ઉપર અથવા તેના આદર્શો ઉપર ગમે તેવું અને ગમે તેટલું આક્રમણ કરી શકે છે અને તેથી જ આવી રાજ્યવ્યવસ્થામાં લઘુમતિવાળા પક્ષોના લાભ કઈ રીતે સંરક્ષિત કરવા એ બધે ઠેકાણે મ્હોટો પ્રશ્ન થઈ પડ્યો છે, અને ચાલતા વાંધાઓને થાગડથીંગડથી પહોંચી વળવાના પ્રયત્નો કરવામાં આવે છે; પણ રામબાણ ઉપાય મળી શકતો જ નથી અને મળી શકે એમ પણ નથી. કારણ કે કોઈ બહુમતિ જો પોતાના વિચારોમાં, આદર્શોમાં અને કર્તવ્યમાં માનતી હોય, તો તે તેનો પ્રસાર કર્યા વિના રહેજ નહિ. એટલે પ્રજાસત્તાક રાજ્યનો કાયદો એવો છે કે આદર્શો, સિદ્ધાંતો અને કર્તવ્યબુદ્ધિનો ક્ષય થઈ ગયો હોય એવી બહુમતિ સમગ્ર જનસમાજના હિતને અર્થે જોઇયે અને આવી બહુમતિ કેવા પ્રકારનું કાર્ય કરે, એ પણ લગભગ અગમ્ય છતાં કલ્પનાગમ્ય છે.

આમ અનેક પ્રકારની હાનિઓ કહેવાતા પ્રજાસત્તાક રાજ્યમાં છે. વળી મૌલિક બાબત તો એ છે કે બસો પાંચસો, કે હજાર દશહજાર કે વધારે મનુષ્યોએ ચુંટેલા પ્રતિ-

**કહેવાતા પ્રતિનિધિ** નિધિઓનું રાજ્ય એને પ્રજાસત્તાક રાજ્ય ગણવું એ જ ભૂલ છે. એક રીતે જોતાં તો એક માણસ બીજા એકનો પ્રતિનિધિ ભાગ્યે જ થઈ શકે છે, તો તે હજારોનો પ્રતિનિધિ શી રીતે થઈ શકે? દરેકના વિચારો જૂદા હોય; અને અત્યારે તો માણસ માણસના વિચારમાં ગાઉઓનું અંતર હોય છે. આ પ્રમાણે કોઇ, સેંકડો કે હજારોનો પ્રતિનિધિ થઈ શકે નહિ અને વસ્તુતઃ જોઇયે તો એ હોતો પણ નથી. 'પ્રજા એને ઉઠાડી મૂકી શકે એમ છે' ઈત્યાદિ વાતો એના જવાબમાં કહેવામાં આવે છે, પણ તે બરાબર નથી. કારણકે ઉઠાડવાનું કામ કાંઈ સહેલું હોતું નથી. ઘરની ખીચડી ખાઇને મહેનત કરીને ઉઠાડી મૂકવાની ખટપટ જ લગભગ અશક્ય હોય છે. વળી એની એકલાની જવાબદારી કયાં હોય છે કે તમે એને ધમધમાવી પણ શકો? 'મ્હેં તો ઘણુંયે કહ્યું' એટલું એ કહી શકે એટલે ચાલ્યું. કેટલાક કહે છે કે આ કારણથી આ પ્રતિનિધિઓ બરાબર નથી અને કેટલાક કહે છે કે બીજા કારણથી બરાબર નથી. કેટલાક કહે છે કે અત્યારે મુડીવાદની સત્તાવાળું પ્રજાસત્તાક છે, માટે ગડબડ ઉભી થઈ છે.* આ બધી બાબતો રાજ્યપ્રકરણના અભ્યાસીને એવી સુવિદિત હોય છે કે તે સંબંધે પિષ્ટપેષણ કરવું જરૂરનું નથી.

---

*The divorce between the realities of power and the theory in modern democratic States, has been noted by observers of *all* schools; it is the special point of the communists to insist that this divorce is not due to accidental and remediable causes, but is inherent in the nature of capitalist democracy

(Encyclopœdia Brittanica, *Communism*, Vol. 20, 1922)

પણ પ્રજાસત્તાક તંત્રની સામે વધારે મ્હોટો અને સ્થાયી વાંધો તો મ્હને એ લાગે છે કે પ્રજાતંત્રનો સિદ્ધાંત બે મ્હોટાં જૂઠાણાંઓ ઉપર રચાયેલો છે. પ્રકૃતિદેવી જૂઠાણાની શરમ રાખતી નથી. એ તો જૂઠાણાંને જ્યાં હોય ત્યાં પછાડે છે અને એ રીતે જ જ્યાં હોય ત્યાં પ્રજાસત્તાક રાજ્ય લોકોને નુકસાનકારક જ નિવડયું છે. જે બે અસત્યો ઉપર પ્રજાતંત્રની ઘોષણા ચલાવવામાં આવે છે તે તરફ હવે નજર કરિયે. એ પ્રજાસત્તાકનો ઉમાટો કેમ બહુ ઉપડયો છે તે કહેવાની ભાગ્યે જ જરૂર હોય. તેમાં સંડોવાયલા સ્વાર્થને લીધે ને જરા આગળ પડવાની કે બીજી સત્તાની આશાને લીધે એનાં ગીતો ગાયા કરે છે. લોકો બિચારા હેરાન થતા હોય છે એટલે જાણે છે કે આમ કરિયે તો ઠીક થાય કે આમ કરિયે તો ઠીક થાય, ને પેલાઓ જે અખતરાઓ બતાવે છે તેની ન છૂટકે હાજીહા કરે છે. પ્રજાતંત્રના પાયામાં પહેલું અસત્ય એ છે કે 'સઘળાં મનુષ્યો સરખાં છે ને સઘળા મતની કિંમત સરખી.' અને બીજું અસત્ય એ છે કે 'બહુમતિનો નિર્ણય એ નિર્ણય વધારે સારો.'

**પાયામાં બે અસત્યો**

હવે સામાન્ય રીતે પણ આપણે જોઈશું તો જણાશે કે બધાં મનુષ્યો, બુદ્ધિ, જ્ઞાન, ડહાપણ અને વિવેકશક્તિમાં સરખાં નથી. કેટલાંક બહુ વાર ભૂલ કરે છે; કેટલાંક સહેલાઈથી બીજાથી દોરાઈ જાય છે; કેટલાંકમાં નિર્ણય કરવાની યોગ્યતા હોતી નથી અને કેટલાંકની પાસે યોગ્ય વિવેક કરવાનાં પૂરતાં સાધનો હોતાં નથી. આવી પરિસ્થિતિમાં એક મતની કિંમત બીજા મતના જેટલી જ ગણવી એ હડહડતા જૂઠાણાને માન્ય રાખવા બરોબર છે. એવા ભિન્ન ભિન્ન કિંમતના મત ઉપરથી પ્રતિનિધિની પસંદગી કરવી અથવા ઠરાવ કરવો અને જેને એક પણ મત વધારે મળે તેને પસાર થયેલા ગણવો એનો અર્થ એજ કે બધા મતોની કિંમત સરખી આંકવી. મત આપતી વખતે અમુક પક્ષના મત આપનારાઓમાંથી થોડા અથવા વધારે મતદારો

મત આપવા જાય તે અને બીજી મત આપવા સંબંધીની પદ્ધતિઓ, તરકીબો અથવા ખટપટોને અંગે જે ગડબડો અથવા ખોટા નિર્ણયો થાય તે વાત તો વળી જૂદીજ. તે વાત અત્યારે આપણે કરતા નથી પણ મતની ગણત્રી ઉપરથી હરકોઈ બાબતનો નિર્ણય કરવાના સિદ્ધાંતની પાછળ સર્વ મતોને સમાન ગણવાનું જે અસત્ય રહેલું છે, તેની આપણે વાત કરિયે છિયે. કાર્લાઈલ ઇત્યાદિ વિચારકોએ બૅલટબૉક્સની ખૂબ બનાવટ કરી છે એ જાણીતું છે.

**વધારે સંખ્યા કોની હોય ?**

તે પછી બીજું અસત્ય પણ લગભગ પહેલાની જોડેજ એક રીતે સંકળાયેલું છે, જો કે એને સ્પષ્ટ રીતે જૂદું પાડી શકાય. સામાન્ય દૃષ્ટિએ અથવા વિશેષ દૃષ્ટિએ ગમે તેમ આપણે જોઇયે તથાપિ આપણને જણાશે કે પ્રખર વિદ્યા, તીવ્ર બુદ્ધિ તથા સદ્‌ગુણ વધારે અંશમાં જેનામાં હોય એવા મનુષ્યો થોડાં નિકળશે. અને એ ત્રણે એકી સાથે વધારે અંશમાં જેનામાં હોય એવાં મનુષ્યો તો દરેક સ્થળે ગણ્યાંગાંઠયાં જ નિકળશે. સામાન્ય રીતે કોઈનામાં એક વધારે હોય તો બીજું થોડું હશે. બીજું વધારે હોય તો ત્રીજું થોડું હોય અને કેટલાકનામાં બધાંય થોડાં હોય, એમ ઘણું ખરૂં જોવામાં આવશે. હવે કોઈ સામાન્ય જથ્થામાંથી સો માણસને લઇને જો આપણે તારણ કાઢિયે, તો આવું જ તારણ નિકળશે. એટલું જ નહિ પણ મ્હોટી મ્હોટી પ્રતિનિધિઓની સભાઓમાં પણ વિદ્યા, બુદ્ધિ અને ચારિત્ર્યના ભાતભાતના રંગરાગ દેખાઇ આવશે અને તેમાં એ ત્રણેની વિશિષ્ટતાવાળી વ્યક્તિઓ થોડી જ માલુમ પડશે. કદાચ કેળવણીવડે બુદ્ધિને તીવ્ર કરી શકાય અથવા વધારે પરિશ્રમ વડે વધારે માહિતી પ્રાપ્ત કરી શકાય પણ ચારિત્ર્ય અથવા સદ્‌ગુણના વિષયમાં તો અનેક ભેદો રહેવાના જ. મનુષ્યના આખા વર્તનનો આધાર તેના જીવનદર્શન ઉપર હોય છે ને જીવનદર્શન એના ચારિત્ર્યને પણ રચે છે. ગમે તે રીતે જોઇયે તોપણ વિદ્યા, બુદ્ધિ અને ચારિત્ર્યની

સમગ્ર યોગ્યતાવાળાં મનુષ્યો થોડાં અને સામાન્ય બુદ્ધિનાં સ્ખલનશીલ મનુષ્યો વધારે, એ જ પ્રમાણનો તરસાળો બધે હોય છે, અને રહેવાનો. ત્યારે બહુમતિથી હરકોઈ વિષયને નક્કી કરવો એટલે સ્વાભાવિક રીતે જ ભ્રમનો, ભૂલનો અથવા નીચાણનો માર્ગ પસંદ કરવો. કદાચ એમ કહેવામાં આવે કે જો સારા નેતાઓ તરફથી મતદારોને સારો માર્ગ બતાવવામાં આવે, તો તેને લોકો શા માટે ન સમજી શકે, અને તેમાં શામાટે મત ન આપે? પણ આ શંકા આપણને બહુ મુદ્દાના પ્રશ્ન તરફ લઈ જતી નથી, કેમકે સારા માણસો, સારા ગ્રંથો અને સારા આદર્શો તો દુનિયાંમાં મોજુદ જ છે, છતાં મનુષ્યો નબળાઇને વશ થાય છે. કેટલીકવાર ભ્રમથી, કોઇવાર લાલચથી, કેટલીકવાર અજ્ઞાનથી તો કોઈકવાર સામા માણસની સફાઈથી આમ બને છેઃ પણ ઘણીવાર બને છે એ તો આપણે જાણિયે છિયે. સામાન્ય માણસો આ રીતે પોતે ખાસ મુદ્દાનાં ગહન રાજ્યપ્રકરણો ઉપર યોગ્ય નિર્ણય ઉપર ભાગ્યે જ આવી શકે; એટલું જ નહિ પણ તેઓ સામાન્ય રીતે ઉશ્કેરનારાઓથી પ્રેરાઈ જવાનો, નબળાઈના માર્ગ તરફ ઢળી પડવાનો અને ખાનગી લાલચોને અંગે ભોળવાઈ જવાનો વધારે સંભવ છે.

**પ્રજાસત્તાકની ભુલભુલામણી**

ઠરાવો કે પ્રસ્તાવો સંબંધે લોકો ડહાપણથી દોરાઈને યોગ્ય નિર્ણય આપી શકે, એમ માની લઇયે, તથાપિ તેમને તો પ્રસ્તાવો ઉપર નહિ પણ જે બે પાંચ ઉમેદવારો—જેને તેવા વાજામાં કામ કરવાની ફાવટ હોય અને ઊભા થયા હોય તેમાંથી કોઈકને મત આપવાનો હોય છે; અને પછી તેમની ઘણું ખરૂં કાંડાં કાપી આપ્યા જેવી જ સ્થિતિ થાય છે. સામસામા પક્ષના નેતાઓ કેટલીકવાર એક બીજાનાં પોગળો ફોડે છે એ જેમણે જોયું હશે, એમને આ વાત એક ને એક બે જેવી ચોખ્ખી લાગશે. દુનિયાંના જૂદા જૂદા દેશોનો ઇતિહાસ પણ મ્હોટા મ્હોટા સમૂહો, અમુક નેતાઓને લીધે ભ્રમોના

માર્ગમાં, નકામા સંગ્રામોમાં અને હાનિકારક રાજનીતિમાં દોરાઈ ગયાની સાક્ષી પૂરે છે. નેતાઓ એટલે હંમેશાં સારા જ હોય અથવા સાચા પક્ષને જ અવલંબતા હોય એમ કાંઈ નથી. રૂપકની ભાષામાં બોલિયે તો નેતાઓમાં પણ દેવ અને દાનવના પક્ષો હોય છે. અને દાનવનો પક્ષ કાંઈ હંમેશાં નબળો હોતો નથી; ઘણું ખરૂં તો દાનવો ભાતભાતની કળાઓમાં અને પક્ષોને નિયંત્રિત કરવાની હોંશિયારીમાં એક્કા હોય છે. તાત્પર્ય એ કે આવી ભૂલભૂલામણીની બાજીમાં સામાન્ય મનુષ્યોને નબળા સિદ્ધાંત તરફ દોરાઈ જવાનો ઉલટો વધારે સંભવ રહે છે; કારણ કે નબળાઇ એના સ્વભાવને વધારે અનુકૂળ પડતી હોય છે. આ બધા ઉપરથી ફલિત એ થાય છે કે સામાન્ય રીતે જોતાં બહુમતિથી જે નિર્ણય થાય, તે વધારે સારો નિર્ણય થવા સંભવ નથી; પણ વધારે નબળાઈવાળો થવા સંભવ છે. વધારે નબળાઇવાળો એટલે જનસમાજના હિતને અથવા કલ્યાણને અંગે અનિષ્ટ. અનુભવ પણ એજ સાક્ષી પૂરે છે. પ્રજાસત્તાક તંત્રો જ્યાં જ્યાં જારી થયાં છે, ત્યાં ત્યાં જનસમાજમાં સડો વધારે પેસતો ગયો છે. દરેક બાબતમાં વધારે સ્વચ્છંદતાને પોષનારાં સાધનોને કાયદાદ્વારા કે બીજી રીતે ઉત્તેજન મળવા માંડયું છે અને જનસમાજ ધીમે ધીમે વધારે ને વધારે અનિષ્ટ હાલતમાં ઘસડાતો ચાલ્યો છે. જ્યાં વાત કાંઈક માઝામાં રહી છે, ત્યાં પણ જોઈશું તો જણાશે કે એટલું પણ જૂનાં સંરક્ષક બળોની પ્રેરણાથી જ બની શકયું છે. અલબત્ત, પ્રજાસત્તાક વ્યવસ્થા હોય, ત્યાં ઉચ્ચ પ્રકારનાં બળો કાંઈજ અસર ન કરે, એમ કાંઇ આપણું કહેવાનું છેજ નહિ. ઉલટું મ્હોટી મ્હોટી વાતોનાં ને વિચારોનાં બણગાં તો વધારે ફુંકાય. કારણ એમ ન કરે, તો લોક ભોળવાય શેના ? પણ એકંદરે પ્રજાસત્તાક અથવા બહુસત્તાક રાજ્યવ્યવસ્થામાં સામાન્ય રીતે નીચી ગતિ તરફ વલણ રહેવાનું, એ બાબતની જ આપણે નોંધ કરિયે છિયે. બહુમતિનો નિર્ણય વધારે ઈષ્ટ તરફ ઢોળાવા કરતાં

થોડા ઈષ્ટ તરફ ઢોળાવા વધારે સંભવ છે. એટલે કે જાડી ભાષામાં કહિયે, તો બહુમતિનો નિર્ણય વધારે ઈષ્ટ હોવો જ જોઇયે, એ માન્યતા ભૂલભરેલી છે.

આપણે જોયું કે પ્રજાસત્તાક રાજ્યતંત્ર અનુભવસિદ્ધ સત્યોથી વિરુદ્ધ છે અને પ્રજાના પોતાના હિતને જ હાનિકારક છે. એક રાજાનું રાજ્ય ખરાબ હોય તોપણ એના કરતાં વધારે ઠીક ગણી શકાય કારણકે એમાં રાજાને ઠેકાણે લાવી શકાય અથવા ઉઠાડી મૂકી શકાય પણ પ્રજાસત્તાક રાજ્યની હાનિઓમાંથી તો છૂટવાનો માર્ગ જ મુશ્કેલ: શિવાય કે તે તંત્રને ઊંચું મૂકીને કે ઊંધું પાડીને બીજા કોઇ સારા માણસના હાથમાં તમે લગામ સોંપો. તેમાં મુશ્કેલી તો બહુજ, કારણ પ્રજાસત્તાક પદ્ધતિએ જે ખોટી ટેવો, ખોટા રિવાજો, ખોટી ભ્રમણા અને ખોટા ચડસો ઉત્પન્ન કર્યાં હોય, તેને ઠેકાણે લાવવા, એ કોણ કરી શકે? એટલે પાછી ક્રાન્તિ. ફ્રાન્સમાં ૧૭૮૯ પછી કેટલીય ધમાલો થઇ ગઈ. ચીન તો જાણે ભુતિયા વાસમાં જ પેઠું છે. અફઘાનિસ્તાન, તુર્કસ્તાન અને ઈરાનનો સનેપાત હજી મટયો નથી. જે માર્ગ પ્રજાકીય રાજતંત્રે ખરાબી કર્યા પછી પણ કામ આવે એવો છે, તેને તે ખરાબી કર્યા પહેલાં જ શા માટે કામમાં ન લાવવો? વધારે ભાર મૂકીને કહેવા જેવી વાત તો એ છે કે પ્રજાકીય રાજ્યની ફત્તેહ પણ જેટલી થોડા ઘણા સારા માણસોની પ્રેરણાને અનુસરવાથી થાય છે, તેટલી બીજાથી ભાગ્યેજ થતી હશે. ચુંટણીમાં પણ સારામાં સારા માણસને ખોળી કાઢવો, એ મુખ્ય મુદ્દો ગણાય છે. એમ કહેવામાં આવે છે કે પ્રજાતંત્રનું સુખ એ છે કે તેમાં સત્તાધીશ ન ગમે, તો તમે તેને ખસેડી શકો છો, પણ ખરી રીતે પ્રજાસત્તાકનું દુઃખ જ એ છે કે તેને ખસેડયું ખસેડાતું નથી. કેમકે જવાબદારીમાં 'જા બિલાડી મોભા મોભ' એવો ઘાટ થાય છે. રાજા હોય તો ખસેડી શકાય, પણ

હાનિકારક રાજ્યતંત્ર

આપ્પી પ્રતિનિધિ કહેવરાવતી સરકારને ખસેડવી, એ મુશ્કેલ મામલો છે. એ તો પ્રતિનિધિઓ બદલો—બની શકે તો—ને કુટાસે જાઓ. બીજી તરફથી એમ પણ કહી શકાય કે પ્રજાતંત્રમાં અદેખાઈ, સ્પર્દ્ધા ઇત્યાદિ એટલાં બધાં વધી જાય છે કે સારા સાચા અને લાયક માણસો એમાં પાછળ જ પડી જાય છે અને ખટપટિયા મ્હોટી તીજોરીવાળા, નટખટ અને થોડાબોલા ને થાંભલાકોરા માણસો જ ઘણુંખરૂં ફતેહમંદ થાય છે. પ્રખ્યાત રાજનૈતિક મૅનકેન અમેરિકાની અત્યારની સ્થિતિ સુદ્ધાંતનું નિરીક્ષણ કરતો કહે છે કેઃ—

Democracy releases the hatred born of envy and gives it the force and dignity of law.

એક વ્યક્તિના હાથમાં મુખ્ય સત્તા હોય, એ વધારે ઇષ્ટ છે એટલું જોયા પછી તે સત્તા વંશપરંપરાનો હક્ક ધરાવતા અને રાજ્ય કરવાની યોગ્યતા ધરાવતા રાજાને મળે એ ઇષ્ટ છે, એ નિશ્ચય ઉપર આવવું બહુ અઘરૂં નથી, કેમકે આગળ સૂચવેલાં કારણો ઉપરાંત પોતાના વંશની કીર્તિને અનુરૂપ થવું, એ ઉદાર આદર્શ પણ રાજાની સમક્ષ રહેવાનો વધારે સંભવ છે. એ આદર્શ વડે દુનિયાંમાં રાજ્ય-વંશીઓએ કેવાં શૂરવીરતાનાં કાર્યો કર્યાં છે અને કેવો પ્રજાપ્રેમ દાખવ્યો છે એની સાક્ષી ઇતિહાસ પૂરે છે.

**રાજાપ્રજાનો સંબંધ**

રાજા પ્રજાનો સંબંધ એ પિતા અને તેની સંતતિના સંબંધ જેવો છે. રાજા સારો જ નિવડે તેને સારૂ તેના શિક્ષણનો કેવો પ્રબંધ હોવો જોઇયે, એ પણ આપણે સૂચિત કરી ગયા. તથાપિ રાજા પોતાની ઇચ્છા પ્રમાણે જ ન વર્તે અથવા તો પોતાના મનમાં આવે એવાં અવનવાં ધોરણો અને સિદ્ધાંતો અથવા પ્રયોગોને પોતાના રાજ્યમાં ધકેલવાને પ્રયત્ન ન કરે એ પણ આવશ્યક છે; અને તેને અંગે રાજ્યબંધારણ અને તેના કાયદા સંબંધે વિચાર કરવાનું પ્રાપ્ત થાય છે. આ સંબંધે જણાય છે કે દુનિયાના

સાધુપુરૂષોએ કરેલા કાયદાઓ પ્રજાને જેટલા હિતકારક થાય છે, તેટલા સો પચાસ કે બસો પાંચસો પ્રતિનિધિઓની ખેંચંખેંચામાં પસાર થયેલા કાયદાઓ કદિપણ હિતકારક થતા નથી. એવા કાયદા બાંધનારા મહાત્માઓ થોડા ઘણા થઈ ગયા છે. તેમનું પ્રત્યેકનું ઘડેલું શાસનતંત્ર એક મહાન સુંદર યંત્ર જેવું હોય છે કે જેમાંનું પ્રત્યેક ચક્ર અને પ્રત્યેક દંડ આખા યંત્ર જોડે તેના એક આવશ્યક અને સુયોગ્ય વિભાગની પેઠે જોડાયેલ હોય છે. એવા દુનિયાંના મનુ ઈત્યાદિ શાસનકારોની શાસના પ્રમાણે રાજા રાજ્ય કરે એજ ઈષ્ટ છે. તે શાસનતંત્રોનું પસંદ કરવા જેવું પ્રધાન તત્ત્વ એ હોય છે કે તે તંત્રો સર્વ પ્રાણીઓના હિતની ઈચ્છાથી, ઉદાર ભાવનાઓથી અને મનુષ્યને ક્રમશઃ અનંત સુખ રૂપ મોક્ષ તરફ લઈ જવાનો આદર્શ ધ્યાનમાં રાખીને સરજાયેલાં હોય છે. સામાન્ય મનુષ્યો પ્રતિનિધિઓ દ્વારા કાયદા ઘડાવે તેને વાસ્તે ઘણામાં ઘણું એટલું કહેવાય કે તે તે લોકોની ઈચ્છાને અનુકૂળ તે કાયદા થયા છે; જો કે એટલું પણ કહી શકાય એમ ઘણીવાર હોતું નથી. પણ સ્ખલનશીલ મનુષ્યની સગવડતા કે ઈચ્છાને અનુકૂળ થવું, એ કાંઈ શાસનતંત્રનો પ્રધાન હેતુ નથી. એ તંત્રને અનુસરે તેની ક્રમશઃ સંતુષ્ટિ, શાંતિ તથા ઉન્નતિ પણ સાધવી, એ શાસનતંત્રનો ઉદાર આદર્શ છે. શાસનતંત્ર પ્રજાના હિતને અર્થે પ્રવર્તે તેને સારૂ એ આવશ્યક નથી કે પ્રજાએ પોતે જ તે રચવું જોઇયે. કદાચ પ્રજાની ખેંચતાણમાં તો ઉલટું કાર્યતંત્ર વધારે બગડવાનો સંભવ રહે. આ બધા ઉપરથી એ નિષ્કર્ષ નીકળે છે કે રાજ્ય સમગ્ર સમાજના હિત, વ્યવસ્થા અને સંરક્ષણને અર્થે જ છે. એ હિત સાધવા જતાં વ્યકિતઓના ઉન્નતિ સાધવાના માર્ગમાં તેણે બહુ થોડું વચ્ચે પડવું જોઇયે. દુષ્કૃત્ય અને અન્યાય ઓછાં થાય એ તેનો આદર્શ હોવો જોઇયે; અને ન્યાય અને સંરક્ષણને અર્થે આવશ્યક પ્રક્રિયાઓને તેણે સાધવી જોઇયે. રાજ્યતંત્ર પ્રજાના હિતને અર્થે જ હોવું જોઇયે, પણ તે

અનેકતંત્ર હોય એ જરૂરનું નથી. કાયદા અથવા શાસનાનું તંત્ર સનાતન સત્યોના પાયા ઉપર સાધુચરિત મહાત્માઓએ રચેલાં શાસનતંત્રોમાંનું જ કોઈ હોવું જોઇયે. વંશપરંપરાથી અને વિદ્યા, વિનય ઈત્યાદિથી યોગ્ય એક રાજા એ રાજ્યતંત્રનો સંચાલક અને શાસનતંત્રનો અનુવાહક હોવો જોઇયે. આવા પ્રકારની રાજ્યવ્યવસ્થા ઉન્નતિને ઇચ્છતી સંસ્કારી પ્રજાને ઈષ્ટ છે. આ વ્યવસ્થામાં વિવિધ પ્રકારના રાજ્યતંત્રોના લાભો સમાયેલા છે. એકતંત્ર રાજ્યની શકિત એમાં છે અને અનેકતંત્ર રાજ્યની ગડબડો એમાંથી ઉડી જાય છે. લોકોનું હિત ખોળી કાઢવાને અર્થે તેમાં લખલૂંટ ખર્ચો કર્યા વિના લોકોના હિતની જ સંયોજના છે; ઘડીએ ઘડીએ બદલાતા કાયદાઓની અવ્યવસ્થાને તેમાં સ્થાન નથી; અને મનુષ્યો રાજ્યખટપટમાં પરોવાઈ જઈ અધોગતિએ ન પહોંચતાં પોતાના અભ્યુદય અને નિઃશ્રેયસ્‌ને સાધવાના કાર્યમાં સરળતાથી યોજાયેલાં રહે તેને સારૂ સગવડતા છે.

રાજ્યપ્રકરણની આ બધી બાબતો નોંધતાં આપણે કહી દેવું જોઇયે કે વાસ્તવિક રીતે જોતાં મનુષ્યોને ઉન્નત કરવાં એ જ રાજ્યતંત્રની ઉન્નતિનો રાજમાર્ગ છે. અત્યારના

**યંત્ર કે યાંત્રિકો?**

સમયમાં ઘણાખરા લોકો તંત્રના ઉપર ભાર મૂકે છે અને ઉપરાઉપરી નવાં નવાં યંત્રો ગોઠવવાથી તંત્ર સુધરી જશે અને તેથી સારૂં કાર્ય થવાની ખાતરી રહેશે, એમ એ લોકો માને છે. દૂધ સારૂં મળતું નથી તો કહેશે કે દૂધ તપાસનારા ઇન્સ્પેકટરો નીમો; તેઓ ગડબડ કરે છે તો કહેશે એમને સારૂ વર્તનના કાનુનો ઘડી કાઢો કે વખતસર અને બરોબર કામ કરે. પણ દૂધમાં પાણી નાંખ્યું છે કે નથી નાંખ્યું કે કેટલું નાંખ્યું છે, એની ખબર નથી પડતી, તો કહેશે દૂધમાં પાણી કેટલું છે તે માપવાના સંચા મંગાવો. તે છતાં ઈન્સ્પેકટરો દૂધવાળાના મારેલા હોય છે, એમ માલુમ પડી આવે તો એના ઉપર કમિશન બેસાડો કે કેસ ચલાવો કે તપાસની કમીટી નીમો. તપાસની કમીટી

એ બાબતની તજવીજ કરી રહે તે પહેલાં સંચામાં ન પકડી શકાય એવી રીતે દૂધમાં ભેળસેળ કરવાનો નવો માર્ગ ખોળી કાઢવામાં આવ્યો જ હોય અને પછી પાછી એની એજ પીડાઓ. આ એક માત્ર દૃષ્ટાંત છે. આના કરતાં મ્હોટાં દૃષ્ટાંતો પણ ઘણાં છે અને તે રાજનીતિજ્ઞોને અજાણ્યાં નથી. તંત્ર તો એક જડ વસ્તુ છે તેને ચલાવનારાં મનુષ્યો સારાં અથવા નરસાં હોય તે ઉપર જ તેનો આધાર છે. કેટલેક ઠેકાણે પ્રજાતંત્રનાં ચોકઠાં પણ કેટલુંક સાધારણ સારૂં કામ આપે છે, એનું કારણ એ છે કે ઉદાર આદર્શોમાં માનનારા, જીવનને જનસેવાના સાધનરૂપ સમજનારા, ધર્મભાવનાઓને અનુસરનારા સારા સારા નેતાઓ ત્યાં હોય છે, બીજા તેમને માને છે અને અનુસરે છે. પણ જે વખતે પોતપોતાનો સ્વાર્થ એજ માત્ર પ્રધાન વસ્તુ થશે અને ધર્મના ઉદાર આદર્શો મનુષ્યના હૃદયમાંથી નષ્ટપ્રાય થશે, ત્યારે ખરેખરી તો જોવાજેવી ધમાધમી થશે. પણ એ પરિસ્થિતિ પ્રકૃતિના નિયમોથી એટલી બધી અસંગત છે કે એ લાંબી ટકવાની જ નહિ, અને તરત જ કોઈ મ્હોટા સરદારની સૈન્ય શક્તિમાં તેનો અંત આવવાનો.

**આર્યોની રાજ્ય-ભાવના**

શુભ સંસ્કારવાળા આર્ય માનવસમૂહની રાજ્યભાવના કાંઇક આવી છેઃ પ્રજાનું રંજન અને રક્ષણ કરનાર રાજ્યનો ઉપરી એક રાજા હોય. તે વંશપરંપરાના અધિકારથી અથવા સંગ્રામમાં વિજયના અધિકારથી રાજ્ય કરે. એની સઘળી રાજ્યવ્યવસ્થા ધર્મના ગ્રંથોમાં નિશ્ચિત કરેલા કાયદાઓથી સર્વદા નિયંત્રિત થાય, અને વિવિધ વિભાગના મંડળદ્વારા તે રાજ્યનું કાર્ય યંત્રિત અને નિયમિત થાય. રાજા સારા ગુરૂકુળમાં રહીને યોગ્ય શિક્ષણ પામ્યો હોય, ત્યારે જ રાજ્યગાદીને સારૂ તેની યોગ્યતા ગણાય તેના કુળના આચાર્ય વા પુરોહિત તરીકે વિશુદ્ધ, પરંપરાનો શ્રોત્રિય અને વ્યવહારનિપુણ એક અનુભવી બ્રાહ્મણ હોય જે રાજાથી સ્વતંત્ર

હોય અને રાજાને પૂજ્ય હોય. એવાની સંમતિ વા વિરોધથી રાજાની પણ યોગ્યતા અથવા અયોગ્યતા પ્રજા આંકે. પ્રજાનો હરકોઇ મનુષ્ય રાજાના ભર્યા દરબારમાં પોતાની અરજ લઈ જઈ શકે. સર્વ મનુષ્યોને સદાચારથી રહેવાની સ્વતંત્રતા અથવા છૂટ હોય; અને પાપાચરણ કરવાની અથવા પાપાચરણમાં પ્રેરવાની સત્તા કે સ્વતંત્રતા કોઇને ન હોય. પાપ અને પુણ્યનાં ધોરણો ધર્મશાસ્ત્રોમાં કહેલાં હોય, તે પ્રમાણે સમજવામાં આવે. વ્યક્તિને અથવા સમુદાયને પાપમાંથી અથવા દોષમાંથી સુરક્ષિત રાખવાને સારૂ રાજા અથવા સમાજ ઉપાયો લઈ શકે. તેમાં પણ સદાચારની જ સ્વતંત્રતા હોય, દુરાચારની ન હોય. રાજા સદાચારને અનુકૂળ વાતાવરણનો પ્રચાર કરે તથાપિ રાજ્ય જે તે બાબતમાં લોકોના જીવનવ્યવહારમાં હાથ ઘાલે નહિ. જમીનની આવકનો છઠ્ઠો ભાગ રાજ્ય ચલાવવાના ખર્ચને સારૂ રાજા લઇ શકે અને તેજ તેની ઇતિમર્યાદા છે. એટલામાં જ એણે ખર્ચ ચલાવવું જોઇયે, એથી વધારે ખર્ચ હોય તો તે અટકાવીને કરની હદમાં તેને લાવી મૂકવું જોઇયે. જેમ રાજ્ય વધારે સારૂં હોય તેમ એને આવકના પ્રમાણમાં ખર્ચ ઓછું હોય, કારણ કે તે રાજ્યમાં ગુન્હાઓ બહુ હોય નહિ; અને લોકો કર્તવ્યપરાયણ હોવાથી તકરારો અને બખેડા પણ ન હોય. પ્રજાનો પ્રત્યેક મનુષ્ય પોતાને જે કહેવાનું હોય, તે પોતે જ રાજા પાસે કહી શકે. એનું કહેવું ખરૂં હોય, તો બીજાઓના મત વધુ પડવાથી, તેની વાત મારી જાય એમ ન બને. ભિન્ન ભિન્ન અભિપ્રાયનાં સેંકડો મનુષ્યોના પ્રતિનિધિને નામે કોઈ માણસ જે તે બાબતમાં પોતાનો મત આગળ કરી ન શકે. રાજાનો પુરોહિત આચાર્ય એ રાજાના વર્તનની યોગ્યાયોગ્યતા દેખાડનાર હોકાયંત્રનું કાર્ય કરે અને રાજાના અષ્ટ પ્રધાનો તે યુદ્ધ, રાજનીતિ, અર્થશાસ્ત્ર ઇત્યાદિ વિષયોમાં નિપુણ નેતાજનો હોય. એમનું કર્તવ્ય એ કે પ્રજાના હિતને અર્થે ધર્મશાસ્ત્ર પ્રમાણે રાજાને આધીન રહીને રાજ્યનો કારભાર ચલાવવો. એટલે એકંદરે આર્ય રાજ્યપદ્ધતિને ધર્મસત્તાક

રાજ્યપદ્ધતિ કહી શકાય. આ પદ્ધતિ પ્રજાના સંપૂર્ણ હિતની સાધક હોવાથી પ્રજાસત્તાક પદ્ધતિના ઇષ્ટ હેતુઓને તે પાર પાડે છે. કાયદાઓ ઇશ્વરપ્રણીત શાસ્ત્ર મુજબ હોવાથી તેમાં કોઇ ગડબડ કરી ન શકે. રાજા વંશપરંપરાગત હોવાથી નેતાઓમાં રાજ્યલોભ અથવા રાષ્ટ્રપતિ થવાના લોભના અનર્થો ન થાય; અને રાજ્યને યોગ્ય પ્રધાનોદ્વારા નિપુણ કાર્યકરોનો લાભ થાય. પ્રતિનિધિઓ ઉભા કરવા, તેમને ચુંટવા, તેમને ઠેકાણે રાખવા, તેમનું નિયમન કરવું, તેઓ ભેગા થઈ ઊંધા એકડા થાપે, પ્રજાના ઉપર વધારે કરો લાદે, તેમ કરતા તેમને અટકાવવા અને તેઓ કદાચ ઉલટે માર્ગે ચઢી ગયા હોય, તો એ આખા તંત્રનો અંત આણવાનું અતિ દુઃસાધ્ય કાર્ય પાર પાડવું; આ બધી માથાકુટમાંથી પ્રજા બચે છે અને તે બધાને અંગે પ્રજાના ઉત્તમ જનોએ રાતદિવસ રાજ્યતંત્રના ઉપર ડોળા કાઢીને નજર રાખ્યા કરવી પડે તે પરિસ્થિતિ આર્ય રાજતંત્રમાં હોતી નથી. જો રાજા પોતે સદાચરણી હોય, તો રાજાનું બળ એટલું બધું વધી જાય છે કે, તેની કીર્તિની સાથે તેનું રાજ્ય પણ સુદૃઢ થઈ જાય છે.

રાજા પોતાની પ્રજાનું કલ્યાણ કરે એટલું જ નહિ પણ આવા સુધાર્મિક રાજા પોતાની આણ બીજા દેશોમાં પણ ફેરવી શકે. અને તેને સારૂ અશ્વમેધ યજ્ઞ, રાજસૂય યજ્ઞ ઈત્યાદિ ઉપાયો સુપ્રસિદ્ધ છે. એકસત્તાક ને બહુસત્તાક, રાજાસત્તાક ને પ્રજાસત્તાક બધી રાજ્યપદ્ધતિઓના લાભ આર્ય રાજ્યપદ્ધતિમાં છે, અને તે બધીના ગેરલાભો અથવા હાનિઓ આ પદ્ધતિમાં અસ્ત થાય છે. આ પદ્ધતિના આવા સ્વયંસિદ્ધ બળવડેજ પુરાતન સમયમાં સેંકડો રાજાઓ ઉત્તમ રીતે રાજ્ય કરી ગયા અને તેમની કીર્તિ હજી પણ ગવાય છે. એની એ સ્વતઃસિદ્ધ શક્તિ વડેજ જે જે રાજા એ પદ્ધતિને સ્વીકારે, તેને એ સિદ્ધિ આપી શકે. ભારતવર્ષમાં લગભગ અડધા ભાગ જેટલાં દેશી રાજ્યો

**સંસ્કૃતિનો પ્રચાર**

છે, તે પણ જો ધારે તો આ દુનિયાંની આદર્શ રાજ્યપદ્ધતિ વડે કૃતકૃત્ય થઈ શકે. દુનિયાંના બીજાં રાજ્યો પણ એજ પ્રમાણે કરી શકે. સનાતન ધર્મનાં શાસ્ત્રો વધારે પુરાતન છે એ ખરૂં પણ સઘળા ધર્મોમાં એના એજ સિદ્ધાંતોનું અનુકરણ છે અને તે ધર્મો વા પંથોના કાયદાઓ ઘડીમાં લખાતા અને ઘડીમાં ભૂસાતા આમની સભા અને તેમની સભાઓએ બાંધેલા કાયદાઓ કરતાં હજાર દરજ્જે વધારે સારા અને સુશ્લિષ્ટ છે, એમાં મ્હને તો કાંઈ સંદેહ નથી. અત્યારે પણ ભારતવર્ષમાં 'મનુસ્મૃતિ'નો કાયદો અને મુસલમાની સરેહ ચાલે છે.

આ રીતે આપણે જગતના ઇતિહાસના દૃશ્ય ઉપરથી ઉન્નતિનું તત્વ શું છે, એ જોવાનો યત્ન કર્યો. અને તેને અનુસરીને વ્યક્તિની તેમજ સમાજની આધ્યાત્મિક, નૈતિક, આર્થિક, સામાજીક અને રાજકીય ઉન્નતિ કેવી રીતે થઈ શકે એ આપણે જોયું. એ બધાનો સારાંશ થોડા શબ્દોમાં ભાગ્યેજ કહી શકાય. તે છતાં ઉન્નતિના મહામાર્ગનાં પ્રધાન સૂત્રોનો નિર્દેશ કરવો અને થોડા શબ્દોમાં આપણા તાત્પર્યને પુનઃ પ્રદર્શિત કરવું એ અત્યારના વિચારવિપ્લવોના સમયમાં વધારે આવશ્યક છે કે જેથી એ સૂત્રોના ગુંથેલા પટકુળ વડે આપણે જો ચાહિયે, તો સુરક્ષિત રહી શકિયે. મનુષ્યોમાં અનેરી શક્તિઓ છે. તેમાં બુદ્ધિશક્તિ વળી અતુલ્ય છે. એ બુદ્ધિશક્તિના પ્રકાશને સારૂ ધર્મશાસ્ત્રો છે; અને બુદ્ધિના મંતવ્યને સુનિશ્ચિત કરવાને તેજ શાસ્ત્રો પ્રમાણરૂપ છે. તે શાસ્ત્રોમાં જેને શ્રદ્ધા હોય અને તેને અનુસરે તેનું ધન્યભાગ્ય. પણ તે ધન્યભાગ્ય બધાને પ્રાપ્ત થયેલું હોતું નથી, તેમને સારૂ ઉન્નતિનાં સૂત્રોનું પુનર્વિધાન કરિયે. આત્મા સત્ય છે, જગતનો સાક્ષી આત્મા તેજ સત્ય છે અને જગત્ પ્રતિક્ષણે બદલાતું જાય છે. એમાં કેટલાક તર્ક્ય અને કેટલાક અતર્ક્ય નિયમો વડે રચના ચાલી રહી છે. તે રચના આપણને આધીન નથી પણ આપણાં શરીરો તેને આધીન છે. આત્મા અને શરીર ભિન્ન છે. આત્મા સાક્ષી છે,

ઉન્નતિનું પ્રધાન તત્ત્વ

ચૈતન્યરૂપ છે, અને આનંદમય છે. જગત્‌ના વિપ્લવો અને વિકૃતિમાં ગુંચાવાથી તેના આનંદનો તિરોભાવ થાય છે. તે તેમાં ન ગુંચાય તેમ એને વધારે આનંદની ઉપલબ્ધિ થાય. એ આનંદને સારૂ વ્યક્તિ, રાજ્ય અને સમાજ ત્રણે યત્ન કરે. જેટલી જેટલી નિવૃત્તિની સાધના જે વ્યક્તિ, જે રાજ્ય, જે સમાજ વધારે સાધે તેટલી તેની શ્રેષ્ઠતા. તેની કીર્તિ પણ તેથીજ વધે. જગત્‌ના અથવા સંસારના મમતોમાંથી છૂટવું એજ સદાચારની પરાકાષ્ઠા. સ્વાર્થત્યાગ, સમાજસેવા, ઉદારતા, દાનશીલતા ઈત્યાદિ અનેક ભાવનાઓ એ સૌ એનાંજ ભિન્ન ભિન્ન સ્વરૂપો છે. સંસારભ્રમણમાંથી નિવૃત્તિ અને અંતરાત્માની સંતુષ્ટિનો માર્ગ એજ ઉન્નતિનો મહામાર્ગ છે. ધર્મમાં આસ્થા હોય, તેને સારૂ પણ એ અને ધર્મમાં આસ્થા ન હોય, તેને સારૂ પણ એજ માર્ગ છે. એ માર્ગમાંજ વ્યક્તિની સંતુષ્ટિ, જનસમાજની શાંતિ અને રાજ્યની પુષ્ટિ જાણે મૂર્તિમંત થઇને સદા વિચરે છે અને વસે છે.

**ક્રિયાપ્રધાન પ્રવૃત્તિ**

એટલું ધ્યાનમાં રાખવાનું છે કે જે ઉન્નતિના માર્ગની અંહિ રૂપરેખા દોરી છે, તે સર્વસાધારણ છે, આખા દુનિયાંની મનુષ્યજાતિને સારૂ છે, એટલે એમાં ઝીણી ઝીણી બાબતોમાં હું ઉતર્યો નથી. ઉન્નતિનો સાર્વત્રિક સિધ્ધાંત નિરૂપણ કરવાનો જ મ્હારો મુખ્ય આશય છે. એ ઉન્નતિના માર્ગમાં પોતપોતાની પરિસ્થિતિ પ્રમાણે પ્રત્યેક મનુષ્યનો તેમજ પ્રત્યેક પ્રજાનો પણ અધિકારભેદ આપણે સૂચવ્યો. એ ઉન્નતિનું ધ્યેય પણ આપણે સૂચવ્યું. એ ધ્યેય તરફ ત્રણ રીતે જઈ શકાયઃ સત્કર્મથી, પ્રભુભક્તિથી અથવા પરમસત્યના જ્ઞાનથી. જેને કાંઈક કરવા તરફ મનનો જુસ્સો ઉછળતો હોય, તે ભિન્ન ભિન્ન પ્રકારનાં સત્કર્મો વડે ઉન્નતિનો માર્ગ સિદ્ધ કરે. જેમકે, પોતાના બન્ધુઓને અને બ્હેનોને તે તન મન અને ધનની સહાયતા કરે અને પવિત્ર બુદ્ધિથી એમની સેવા કરે. મનુ-

ષ્યોનું જ નહિ પણ પ્રાણીમાત્રનું હિત કરવાનો તે પ્રયત્ન કરે. તેમને સુખ આપવાને, સંતુષ્ટ કરવાને અને શાંતિના પાઠ ભણાવવાને તે યત્નશીલ રહે. બર્નાર્ડોના આશ્રમના નિરાધાર મનુષ્યોને ખાણું આપવું કે પોતાના જ્ઞાતિબંધુઓને ભોજન આપવું, કે માછલાં-ઓમાં રામનામની ગોળીઓ વેરવી કે કીડીઓનું કીડીઆરૂં પૂરવું કે શકુન્તલા ઝાડોને પાણી પાતી એમ પ્રભુની સૃષ્ટિના જીવોને પાણી પાવું એ બધા જીવોની સેવાના વિવિધરંગી માર્ગો છે.

**આદર્શપ્રધાન મનોવૃત્તિ**

પણ કેટલાકને સ્વાભાવિક રીતે જ ક્રિયા તરફ બહુ વલણ હોતું નથી, ને એમનામાં ભાવના વિશેષરૂપે હોય છે; એમના હૃદયમાં પ્રેમ ઉભરાતો હોય છે; અને થોડી ઘણી બાહ્યક્રિયાથી એમને પર્યાપ્તિ લાગતી નથી. એવાં મનુષ્યોને સારૂ ભક્તિનો માર્ગ છે. ઈશ્વરની ભક્તિનો અને ઈશ્વરરૂપે આખા જગત્ તરફ સર્વોત્તમભાવની ઉદાર ભાવનાનો માર્ગ એમની ઉન્નતિને અર્થે એમણે સ્વીકારવાનો હોય છે. સૌ મનુષ્યો તરફ—સર્વે પ્રાણીઓ તરફ અથાગ અને પવિત્ર પ્રેમથી જોવું, એમનામાં ઈશ્વરબુદ્ધિ કરવી. સર્વત્ર સંવાદ અને સ્નેહનાં આંદોલનો પ્રસરાવવાં, કડવાશ હોય ત્યાં મિઠાશ ઉત્પન્ન કરી દેવી, અને દ્વેષ હોય ત્યાં બંધુભાવ પ્રેરવો; આપણે સર્વે એક મહાપ્રભુનાં જ બાળકો અથવા અંશો છિયે, એક છિયે એ ભાવનામાં જ સદા વિચરવું: એ બધો ભક્તિયોગનો માર્ગ છે. એમાં ક્રિયાનો અતિ પરિશ્રમ નથી. તેને સારૂ સાધનોની બહુ અપેક્ષા નથી. ભાવનાનું જ એમાં પ્રાધાન્ય છે. ભકિતયોગનો અનુયાયી ભાવના વડે જ જગત્‌ને જીતે છે, અથવા કહિયે કે જગત્‌ને પોતાનું કરી લે છે: જ્યારે કર્મયોગનો અનુયાયી દુનિયાંને પોતાનું સર્વસ્વ અર્પણ કરવાને તૈયાર થાય છે. વળી બીજા કેટલાકને ક્રિયા તરફ બહુ અભિરૂચિ હોતી નથી, તેમ જગત્‌ના વિસંવાદમાં સંવાદનું વાતાવરણ બનાવી દેવામાં પણ તેમને ફાવટ

લાગતી નથી. નરસિંહમહેતાનો ભક્તિયોગ કહિયે પણ તેને અગવડો અને મુંઝવણો પુષ્કળ આવી. ક્રાઇસ્ટે પ્રભુભક્તિ, સર્વાત્મભાવ અને ત્યાગના માર્ગનો બોધ ફેલાવ્યો, પણ તેને ક્રૉસને લાકડે ચઢવું પડયું. આવું બધું કેટલુંક જગત્માં છે પણ ખરૂં.

**વિચારપ્રધાન મનોવૃત્તિ**

આ કારણને લીધે અથવા પોતાના સ્વભાવથી જ કેટલાંક મનુષ્યોનું લક્ષ્ય જ્ઞાનદૃષ્ટિ મેળવવા તરફ વધારે હોય છે. દુનિયાંમાં જે દુઃખ દેખિયે તેને આપણે બને તેટલી મહેનતે ઓછું કરવું એ એક રસ્તોઃ મ્હારૂં તારૂં કરવાથી જે અનેક દુઃખો થાય છે, તેને બદલે સર્વાત્મભાવથી અનુકૂળતા કરી લેવી એ બીજો રસ્તોઃ અને એ બધાં, દુઃખોના ભરેલા જગત્થી વૈરાગ્યવડે અને જ્ઞાનવડે પોતાના આત્માને અલગ કરી દેવો એ ત્રીજો રસ્તો. જ્યાં સુધી જગત્માં ઊંધાંચતાં કર્મો છે, મ્હારૂં તારૂં ને રાગ દ્વેષ છે, ત્યાં સુધી સુખદુઃખ જગત્માં રહેવાનાં ને રહેવાનાં. એને જગત્માંથી કાઢવાની માથાકૂટમાં જ શા માટે પડવું? આપણે પોતે જ અલગ શા માટે ન થઈ જવું? એ દૃષ્ટિ ત્રીજા પ્રકારનાં મનુષ્યોની હોય છે અને તેઓ સીધાં જ ત્યાગવડે જ્ઞાનમાર્ગ તરફ ચાલ્યાં જાય છે. આપણામાંનાં ઘણાંખરાં દુનિયાંનાં મનુષ્યો હોવાને લીધે દુનિયાં તરફ થોડી ઘણી મમતાવાળાં હોય છે એટલે કર્મ અથવા ભક્તિનો માર્ગ આપણને વધારે ફાવે છે. શંકરાચાર્ય જેવા કોઈક જ અવતારી પુરૂષો થાય છે કે જે સીધા જ જ્ઞાનમાર્ગના ઉન્નત શિખર ઉપર ચાલ્યા જાય છે. જ્ઞાગમાર્ગનું તત્વ એ છે કે જગત્ એ માયામાત્ર છે, ક્ષણપરિણામી છે, અને જડ પ્રકૃતિનું કાર્ય છે. આત્મા તેનાથી જૂદો છે, અને જે ક્ષણથી તેમાં તે સંડોવાય છે, ત્યારથી જ એની આંધી, ઉપાધિ અને આપત્તિઓ શરૂ થાય છે. 'બ્રહ્મ જ સત્ય છે જગત્ મિથ્યા છે,' એ પરમ સત્યનો અનુભવ કરવો એ જ સર્વ દુઃખોમાંથી છૂટવાનો એકાંતિક માર્ગ છે. એ દર્શન પ્રાપ્ત કરવું એમાં જ એને

ઉત્સાહ અને રૂચિ થાય છે. દુનિયાંના અનેક મોહો, મમતાઓ, અને માયાજાળો જે એને આડાં આવે છે, તેનો એ ત્યાગ કરી દે છે. જગત્નો ઇતિહાસ જાણવો, જગત્ના પદાર્થોનું વિજ્ઞાન મેળવવું, મનુષ્યોના સ્વભાવનું પૃથક્કરણ કરવું અથવા એ બધાં ન જાણ્યા છતાં જાણવાનો સંતોષ માનવો એ બધા પ્રકારની આત્મવંચનાને એ ફેંકી દે છે. એવી માહિતીઓ એ એના જ્ઞાનનો આદર્શ નથી. જે જાણ્યાથી બધું જણાઈ જાય એ વસ્તુને જ જાણવાનો એનો એકાંતિક પ્રયત્ન હોય છે; અને એ તત્વજ્ઞાનવડે આખા જગત્ ઉપરનું સામ્રાજ્ય એને પ્રાપ્ત થાય છે. મ્હોટા મ્હોટા બુદ્ધિમાનો પણ એની પાસે જે વખતે બેસે છે, તે વખતે પોતાના બધા બુદ્ધિવૈભવોના તરફ હસતા હસતા એના પરમ જ્ઞાનની આનંદમય સમાધિમાં ઠરી જાય છે. જગત્ના અત્યંત મેધાવીઓને એજ માત્ર વશ કરી શકે છે. મંડનમિશ્ર જેવા ઉદાર કર્મભાવનાપરાયણ થયેલાને તેમ જ બુદ્ધ જેવા જગત્ તરફ પ્રેમભાવની પરાકાષ્ટાને સાધનારાઓ જગત્ને શિખરે વિરાજે છે; પણ એના ઉપર વિજય કોઈ મેળવી શકે, તો તે યાજ્ઞવલ્કય અને શંકરની ભૂમિકાવાળા જ હોય છે. જેમ હાથ અને પગ કરતાં હૃદયમાં વધારે શક્તિઓ ભરી છે અને એ હૃદયના કરતાં પણ જ્ઞાનતંતુઓના કેન્દ્રરૂપ મગજ વધારે બળવાન છે, તેમ કર્મ કરતાં ભક્તિ, અને ભક્તિ કરતાં જ્ઞાન ઉત્તરોત્તર ઉન્નત છે, એમ કહી શકાય. પણ જેમ હાથપગનું કામ હાથપગ જ કરે છે, હૃદયનું કામ હૃદય જ કરે છે અને મગજનું કામ મગજ જ કરી શકે તેમ, જેની જેની યોગ્યતા તે માર્ગમાં જ તેને ફાવટ આવે છે; અને બીજા માર્ગમાં એકાએક ઝંપલાવવા જાય, તો જડભરતની પેઠે કે વિશ્વામિત્રની પેઠે વચમાં થોડી ઘણી ગડબડ થઈ જવાનો પણ પ્રસંગ આવે છે. તથાપિ કલ્યાણ તરફ જવાનો કોઈપણ માર્ગ સાધનારની કદાપિ દુર્ગતિ તો થતી જ નથી. આની આ વાત અનેક ઠેકાણે ધર્મશાસ્ત્રોમાં કહી છે, ભગવાન શ્રીકૃષ્ણે ભગવદ્ગીતામાં કહી

છે. મ્હારા જેવાએ એ વાત કહેવામાં કાંઇ નવીનતા નથી. નવીનતા હોય તો માત્ર એટલી જ છે કે તે મ્હારા પોતાના અનુભવથી અને મ્હારી પોતાની હૃદય તેમ જ બુદ્ધિની નિષ્ઠાથી મ્હારા પોતાના સંદેશ તરીકે પણ હું એને કહૂં છું. દુનિયાંમાં એમ બનતું આવ્યું છે કે જે મનુષ્યો મ્હોટાની આજ્ઞા માનતા નથી, તેમણે પણ ન્હાનાઓના સ્નેહસંદેશો સ્વીકાર્યા છે.

આ રીતે આપણે ઉન્નતિના માર્ગની મુખ્ય મુખ્ય રેખાઓનું નિર્વાચન કર્યું. એ વિષય એટલો બધો મ્હોટો છે કે આટલા ન્હાના નિબંધમાં એનું પૂર્ણ અથવા સંતોષકારક વિવેચન ભાગ્યે જ થઇ શકે; અને એમ કરવાનો અત્ર હેતુ પણ નથી. આપણે એ કહેવાનું છે કે

જૂનો માર્ગ

ઉન્નતિનો મહામાર્ગ નવો ખોળવા જવો પડે એમ નથી. એ સનાતન અને પુરાતન છે. એમાંથી આપણે ખસીને આડાઅવળા ગયા હોઇયે, ત્યાંથી પાછા હઠીને એજ માર્ગને પકડવાનો છે; આપણે હિન્દુઓએ જ નહિ, આપણે ભારતવાસીઓએ જ નહિ પણ સમગ્ર માનવજાતિએ. એ માર્ગ ઊંધો અથવા ઝાડી ઝાંખરાવાળો કે કાંટાવાળો છે, એમ આપણને કહેવામાં આવે, તેની આપણે પરવા કરવાની નથી; પણ ઉન્નતિના એ એકાંતિક માર્ગને જ સાધવાનો છે. એ ઉન્નતિના માર્ગનું પ્રધાન તત્વ સંયમ છે; અને અનાસક્તિ વડે એ સંયમને સાધી શકાય છે. સંયમનો માર્ગ કહો, ત્યાગનો માર્ગ કહો, અનાસક્તિ યોગ કહો, મનોનિગ્રહ કહો એ બધી એક જ વસ્તુની જૂદી જૂદી બાજુઓ છે, એકજ તત્વની જૂદી જૂદી પરિભાષા છે. વ્યવહારમાં પણ જેટલો સંયમ એટલું વધારે સુખ: માણસ જેટલો ખરો ત્યાગ કરે એટલો એ વધારે પૂજાય. રાજકીય વિષયને સારૂ હોય તો ત્યાં પૂજાય, સામાજીકમાં હોય તો સમાજમાં પૂજાય, આર્થિકમાં હોય તો આર્થિક સમુદાયમાં પૂજાય. સંયમમાં શકિત પણ ભરી છે. વિદ્યાલયની પરીક્ષામાં મ્હોટું ઇનામ

મેળવવું હોય, તોપણ સંયમની સાધના કરવી પડે. દુનિયાંની પરીક્ષામાં આગળ પડવું હોય તોપણ જર્મનીના વિદ્વાનો અને વૈજ્ઞાનિકોની પેઠે અસાધારણ તપશ્ચર્યા સાધવી પડે. દેશભક્તિની પરીક્ષામાં પસાર થવું હોય, તોપણ બીજા બધાનો પરિત્યાગ કરીને દેશનાં કાર્યને સારૂ જ ગાંધીજી કે મુસોલિનીની પેઠે અવિરત પરિશ્રમની સાધના કરવી પડે. જેટલી વધારે સંયમપૂર્વક તપશ્ચર્યા તેટલી સાધનાની સિદ્ધિ. જેટલો વધારે પરિત્યાગ એટલું મનુષ્યોનાં મનનું વધારે આકર્ષણ. પ્રજા, રાષ્ટ્ર અથવા દેશની ભાવના કરતાં સામ્યવાદીઓએ સર્વ મનુષ્યોના હિતની ઉદાર આંતરરાષ્ટ્રભાવના સ્વીકારી, અને એ લોકોએ સમગ્ર દુનિયાંનું આકર્ષણ કર્યું. રાષ્ટ્રની ભાવના, પ્રજાકીય ઐક્યની ભાવના અથવા દેશભક્તિની ભાવના પણ માનવજાતિના કલ્યાણની ભાવના પાસે જાણે ન્હાની બની જાય છે.

ધર્મોમાં સમગ્ર જગતના કલ્યાણનું દૃષ્ટિબિન્દુ હોવાથી એની ભાવના દુનિયાંને આકર્ષક થઈ પડે છે. સમગ્ર જગતના કલ્યાણના

ઉપસંહાર

માર્ગમાં પ્રત્યેક મનુષ્યને સારૂ તેમજ પ્રત્યેક જનસમુદાયને સારૂ ત્યાગના જેવો બીજો કોઈ રામબાણ અને સિદ્ધિકર માર્ગ નથી. બધે સમડીના લોચાવાળી વાત છે. એની ચાંચમાં માંસનો મ્હોટો લોચો હોય, તેને લીધે જ એની વિટંબણાઓ છે. પછી એ માંસનો લોચો જીવતો હોય કે જીવ વિનાનો હોય, પણ એ માંસનો લોચો છોડે, ત્યારે જ એને સુખ થાય. એ લોચો મ્હોટો હોય કે ન્હાનો હોય, પણ એ લોચાને લીધે જ બધાં સંકટોની બરદાસ કરવી પડે છે. કોણ નથી જાણતું કે અંગ્રેજ લોકો પણ અત્યારે હિન્દના લોચાને લીધે જ હેરાન થાય છે. અને અંતઃકરણની વાત કહું તો આપણે પણ એ લોચાને લીધે જ માર ખાઇયે છિયે. ગાંધીજી જગતના મહાન્ પુરૂષ થયા છે, પણ હિન્દના સુભાગ્યે તથાપિ ઈંગ્લાંડના દુર્ભાગ્યે હિન્દ તરફ એમની મમતા છે. એ પણ જો હિન્દનો લોચો મૂકી દે, અને

દુનિયાંભરમાં અને પહેલવહેલા ઈંગ્લાંડમાં જ વાસ્તવિક કલ્યાણના માર્ગનો બોધ કરવા નિકળી પડે, અને કહે કે સ્વરાજ્ય તો તમારે આપવું હોય તો આપજો એની મ્હને પરવા નથી પણ તમે તમારૂં કલ્યાણ તો સાધો; જીવનની શાંતિ અને સંતુષ્ટિ કઈ રીતે મળે છે એને તમે કેમ ભૂલી ગયા છો? એ સાધવાનો તો આ માર્ગ છે. તમે જેમાં મચી પડ્યા છો તે નથી. એમ જો એ કરે, તો અંગ્રેજો એમને યરોડાની જેલમાં પૂરે નહિ, પૂરવાની ઈચ્છા પણ કરે નહિ. એમના પગ પૂજવા મંડી જાય. અને સ્વરાજ્ય તો પાછું આવે જ. કાર્લ માર્ક્સ કરતાં દુનિયાને વધારે સરસ રીતે અને સ્હેલાઈથી જીતી લે એવો માર્ગ—નારદ, વ્યાસ, બુદ્ધ, ક્રાઈસ્ટ અને મહમદે બતાવેલો મહામાર્ગ એમને કરામલકવત્ છે. કોઇને એમ લાગે કે એ લોકો તો કાંઈ સમજે એવા નથી, એ તો પત્થર ઉપર પાણી જેવું છે. પણ એમ નથી. એ સંકુચિત ભાવના તો તૂટેલી શ્રદ્ધાવાળા માનસની છે. દુનિયાં તો લગભગ બધે એની એ છે. માનવ સ્વભાવને એજ આધિ વ્યાધિ અને ઉપાધિઓ લાગી પડી છે. એ ને એ જ માયા—મમતાથી એ વસ્તુઓને વળગી રહ્યો છે અને એના એજ ઉદાર આદર્શો અને પરિત્યાગની ભાવનાઓથી એ સદા આકર્ષાય છે, અંજાય છે, અને આધીન થાય છે. સ્વામી સહજાનંદ ઇત્યાદિક મહાપુરૂષોએ સામાન્ય પ્રાકૃતજનોને વશ કર્યાં છે, એટલું જ નહિ પણ ભલભલા લુંટવા આવેલાઓએ પણ એમની પાસે માથાં ઝુકાવ્યાં છે. એજ ત્યાગની, સંયમની મહાશક્તિ છે. પરંતુ એકલો જ ત્યાગ જો મનુષ્યનો આદર્શ હોય, તો મનુષ્યનું જીવન શુષ્ક બની જાય. પણ ત્યાગ માત્ર જ આદર્શ નથી. ત્યાગ એ તો સાધન છે. જીવોના કલ્યાણને અર્થે ત્યાગની ભાવનામાં જીવનની રસિકતાનું કલ્પવૃક્ષ ઉત્પન્ન થાય છે અને એ સંયમ, અપરિગ્રહ અને ત્યાગ જ્યારે જીવોને અર્થે પૃથગ્ભાવે નહિ, પણ પરમાત્માને અર્થે, સર્વાત્મભાવની સિદ્ધિને અર્થે વિનિયુક્ત થાય છે, ત્યારે તે રસમય જ નહિ પણ આનંદમય, સંગીતમય થાય છે.

# આપણી સંસ્કૃતિનું સ્વરૂપ

પ્રત્યેક મનોહર કૃતિની પેઠે આપણી સંસ્કૃતિ પણ અવર્ણનીય છે. તથાપિ અવર્ણનીયને વર્ણનમાં આણવું, ભાવનાને મૂર્તિમંત કરવી એ આપણી જૂની ટેવ છે. એ રીતે એના મનોહર લાવણ્યનું દર્શન કરવાનો યત્ન આપણે કરી શકિયે. અત્યારે એ દર્શન ચંદ્રશાખા ન્યાયે કરાવિયે. બીજનો ચન્દ્રમા ઉગ્યો હોય, આકાશમાં ચારે તરફ વાદળાં હોય, ત્યારે કોઈ મિત્રને ચન્દ્ર દેખાડવાને આપણે કહિયે છિયે, કે પેલા વડની આ મ્હોટી શાખા પાસે જુઓ. એમ કોઈક ઉપમાઓ, રૂપકો અને દૃષ્ટાંતોની સંભાવના વડે આપણે આપણી એટલે આર્યોની અથવા આદિ માનવકુલની સંસ્કૃતિને જોવાનો યત્ન કરીશું.

**અંગુલીનિર્દેશ**

આપણી સંસ્કૃતિને બધી મ્હોટી સંસ્કૃતિઓની પેઠે એનું તત્વજ્ઞાન છે. એ તત્વજ્ઞાનનાં અનેક સ્વરૂપો છે. કેટલાક એક રૂપે ને કેટલાક બીજે રૂપે એનો નિર્દેશ કરે છે. તત્વચિન્તનના મુખ્ય વિષય બે: દૃશ્ય અને દ્રષ્ટા. તેનો ખુલાસો આપણી સંસ્કૃતિ વિવિધ રૂપકો વડે કરે છે. પરમાત્મા તે સુવર્ણ છે, અને આખું વિશ્વ એ સુવર્ણનો માત્ર વખતો વખત બદલાતો ઘાટ છે. એટલે કહિયે કે એ જીવતું સુવર્ણ છે, અથવા એક બહુરૂપી નવે નવે વેશે દેખા દે છે. વળી બીજું રૂપક એવું છે કે, પરમાત્મામાંથી જગત્, દૂધમાંથી જેમ સહજ વિકાર થઈ દહીં થાય, તેમ ઉત્પન્ન થયું છે. છે તો એનું એજ, પણ વિકાર થયો છે. અને વિકાર થયેલો હોવાથી ખાટું પણ થયું છે. અને વધારે વિકૃતિ થતી જાય, તેમ વધારે ખાટું થતું જાય છે. વળી ત્રીજું રૂપક એવું આપવામાં આવે છે કે, અંધારામાં એક દોરડી પડી

**તત્વચિંતન**

હોય, તેને જોઇને આપણે તે સર્પ છે, એમ ધારિયે છિયે, તેમ પરમાત્માનું યથાર્થ જ્ઞાન ન હોવાને લઇને આપણને જગત્ ભાસે છે. પેલા અંધારામાં જેમ આપણે દીવો કરિયે, તો તરત દોરડી તે દોરડી રૂપે જ દેખાય, તેમ આપણને જો જ્ઞાન પ્રાપ્ત થાય, તો આપણે જગત્‌ને અખંડ બ્રહ્મ રૂપે જ જોઇયે. જેમ પણે માત્ર દોરડી છે, તો પણ આપણને સર્પની ભ્રાન્તિથી થથરાટ થાય છે, તેમ આ સંસારમાં પણ આપણને અજ્ઞાન છે ત્યાં સુધી અનેક પ્રકારના આઘાતો લાગે છે. વળી, જેમ એની એ દોરડી અંધારામાં એકને સર્પ જેવી લાગે છે, બીજાને ચીંથરૂં પડયું હશે એમ લાગે છે અને ત્રીજાને ફૂલની માળા પડી હોય એમ લાગે છે, તેમ જગત્ પણ જૂદી જૂદી દૃષ્ટિએ જૂદે જૂદે રૂપે ભાસે છે. આ આપણું મૌલિક તત્વજ્ઞાન.

હવે સમજો કે આપણે માની લીધું કે એ પરમાત્મામાંથી આ જગત્ થયું છે. અર્થાત્ ઈશ્વરે જગત્ સર્જ્યું, તો જીવ અને ઈશ્વર

**વિરાટ્ વિશ્વદર્શન**

એ બેમાં ફેર શો ? તે જણાવવાનું રૂપક પણ બહુ સુંદર છે. આ સંસાર એ એક અશ્વત્થ વૃક્ષ છે, આજે છે અને કાલે નથી. અશ્વત્થ એટલે પીપળો. સંસારરૂપી પીપળાના ઝાડ ઉપર જીવ અને ઇશ્વર બે પક્ષીઓ છે. એક તેનાં ફળને ખાય છે, અને બીજો તેને ખાતો નથી. અર્થાત્ જીવ અનેક પ્રકારનાં પુણ્યપાપરૂપી કર્મનાં ફળને ભોગવે છે, ઇશ્વરમાત્ર દ્રષ્ટારૂપ રહી, નિર્લેપ રહે છે. જીવને રાગદ્વેષ છે, ઇશ્વર એ બધાં દ્વંદ્વોથી પર છે. સુખદુઃખના ભોગ ભોગવવામાં જીવનું બળ તૂટી જાય છે અને નિરપેક્ષ તથા નિર્લેપ રહેવાથી ઈશ્વરની શક્તિ અક્ષય્ય છે. વળી ઈશ્વર અને જીવોનો સંબંધ દર્શાવનારૂં એક બીજું સુંદર રૂપક પણ છે. અને તે વિરાટ્ પુરૂષનું. એ રૂપકમાં માત્ર જીવોની જ વાત નથી, પણ આખા જગત્‌ની વાત આવી જાય છે. અને મનુષ્યોના અથવા જીવોના વર્ણની વ્યવસ્થા પણ તેમાં આવી જાય છે. આ વિશ્વ એ વિરાટ્ ભગવાનનું

શરીર છે. હજારો આંખોએ એ જોઈ રહ્યો છે. આ બધાં હજારો મસ્તકો એ એનાં જ મસ્તકો છે. પાતાલ એ એની પાની છે, મહાતલ, તલાતલ ઈત્યાદિ એનાં પગ, જંઘા વિગેરે અંગો છે; મહીતલ એ એનું જઘન એટલે કટિપ્રદેશ છે; નભ એ એની નાભિ છે; મહર્લોક એ એનો કંઠ છે; જનલોક એ એનું વદન છે; અને સત્યલોક એ એનું મસ્તક છે. ઈન્દ્રાદિક દેવતાઓ એ એના બાહુ છે; અગ્નિ એ એનું મુખ અને સૂર્ય એનું ચક્ષુ છે; યમ એ એની ચાવનારી દાઢ છે; સ્નેહકલા એ એની શોભાયમાન દંતરાજિ છે. મનુષ્યોને ઉન્માદ કરાવનારી માયા એ એનું હાસ્ય છે. લજ્જા અને લોભ એ એના ઓષ્ઠ છે. ધર્મ એ એનું હૃદય છે. અધર્મ એ એનો વાંસો છે. એટલે આપણી પેઠે એ પણ પોતાના વાંસાને જોતો નથી. નદીઓ એની નાડીઓ છે. અને વાયુ એ વિરાટ્ ભગવાનનો શ્વાસોચ્છવાસ છે. આ રીતે આખું જગત્ એ પરમાત્માનું અંગ છે. અને આત્મા જેમ શરીર કરતાં વિશાળ છે, તેમ પરમાત્મા આ વિશ્વરૂપ શરીર કરતાં પણ મહાન્ છે. વળી બ્રહ્મતત્વને જાણનાર એવો બ્રાહ્મણ એ પણ એ વિરાટ્ ભગવાનનું મુખ છે. ક્ષત્રિય એ એના બાહુ છે. વૈશ્ય એ એની જાંઘ છે, અને શૂદ્રો એ વિરાટ્ ભગવાનના પૂજ્ય ચરણ છે. માર્કંડેય ઋષિને વડના પાંદડા ઉપર પરમાત્માનું બાલરૂપે દર્શન થાય છે. તેની કલ્પના પણ એવી છે કે, બાલમુકુન્દ પોતાના પગના અંગુઠાને મ્હોંમાં લઈ ધાવે છે. એ વિરાટ્ ભગવાનનું યજન કરવાનું દેવોને મન થયું. બીજી વસ્તુ સામગ્રી ક્યાંથી લાવીને યજન કરે? અને પોતે પણ એનાથી જૂદા થઈ કેવી રીતે યજન કરે? આખું વિશ્વ તો એના એક દેશમાત્રમાં આવી ગયેલું. એનાં અંગોવડે જ એમણે એનું યજન કર્યું.

ધર્મને આપણા ગ્રંથોમાં વૃષભ એટલે આખલાનું અથવા સિંહનું રૂપક આપ્યું છે. એ સિંહ ઉપર પ્રકૃતિ દેવી જગદંબા બેઠી છે. એ વૃષભ ઉપર કલ્યાણરૂપ શિવમહાદેવ વિરાજે છે. એ વૃષભના

ચાર પગ છેઃ સત્ય, દયા, તપ અને શૌચ. અને તે પગનો યુગેયુગે હ્રાસ થતો જાય છે. કલિયુગમાં ધર્મરૂપી આખલાને એક પગ જ લગભગ રહી જાય છે. અને તે પણ દિવસે દિવસે બળમાં ક્ષીણ થતો જાય છે. અર્થાત્ જેમ જગત્માં સમય જતો જાય છે, તેમ અસલની સરલતા, સ્વાભાવિકતા, અને સ્નેહાર્દ્રતા ઓછાં થતાં જાય છે. અને જીવન વધારે સંકીર્ણ થતું જવાથી, ધર્મને અનુસરવું કઠિન થતું જાય છે, અને તેથી ધર્મને અનુસરવું કઠિન લાગતાં, તેને અનુસરનારાઓની સંખ્યા ઘટતી જાય છે. ધર્મમાં આપણી

**યજ્ઞભાવના**

મુખ્યભાવના યજ્ઞની છે અને યજ્ઞમાં યજન એટલે અર્ચના અથવા પૂજાનું પ્રધાન તત્વ છે. જ્યારે ઈશ્વર ઘટઘટમાં વ્યાપી રહ્યો છે, સર્વ સ્થળો એનાંજ વિરામસ્થાન છે, અને સર્વ પદાર્થો એની જ લીલા વિભૂતિઓ છે, ત્યારે તે સર્વનું સર્વભાવે યજન કરવું, એનાથી બીજું શું મહત્તર કર્તવ્ય હોઈ શકે? એના રૂપ થઇને એના વડે જ એનું યજન કરવાનું છે. તેને સારૂ દેવ, મનુષ્ય, ભૂત પ્રાણીમાત્રને સારૂ પંચમહાયજ્ઞ નિર્માયેલા છે. વળી યજન કરવાની રીતિને અંગે પણ ગીતામાં કહ્યા છે, તેમ અનેક પ્રકારના યજ્ઞ હોઇ શકે. જ્ઞાન રૂપી યજ્ઞ હોય; તપરૂપી યજ્ઞ પણ હોય; દ્રવ્ય એટલે પદાર્થથી કર-કરવાના પણ યજ્ઞ હોય. જેની જેવી ભાવના અને યોગ્યતા તેવા યજ્ઞવડે તે પરમાત્માનું યજન કરે.

આપણી સંસ્કૃતિની એક ખાસિયત એ છે કે તેમાં કેટલીક મ્હોટી મ્હોટી અને અગત્યની બાબતો સમસ્યાથી સૂચિત કરવામાં આવેલી છે. આ રીતિમાં લાભ એ છે કે સ્થૂલ દૃષ્ટિવાળાને સ્થૂલ કારણ અને સૂક્ષ્મ દૃષ્ટિવાળાને સૂક્ષ્મ હેતુ તેમાંથી વ્યક્ત થાય છે. જ્ઞાનની,

**સમસ્યાપદ્ધતિ**

વિદ્યાની, પ્રકાશની, આપણે પૂજા કરિયે છિયે. ગાયત્રીમાં બુદ્ધિને સન્માર્ગે પ્રેરવાની તેજોરાશિ સવિતાને પ્રાર્થના છે. જ્ઞાનના અન્ય

ઉપનિષદને વેદના અન્તરૂપ મનાય છે. વિદ્યાવડે મુક્તિ પ્રાપ્ત થાય છે એ આપણું સુવિખ્યાત સૂત્ર છે. પણ અવિદ્યા અને અંધકારથી દૂર રહેવું તેમાંથી મુક્તિ વાંછવી, તેવા સમયે બને તેટલી પવિત્રતા રાખવી, અને તેટલું દાનપુણ્ય કરવું અને એ અંધકારની અસર નિવૃત્ત થતાં ફરી પાછું પવિત્ર થઈ, પોતાના કાર્યમાં યોજાવું, એ બધાની સમસ્યા સુંદર રીતે સૂર્ય વા ચંદ્રગ્રહણના વિધિમાં કરવામાં આવેલી છે. સૂર્ય અને ચન્દ્ર આપણને પ્રકાશ આપનારાં વિશિષ્ટ સત્વો છે. તે જ્યારે આવરણથી ગ્રસ્ત થાય, ત્યારે આપણા આર્યજનો પવિત્ર થઈ વ્યાવહારિક કાર્યમાંથી ઉપરામ પામી જપ તથા દાન વિગેરે પુણ્યકર્મ કરે છે અને એ આપણું પ્રકાશસ્થાન આવરણથી મુક્ત થાય, ત્યારે તેઓ પુનઃ સ્નાન કરી આવરણની અસરમાંથી મુક્ત થાય છે. આ બધામાં ગ્રહોનાં આકર્ષણ ઈત્યાદિકનાં કારણો પણ હશે અને તે રીતે પણ આ ક્રિયાઓ લાભદાયક હશે, તેમજ વ્યવહારથી ઉપરામ પામી, દાન પુણ્ય કરવાને સારૂ આવો કાળ નિયત કરવો, એમાં પણ કાંઈ ઓછી દીર્ઘદૃષ્ટિ નથી. તથાપિ આ ક્રિયાઓમાં પ્રકાશ તથા અંધકાર પ્રત્યે આપણું કેવું સંભાળપૂર્વકનું વર્તન હોવું જોઇયે, એની કેવી સુંદર સાંકેતિક સમસ્યા છે!

**જગતનો વિકારિતા**

જગતના ભૌતિકક્રમ વિષે આપણો સિદ્ધાંત સહજ સમજાય એવો છે. આપણે નવી માન્યતા ખોળવા અથવા ઊભી કરવા જવું પડે એમ નથી. સર્વ પદાર્થો વિકારી છે, એ આપણો સર્જનજૂનો સિદ્ધાંત છે. શ્રીમદ્ભાગવત ઈત્યાદિ આપ્ત ગ્રંથોમાં વિરાટ્વિશ્વ વિકારમય છે, એ પ્રદર્શિત કર્યું છે. બ્રહ્માંડ એ ભગવાન મહાપુરૂષનો દેહ છે. આપણા દેહની પેઠેજ એ પણ વિકારમય છે. 'यथा पिण्डे तथा ब्रह्माण्डे' એ આપણે સમજવા સારૂ બહુ સુંદર મૌલિક સૂત્ર છે. એ સૂત્રમાં ગ્રન્થોના ગ્રન્થો ભર્યા છે એમ કહિયે, તો પણ ખોટું નહિ. વિશ્વ એ મહાપુરૂષની પ્રકૃતિનો વિલાસ છે.

પ્રાકૃત મનુષ્યની પેઠે પ્રકૃતિ જોડે એ અનંત રાસ રમે છે. પ્રકૃતિમાં રહેલો છતાં એ એના ગુણોથી લેપાતો નથી. જેમ ગોપીઓ ભગવાન શ્રીકૃષ્ણને પોતાની પાછળ આવતા માનતી હતી, છતાં એ નિર્લેપ હતા, તેમ પુરૂષ પ્રકૃતિથી નિર્લેપ છે. પ્રભુએ પોતાની માયા વડે પ્રકૃતિમાંથી આ જગતને સર્જ્યું. પ્રકૃતિમાંથી થયેલું માટે આપણે એને પ્રાકૃત જગત્ કહિયે છિયે. જેમ કરોળિઓ પોતાનામાંથી જાળને સર્જે છે અને પોતે તેમાં આનંદ કરે છે, તેમ આ વિશ્વને પરમાત્માએ સર્જ્યું.

'आत्मानं व्यकरोदात्मा विश्वस्यास्य सिसृक्षया'

ભા૦ ૩–૫–૨૮

પહેલાં પરમાત્માની પ્રકૃતિ સામ્યાવસ્થામાં એટલે લગભગ અવિકારી દશામાં હોય છે. તેમાં પરમાત્માની ઈક્ષણાથી વિકૃતિ થતાં ત્રણ ગુણો ઈત્યાદિ સર્વ પદાર્થો ઉત્પન્ન થાય છે અને તે બધા પદાર્થોમાં પણ કાળ, દેશ અને વસ્તુના પરિચ્છેદથી વિકૃતિ થયા કરે છે. વિકારીપણું એ આ જગત્ના સર્વ પદાર્થોનો સ્વભાવ છે.

'एष वैकारिकः सर्गः गुणव्यतिकरात्मकः'।

ભા૦ ૧૧–૨૨–૨૯

'વિકાર' શબ્દનો અર્થ આપણને સુવિદિત છે. એટલે એની વ્યાખ્યા આપવાની ભાગ્યેજ જરૂર રહે. એનો અર્થ અવનતિ અથવા અધોગતિ નથી, તેમ ઉત્ક્રાન્તિ પણ એનો અર્થ નથી. ક્રિયા એ શક્તિનો વ્યય છે, અને તે વડે જીવનનો હ્રાસ થાય છે. જેટલો વિકાર ઓછો તેટલો જીવનનો હ્રાસ પણ ઓછો. એટલે વિકૃતિ થતી અટકાવવાના જે માર્ગો, જે પગલાં, જે સાધનો તેજ જીવનને ચિરંતન કરવાનાં પણ સાધન. દૂધમાંથી થોડે સમયે વિક્રિયા થઇ દહીં થવાનું જ. તેને જો તપાવ્યું હોય, તો તે વિક્રિયા જરા મોડી થાય. દહીં થયા પછી

પણ જો વધારે વખત રહે, તો એટલી બધી વિક્રિયા થાય કે તેમાં જીવડાં પડે.

આપણી સંસ્કૃતિનો એક મુખ્ય મૂળમંત્ર અહિંસા છે. પરંતુ આપણી સંસ્કૃતિએ સ્વીકારેલા અહિંસા તત્વમાં પણ વ્યવસ્થા છે.

**અહિંસાની વ્યવસ્થા**

એટલે તેના આવશ્યક અપવાદોને પણ આપણી સંસ્કૃતિએ સ્વીકાર્યા છે. પહેલો અને મુખ્ય અપવાદ ધર્મને અર્થે છે. બધું જીવન જ જ્યાં ધર્મમય હોય, જ્યાં ધર્મ જ અહિંસાનું પ્રતિપાદન કરતો હોય, ત્યાં અમુક વિશિષ્ટ હેતુને અર્થે તે હિંસાનું વિધાન, હોય તો તેવા અપવાદથી કાંઇ આશ્ચર્ય પામવાનું હોય નહિ. અને ભાતભાતની પ્રકૃતિનાં મનુષ્યોમાં કેટલાંક માંસાહારી પણ હોય, અને તેઓ પણ પોતાનો ખોરાક પ્રભુને ધરાવીને તે વડે પવિત્ર કરીને ખાય, તેમાં કાંઈ જ અયોગ્ય નથી. અને તેવા જનો યજ્ઞને અંગે પવિત્રભાવથી પશુહિંસા કરીને તે યજ્ઞમાંથી શેષ ભાગનો પ્રસાદ લે, તો તેમાં પણ આક્ષેપ કરવા જેવું કાંઈ નથી. કારણકે, એક દૃષ્ટિએ તો 'जीवो जीवस्य जीवनम्.' છે. વનસ્પતિ ઈત્યાદિ પણ પ્રાણીઓ જ છે, એટલું જ નહિ પણ મનુષ્યની માંસાદિક ખાવા તરફની પ્રવૃત્તિ એથી કરીને કાંઇક અંશે મર્યાદિત થાય છે. વળી જે ક્ષત્રિયોએ ધર્મયુદ્ધો કરી, રાજ્યો જીતવાનાં અથવા નિભાવવાનાં અથવા ચલાવવાનાં છે, તેમને કેવળ અહિંસામય રહેવામાં જે પોચું મન રાખવું પડે, એવું મન રાખવું પાલવે નહિ. એટલે ધર્મયુદ્ધમાં પણ યજ્ઞની પેઠે જ હિંસાના દોષનું અલ્પત્વ માનવામાં આવ્યું છે. પરંતુ બીજી તરફથી, એમ પણ આપણી સંસ્કૃતિ સ્વીકારે છે કે એવા યજ્ઞો રાજસી કર્મો છે, અને જેને રાજ્ય સંભાળવાના રાજસ સંસારમાં પડવું ન હોય, તેવા ક્ષત્રિયોને સારૂ નવ યોગેશ્વરના જેવો ઉદાર, અરણ્યનો માર્ગ પણ સુવિખ્યાત છે. તથાપિ અહિંસા એ સામાન્ય રીતે તો આપણું જીવનસૂત્ર છે. દૃષ્ટાંત

તરીકે, એકસામટાં હજારો જંતુઓને અથવા કૂતરાં વિગેરે પ્રાણીઓને મારવાની પ્રવૃત્તિ આપણી સંસ્કૃતિને રૂચતી નથી. આપણા આયુર્વેદનું બંધારણ પણ જન્તુઓને મારી નાંખવાના સિદ્ધાંત ઉપર રચાયું નથી. હિંસારૂપી પાપકર્મને આપણી સંસ્કૃતિ અપ્રશસ્ત માને છે.

**નારી પ્રતિષ્ઠા**

નારી પ્રતિષ્ઠાના વિષયમાં આપણું દૃષ્ટિબિન્દુ એ છે કે ધર્મ અને સદ્‌ગુણ જ્યાં હોય, ત્યાં આપણે એને પૂજીયે છિયે. પુરૂષમાં હોય તો પુરૂષને અને સ્ત્રીમાં હોય, તો સ્ત્રીને પૂજીયે છિયે. પુરૂષને માત્ર પુરૂષ તરીકે અથવા સ્ત્રીને સ્ત્રી તરીકે આપણે પૂજતા નથી. માતાને પુત્ર પ્રણામ કરે છે અને પતિને પત્ની પૂજ્યભાવે જુએ છે, એ તો જાણીતું જ છે. પણ સતીઓ અથવા પુણ્ય સ્ત્રીઓનાં નામનો શ્લોક, જે આપણામાંના કેટલાક બોલે છે, તે વળી વધારે સૂચક છે. મનનું શુચિત્વ પવિત્રતા—મલિનતાના સ્પર્શ વગરની પવિત્રતા—એ આપણો આદર્શ છે. શરીરનો એની પાસે હિસાબ નથી. અહલ્યાનું શરીર કલંકિત થયું તથાપિ એના મનને અપવિત્રતા સ્પર્શ કરી શકી નહોતી. એટલે એ પુણ્ય સ્ત્રીઓમાં અગ્રસ્થાને છે. દ્રૌપદીને પાંચ પતિ હતા, પણ એની સતીત્વની ભાવના એવી નિર્મલ અને સદોદિત હતી, કે એનું નામ પણ પ્રાતઃસ્મરણીય ગણાય છે. સીતાજીને રાવણના પુરમાં કેટલોયે વખત નિવાસ કરવો પડ્યો પણ અશોકવનમાં હનુમાન જે વખતે શ્રીરામચંદ્રની મુદ્રિકા લઇને એમની પાસે જાય છે, તે વખતે પતિ સાથેની એમની તન્મયતાનું આપણને ઝાંખું ઝાંખું દર્શન થઈ જાય છે. વળી તારા તો વાનરની સ્ત્રી. અને મન્દોદરી એ રાક્ષસની સ્ત્રી. અને બન્નેયે પુનર્લગ્ન કરેલાં પણ બન્નેની ગણના પ્રાતઃસ્મરણીય સતીઓમાં છે. અને એનો અર્થ સુસ્પષ્ટ છે. વાનરી કે રાક્ષસીમાં એકજ પતિની ભાવના એ ન્હાની સૂની વસ્તુ નથી. અને તે વિધવા બ્રહ્મચારિણીની પેઠે જ રહેત, પણ ગુણકર્મને જાણી

યોગ્ય આદેશ આપનાર શ્રીરામચન્દ્ર એ બન્નેને બીજા પતિને–પતિના ભાઈને વરવાનો આદેશ આપે છે; અને પ્રભુની આજ્ઞાને માન્ય કરી, પોતાના પવિત્ર ભાવને અનુસરતી તે બન્ને સતીઓ જ રહે છે. અહલ્યા, દ્રૌપદી, સીતા, તારા અને મંદોદરી એમનાં નામ પાતકને નાશ કરનાર ગણાય છે એ જાણીતું છે. વળી જગતના આદિ કારણરૂપ અર્ધનાર ઈશ્વરની ભાવનામાં પણ પુરૂષ અને સ્ત્રી મળીને જ પૂર્ણ એકમ થાય છે, એ વાતની જ વ્યંજના છે. પુરૂષ અને પ્રકૃતિ એ બેનો આશ્લેષ એજ જગત્.

**રાજાનો આદર્શ**

આર્ય સંસ્કૃતિમાં રાજાનું કર્તવ્ય પ્રજાને પોતાનાં સંતાનની પેઠે પાલન કરવાનું છે. પ્રજાને ન્યાય આપવાનું અને તેનું રક્ષણ કરવાનું તેમજ તેને ધર્મમાર્ગમાં યોજવાનું કામ તેનું છે. પ્રજાનું રંજન કરનાર હોવાથી, તે રાજા કહેવાય છે. પ્રજાને પોતપોતાના ધર્મમાં યોજવાની હોવાથી અને તેણે પોતે પણ ધર્મ પ્રમાણે ચાલવાનું હોવાથી, તેણે બ્રહ્મચર્ય પાળીને વેદાદિ શાસ્ત્રોનો અભ્યાસ કોઈ બ્રહ્મનિષ્ઠ કુલગુરૂ પાસે રહીને કરવાનો હોય છે. એટલે રાજા એ સત્તાધીશ વ્યક્તિ છે, પણ સ્વતંત્ર વ્યક્તિ નથી. એની સત્તા ધર્મમાંથી પ્રાપ્ત થાય છે, ધર્મને અધીન છે અને ધર્મને અનુસરીને એટલે ધર્મશાસ્ત્રને અનુસરીને તે વાપરવાની છે. રાજા એ કાયદા બાંધનાર નથી, પણ કાયદાને અમલમાં મૂકનાર છે. કાયદા એટલે શાસનના નિયમો એ આખી પ્રજાના ધ્યેય, વર્તન અને પ્રેરણાને નિશ્ચિત કરનાર તથા ગતિ આપનાર હોઇને તેનો નિર્ણય સનાતન સત્યોને આધારે પુરાતન મહાપુરૂષોએ યોગવિદ્યાથી, સર્વજ્ઞ અને સર્વદેશી દૃષ્ટિ વડે કરેલો તેને જ રાજા અનુસરે; કે જેથી માનવજીવન એકધારી, વ્યવસ્થિત, અને ધ્યેયપરાયણ પ્રગતિ કરી શકે, અને રાજાની ઈચ્છા કે અનુકૂલતા માત્રથી કે પ્રજાની બહુમતિથી કે સ્વચ્છંદ વૃત્તિથી જીવનના પુણ્ય આદર્શો અને તેના અનુભવસિદ્ધ

માર્ગોમાં છિન્નભિન્નતા અથવા ગડબડ ન થઈ જાય. એટલે સુધી રાજાના ઉપર ભાર છે કે તેનું ખાનગી ચારિત્ર્ય પણ વિશુદ્ધ હોવું જોઇયે; અને પ્રજાને અસાધારણ દુઃખો પડે, તો તેનો જવાબદાર પણ રાજા છે, કારણ કે તે પ્રજાનો નિયામક છે. 'यथा राजा तथा प्रजा' રાજાની અસર પ્રજાને થાય છે; તેથી તેમજ તેની શાસનસત્તાને લીધે રાજાને જ કાલનું કારણ કહેવામાં આવે છે. શ્રીરામચંદ્રજી એ આર્યોને મન આદર્શ રાજન્ છે; અને બ્રાહ્મણપુત્રના અકાલ મૃત્યુને અંગે તેમજ સીતાજી ઉપરના અપવાદને પ્રસંગે તેમનું આચરણ એ રાજધર્મનાં લાક્ષણિક સૂચકો છે. બ્રહ્મચર્ય, શાસ્ત્રાભ્યાસ અને યુદ્ધવિદ્યા એ ક્ષત્રિયની આદર્શ મનોદશા સિદ્ધ કરવાની આપણી વ્યવસ્થા છે. ધર્મશાસ્ત્રો એ આપણા રાજાએ પાળવા પળાવવાના કાયદાઓ છે. અને તે ઉપરાંત શાસ્ત્રવિદ્, સ્વધર્મનિષ્ઠ, કુલપરંપરાગત, વૃદ્ધ આચાર્ય એ રાજા ઉપરની સંયમન શક્તિ છે. તેને માત્ર રાજાને સલાહ આપવાનું જ કામ છે. રાજપ્રકરણમાં તેની સલાહ પ્રમાણે કરવું એવી રાજાના ઉપર ફરજ નથી. તે કારણથી તેમજ આચાર્ય સ્વતંત્ર અને નિષ્કિંચન હોવાથી, તેની સલાહનું બળ શાસના કરતાં વધારે છે. જેમ સ્ત્રીને પતિ ઉપર લગ્નના બંધારણથી શાસનસત્તા નથી, તો પણ અનેક બાબતોમાં એ એની પ્રેરક થાય છે, તેવી જ રીતે આચાર્ય પણ નૃપતિનો મુખ્ય પ્રેરક બને છે. મંત્રીઓ, પ્રધાનો એ બધા રાજાના સહાયકો છે, પણ તે તેને અધીન હોવાથી અમુક અંશેજ તેના વ્યાપારનું નિયમન કરી શકે. આચાર્ય તો ખોટું લાગે તેને ખોટું કહી નાંખે ને ખસી જાય; પણ તે વખતથી રાજાની લાયકી, યોગ્યતા અંકાઈ જાય. અને તે પછી એમ પણ બને કે પ્રજા તેની વિરુદ્ધ થઈ જઇ વેન રાજાની પેઠે તેનો નાશ કરે. એમ પણ બને કે, તપોબળવાળા બ્રાહ્મણો જ શસ્ત્ર ઉગામ્યા વિના હુંકારમાત્રથી તેમના ક્રોધાગ્નિથી તેનો નાશ કરે; અને પાછા એના એજ અથવા એવા ને એવાજ બ્રાહ્મણો

લોકોના હિતને અર્થે તેજ રાજાના અંગોનું મથન કરીને તેમાંથી દુનિયાંને આદર્શરૂપ મહાત્મા પૃથુ જેવો રાજા ઉત્પન્ન કરીને તેને ફરી ગાદી ઉપર સ્થાપન કરે.

**અશ્વમેધની ભાવના**

આ પ્રમાણે શાસકસત્તાની સુયોગ્યતા સાધવાને આર્યોનું યંત્ર છે. તથાપિ પ્રકૃતિની વિચિત્રતા એવી છે કે બધું સરખું ચાલેજ નહિ; એટલે દુનિયાંના કાર્યક્રમમાં થોડીક અવાન્તર યોજનાઓ પણ આર્ય સંસ્કૃતિએ સ્વીકારી અથવા સન્માનિત કરી છે. ખાડા ટેકરા સરખા કરવાના કે ખડબચડા રસ્તા સમા કરવાના રોલરોની સાથે આ યોજનાઓને સરખાવી શકાય. આમાંની એક યોજના બહુ શિષ્ટ નહિ, પણ સ્વીકાર્ય, તે દ્યૂતની યોજના છે. રાજા દ્યૂત રમવાની ના ન પાડે. પછી હોડમાં શું મૂકવું, ન મૂકવું એ જૂદો પ્રશ્ન. પરંતુ એથી પણ કદાચ આખા રાજ્યનું પરિવર્તન થઈ જાય. આ રીતે થએલાં બે પરિવર્તનો આપણા જાણ્યામાં છેઃ નલના રાજ્યનું અને પાંડવોના રાજ્યનું. અને જો કે એ બન્ને પરિવર્તનો પહેલાં આપણને દુઃખદ લાગે છે, તથાપિ અંતે તે કેમ જાણે પ્રભુની પ્રેરણાનાં કલ્યાણકાર્યો હોય નહિ તેમ તે બન્ને ચારિત્ર્યની વિશુદ્ધિની ઘટનાનાં નિમિત્તરૂપ થયાં છે અને નલ તથા પાંડવોને અનેક કસોટીઓમાં મૂકી, સુંદર આદર્શરૂપે આપણી સમક્ષ રજુ કરવામાં પણ તે નિમિત્તભૂત થાય છે. વળી બીજી યોજના આ છે. આપણે જાણિયે છિયે અને ઇતિહાસ સાક્ષી પૂરે છે કે જે મહાન પ્રજાઓ કાંઈ આદર્શવાળી ને જવાહીરવાળી થવાની, તે પોતાના આદર્શોમાં માનતી હોવી જોઇયે; અને તેથી તે તેનો પ્રચાર કરવાને યત્ન કરે. સૌ પોતપોતાને ફાવે તેમ કરે, જેમ ચાલે તેમ ચાલવા દોઃ એ ભાવના ઘણું કરીને શંકાશીલ કે કેવળ સ્વાર્થી માનસની હોય છે, સિદ્ધ આદર્શવાળા અથવા સ્થિત આદર્શવાળા પ્રજાના માનસની હોતી નથી. પણ દુનિયાંમાં પોતાના આદર્શો

ફેલાવવાના અનેક માર્ગો હોઈ શકે; અને આર્ય સંસ્કૃતિને જે માર્ગ સંમત છે, તે રાજસૂય યજ્ઞનો અથવા અશ્વમેધ યજ્ઞનો છે. આમાં રાજા ચક્રવર્તીપદ પ્રાપ્ત કરી મ્હોટાઈ અને કીર્તિ મેળવી શકે છે. તે નિમિત્ત જ એવું છે કે તેમાં યોજાનાર રાજા ધાર્મિક, દાનશૂર અને ઉદારચરિત હોવો જોઇયે. તે યજ્ઞોનું વિધાન જ એવું છે કે મહતી પુણ્ય ભાવનાઓના જ એ જ્વલન્ત યજ્ઞો છે એમ કહિયે તો ચાલે. અશ્વ એ શબ્દ બહુ સૂચક છે. અશાશ્વત્ કાલે નહિ રહેનાર સંસારનો પણ એ સૂચક છે. અશ્વને સુપૂજીત કરી તેને ઈશ્વરેચ્છાનુસાર ગતિ કરવાને સારૂ છોડી દેવામાં આવે છે અને તેનું રક્ષણ કરતું, તેની ચિન્તા રાખતું રાજસૈન્ય તેની પાછળ ચાલે છે. એ સુપૂજીત થયેલો યજ્ઞનો અશ્વ શાસ્ત્રની શાસનાની પેઠે ચારે તરફ ફરે છે. કોઈ રાજા તેને પોતાની ઈચ્છાને આધીન કરી તેનું બંધન કરી લેવા પ્રયત્ન કરે તો યુદ્ધ કરીને તે રાજાનું બળ નરમ પાડીને અશ્વમેધની ભાવનાને એ રાજાને આધીન કરવાનો છે. જેને અશ્વમેધની પુણ્યભાવના સ્વીકાર્ય હોય તે રાજાઓ ઘણુંખરૂં અશ્વની પાછળના સૈન્ય જોડે મૈત્રીથી વર્તે છે. કાંતો અશ્વને ગતિમાન થવા દે છે અથવા તેને માર્ગમાં સુપૂજીત કરે છે. હારનાર રાજા પણ હારીને એના રાજ્યથી પદભ્રષ્ટ થતો નથી; પણ અશ્વમેધની ભાવનાને આધીન થાય છે. એમ પણ બને કે અંબરીષ જેવો કોઈ રાજા એવી ઉન્નત કક્ષાને પ્રાપ્ત થયો હોય કે અશ્વમેધના રાજસ બળને પોતાના સત્વની સત્તાથી હરાવી દે. પણ તે અશ્વમેધથી પ્રાપ્ત થતા ચક્રવર્તીપણાનો ઉત્સુક ન હોવાથી, એક આદર્શને જ સ્વીકારનારા બન્નેય રાજ્યોનું પાછું સમાધાન જ થઈ જાય. અને આનંદથી તે અશ્વ પાછો રાજાને માનપૂર્વક પાછો આપવામાં આવે; અને તે પાછો સ્વેચ્છાએ ગતિ કરે. અમુક સમયની મર્યાદા સુધી જ્યાં જ્યાં ગતિ થઈ, તે થઈ. પછી અશ્વને પાછો લાવવામાં આવે. જેમ મહાત્મા પુરૂષો પોતાનો સર્વ સંસાર પ્રભુને અર્પણ કરે છે, તેમ ચક્રવર્તીની

નિશાની રૂપ એ અશ્વ યજ્ઞપુરૂષને સમર્પણ કરવામાં આવે. આવા અનેક અશ્વમેધો હોઈ શકે, કારણકે અશ્વને વિચરવાના બીજા પ્રદેશો ઘણુંખરૂં બાકી રહ્યા હોય. રાજસૂય યજ્ઞ એ અશ્વમેધ કરતાં કાંઈક ન્હાના રૂપમાં હોય એમ જણાય છે. રાજસૂયમાં ધનનું અને અશ્વમેધમાં બળનું પ્રાધાન્ય જણાય છે. એટલે એક રાજાના હાથમાં એક પ્રજા આવી ગઈ, તેના તરફ તે ગમે તેમ વર્તે, તોપણ બીજા રાજ્યો માત્ર હાથ ઊંચા કરીને જ ઉભાં રહે અથવા તમાસો જોયા કરે, એવા પ્રકારનો રાજકીય શાન્તિનો આપણો આદર્શ નથી. પણ અશ્વમેધ દ્વારા એક ચક્રવર્તી રાજા ધાર્મિક સુરાજ્યનો આદર્શ દુનિયામાં પ્રસારી શકે છે.

**ત્યાગનો મંત્ર**

સમાજની સામી દૃષ્ટિ કરિયે, તો જણાય છે કે ઉપભોગો કરતાં ત્યાગને આપણે વધારે પૂજ્ય માન્યો છે. ક્ષત્રિય કરતાં પણ કેવળ ધર્મને સારૂ જીવનાર બ્રાહ્મણને અને તેમાં પણ એક વર્ષનું ધાન્ય ભરી રાખનાર કરતાં એક દિવસનું ધાન્ય ભરી રાખનારને વધારે ચઢિયાતો માનેલો છે. વળી તેના કરતાં પણ પોતાનું સર્વસ્વ ત્યાગ કરી યદૃચ્છાએ ફરતો સંન્યાસી વધારે પૂજ્ય માનવામાં આવે છે. સંન્યાસીને આખા સમાજમાં શ્રેષ્ઠપદે સ્થાપીને ત્યાગનું પ્રાધાન્ય આપણે મૂર્તિમંત કરિયે છિયે. ત્યાગ એ માનવજીવનનું કેટલું બધું કિંમતી તત્વ છે, એની સમીક્ષા કરવાનો આ પ્રસંગ નથી. સર્વ ધાર્મિક સંસ્કૃતિઓમાં ત્યાગનું પ્રાધાન્ય હોય છે. સંયમ અને પરોપકાર એ ત્યાગની બીજી બાજુઓ છે, એમ કહિયે તો ચાલે. પોતાને સંયમ અને બીજાનો લાભ અથવા ઉપકાર એ ત્યાગનું સ્વાભાવિક ફળ છે. આ ત્યાગની ભાવનાને આદર્શભૂત કરનારાં હરિશ્ચન્દ્ર, શીબી, કર્ણ, જીમૂતવાહન અને દધીચિ ઈત્યાદિનાં દૃષ્ટાંતો છે. રાજવી રંતિદેવે અડતાળીસ દિવસોના અપવાસ પછી માત્ર પાણી પોતાને માટે અવશેષ રહેલું,

તે પણ માગનારને આપી દીધું એ કથા સુપ્રસિદ્ધ છે. જીવનકલહનું નિવારકતત્વ ત્યાગ છે.

**લગ્ન અને બ્રહ્મચર્ય**

લગ્ન સંબંધે આપણો આદર્શ બીજી ધાર્મિક સંસ્કૃતિઓની પેઠે ધાર્મિક તો છે જ. પણ આપણી સંસ્કૃતિ મૂળથીજ સર્વદેશીય ને દૂરદૃષ્ટિવાળી હોવાથી, અને માત્ર પ્રતિપાદક સંસ્કૃતિ નહિ હોવાથી, તેમાં મનોહર વૈવિધ્ય છે. સ્ત્રી અને પુરૂષના નૈસર્ગિક જાતીય સંબંધ અને આકર્ષણની વસ્તુસ્થિતિને તે સ્વીકારે છે, અને તેમાં સંયમનું વિધાન કરવા તરફ તેનું લક્ષ્ય છે. પણ તે સંયમને વધારે સુસ્થિર અને પ્રમાણિક તેમજ પવિત્ર કરવાને સારૂ તેમાં અનેક કક્ષાઓને તે સ્વીકારે છે. એ સંયમની એક પરાકાષ્ઠા ઉચ્ચ વર્ણની સ્ત્રી છે. સ્ત્રીના કોમળ સ્વભાવ તથા લજ્જા ઇત્યાદિથી તેની નૈસર્ગિક યોગ્યતાને લીધે તેને સતીત્વનો આદર્શ મૂર્તિમંત કરવાને નિર્મેલી જણાય છે. તથાપિ અસંસ્કારી ઉતરતા વર્ણની સ્ત્રીઓને સારૂ વિધવાવિવાહ તેમજ છૂટાછેડા, ઘટસ્ફોટ અથવા લગ્નવિચ્છેદ ચાલવા દેવામાં આવે છે. પુરુષના સંબંધમાં સામાન્ય રીતે એક પત્નીવ્રત જ પ્રશસ્ત ગણાય છે. તથાપિ એક પત્ની ગુજરી ગયા પછી, બીજી પત્ની કરવાનું પુરુષને સારૂ ઊંચી કોમોમાં પણ સ્વીકારાએલું છે. ફરીને લગ્ન ન કરવું એજ વધારે પ્રશસ્ત તો ગણાય છે, પણ આપણે કંઈ કંઈ છૂટો આપવામાં આવી છે, તે તરફ દૃષ્ટિપાત કરિયે છિયે. અલબત સંયમના આદર્શની દૃષ્ટિએ જોતાં તો શુકદેવ, નારદ અને ભીષ્મપિતામહ વિગેરેનાં પુણ્ય દૃષ્ટાંતોથી પ્રશસ્ત થયેલું નૈષ્ઠિક બ્રહ્મચર્યનું જ અવિહિત વિધાન છે. શુકદેવે કેવલ વૈરાગ્યથી અને નૈસર્ગિક ત્યાગ ભાવનાથી જ અવધૂતોનો માર્ગ લઇ લીધો. નારદે પિતાની આજ્ઞા હોવા છતાં પ્રજાનો વિસ્તાર કરવાના માર્ગને ઉપાધિ ભરેલો માની; ત્યાગનો નિષ્કંટક માર્ગ લીધો, અને ભીષ્મપિતામહે પોતાના

પૂજ્યની પ્રસન્નતાને અર્થે જીવનપર્યન્ત સંયમનો, નૈષ્ઠિક બ્રહ્મચર્યનો માર્ગ સ્વીકાર્યો, એ આપણે જાણિયે છિયે. આ આજીવન બ્રહ્મચર્યનો માર્ગ પુરુષોને સારૂ અને લગ્ન પછીના વૈધવ્યમાં બ્રહ્મચર્યનો માર્ગ સ્ત્રીઓને સારૂ પ્રશસ્ત ગણાએલો છે. બન્નેનાં માનસિક અને શારીરિક બંધારણો તથા સંજોગો જોતાં તેમજ અંશતઃ તે બન્ને રીતિઓ આપણામાં સારી રીતે પ્રચલિત છે, તે ઉપરથી તે યોજનાનું ડહાપણ પણ વ્યંજિત થાય છે.

**એક કે વધુ પત્ની**

લગ્ન એ સંયમનું પ્રધાન સાધન હોવાથી અને માનવકુલની સમૃદ્ધિ એ પણ આવશ્યક ધ્યેય હોવાથી પ્રજાને અર્થ એક સ્ત્રી હોવા છતાં પણ અન્ય સ્ત્રીના લગ્નનો આપણામાં સ્વીકાર કરવામાં આવ્યો છે. એટલું જ નહિ પણ રજોગુણનું પ્રાધાન્ય કોઇ વ્યક્તિઓમાં તથા ક્ષત્રિય ઇત્યાદિક વર્ણોમાં સ્વાભાવિક રીતે હોય, તેને અંગે એક કરતાં વધારે સ્ત્રીઓ સાથે લગ્ન કરવાની પણ આપણી સંસ્કૃતિએ છૂટ રાખેલી છે. સંયમને પ્રમાણિક અને ખરી રીતે જ ઉપકારક બનાવવો, એ ધ્યેય આ બધાની પાછળ રહેલું છે. અલબત અનેક સ્ત્રીઓને પરણનારાઓમાં કેટલાકના કિસ્સામાં અનેક જાતની દુર્દશા થવાનો પણ સંભવ છે. પણ તેવા કોઈ સંજોગોથી કંટાળેલા કે મ્હીડાએલા પુરુષોના પ્રતિવાદરૂપ આપણી સંસ્કૃતિ નથી એટલે એક તરફથી જેમ એકપત્નીસંબંધવાળી સંસ્કૃતિઓમાંની સખ્તાઈ આપણામાં નથી તેમ બીજી તરફથી તેને પરિણામે દુરાચારવાળા અપ્રમાણિક જીવનની પરાકાષ્ઠાઓ, સ્વચ્છંદતા, લગ્નવિચ્છેદનો વધતો જતો શોખ, અને લગ્નની સંસ્થાને જ તોડી નાંખવાની પ્રવૃત્તિ પણ આપણામાં નથી. તે ઉપરાંત કેટલીક વિશેષ સંસ્કારી કોમોમાં એક પત્નીની મર્યાદા પણ છે, અને તેથી તે ઉચ્ચતર પણ મનાય છે. સંસ્કૃતિની જૂદી જૂદી કક્ષાઓને ઝીલવાને સારૂ આપણામાં જ્ઞાતિ સંસ્થાઓ છે, કે

જે વડે તે તે જનસમૂહો પોતાના પરંપરાગત આદર્શોને ઝીલી શકે છે, જીવંત રાખે છે અને નિભાવી રાખવાનો પ્રયત્ન કરે છે.

**ધર્મમૂલક પ્રેમ**

હવે, લગ્નમાં ધર્મબુદ્ધિ, પ્રેમ અને પસંદગી સંબંધે જે આપણું દૃષ્ટિબિન્દુ છે, તે તરફ નજર કરિયે. કહેવાતાં પસંદગીનાં લગ્નથી અથવા પસંદગીનો સિદ્ધાંત સ્વીકારવાથી તો કદાચ મહિનામાં બે લગ્ન કરવાની પરિસ્થિતિ, યુરોપમાં બને છે તેવી, આવી પડે એ દેખીતું છે. ત્યાં છૂટાછેડા અર્થાત્ લગ્નવિચ્છેદ વધતા જ જાય છે, એ બધી જાણીતી બાબતો ઉપર લખવાનો અત્યારે પ્રસંગ નથી. લગ્નમાં આપણું દૃષ્ટિબિન્દુ મુખ્યત્વે કરીને ધાર્મિક છે, જાતિની અભિવૃદ્ધિનું છે, અનેક સ્થળે ભમતા મનને એક વ્યક્તિમાં કેન્દ્રિત કરી, તેને સંયમમાં યોજવાનું છે: એટલે તેમજ પસંદગીના પડછાયા પહેલેથી જ આપણા લોકોએ કળી લીધા હશે, તેથી આપણામાં વરવધૂની યોગ્યતાનો નિર્ણય અથવા કહો કે પસંદગીનો નિર્ણય કેવળ યુવક યુવતીને સોંપવામાં આવ્યો નથી. ઘણે ભાગે તે કાર્ય વડીલોને સારૂ રાખવામાં આવ્યું છે, કે જે હિતેચ્છુ હોવા ઉપરાંત પુખ્ત અનુભવનાં હોઇને એક સંબંધનો અનેક દૃષ્ટિથી વિચાર કરી શકે. એટલું તો કહેવુંજ જોઇયે કે, આપણી સંસ્કૃતિનો પુરાતન આદર્શ ૨૪, ૩૬ અથવા ૪૮ વર્ષના લાંબા બ્રહ્મચર્યનો છે; અને તે પછી અમુક દોષો વિનાની કન્યાને પરણવાનું વિધાન છે. પરંતુ બ્રહ્મચર્યની અને ગુરૂકુલની પરિપાટીનો જ્યારથી હ્રાસ થયો, અને મનુષ્યો જેમ જેમ ક્ષીણસત્વ થતાં ગયાં તથા રજોગુણી વાતાવરણમાં યુવકોને રહેવાનું વધતું ગયું, ત્યારથી નૈસર્ગિક વિકારોના વધી જવાથી સ્ખલનને વશ થાય, તે ઉમ્મર થતા પહેલાં લગ્ન કરી દેવાની પ્રથા વધારે ચાલુ થઈ હોય એમ જણાય છે. આમાં પણ આપણે જોઇયે છિયે કે એજ ધ્યેય છે: પ્રમાણિક સંયમને સારૂ અનુકૂલતા કરી

આપવાનું. પસંદગીના લગ્નમાં એટલે સ્ત્રીપુરૂષ એક બીજાને પસંદ કરે એવા લગ્નમાં એક બીજાનો નિકટ સંસર્ગ આવશ્યક થઈ પડે; લગ્નનો નિર્ણય કરતા પહેલાં પસંદ નાપસંદને અંગે અનેક વ્યક્તિઓ જોડે આવો નિકટ સંસર્ગ સામાન્ય થઈ પડે; અને તેવો સંસર્ગ આપણી સંસ્કૃતિને અભિમત નથી. શા માટે, તેનાં કારણોમાં નહિ ઉતરિયે. તેમ છતાં સુઘડ અને વ્યવહારકુશળ વર્ગોમાં પસંદગીનું તત્વ નથી એમ નથી; અને સંસ્કૃતિના આદર્શોને વળગી રહીને એ તત્વને જીવનમાં કેમ જીવન્ત રાખવું, એ આર્ય કુટુંબની એક લલિત કલા છે.

એ તો સુવિદિત છે કે, આપણી સંસ્કૃતિમાં મોક્ષ એ અન્તિમ પુરૂષાર્થ છે; અને તેને સાધવાને ધર્મ એ પ્રધાન પુરૂષાર્થ છે. બાકીના બે પુરૂષાર્થો એટલે અર્થ અને કામની એવી વ્યવસ્થા છે કે સામાન્ય રીતે તો તે ધર્મથી જ સિદ્ધ થાય છે. પણ તે વિશેષ રૂપે સિદ્ધ કરવા

**ચાર પુરૂષાર્થ**

હોય તો ધર્મથી અવિરૂદ્ધ રૂપમાં જ તે બન્ને સ્વીકાર્ય છે. કામમાં ત્રણ જાતની કામનાઓ એટલે ધનની, સ્ત્રી પુત્રાદિકની, અને કીર્તિની અથવા લોકલોકાન્તરની કામનાઓનો સમાવેશ થાય છે. અર્થને જો કામથી સ્પષ્ટ રીતે જૂદો સમજિયે, તો પોષણ, સંરક્ષણ તથા અભિવૃદ્ધિને અર્થે જે આવશ્યક પુરૂષાર્થ, તેનો તેમાં સમાવેશ થાય. 'ऋ' ધાતુ ગતિના તેમજ પ્રાપ્તિના અર્થમાં પ્રચલિત છે. વ્યવહારને ગતિમાં રાખવાનો અથવા આવશ્યક પદાર્થો પ્રાપ્ત કરવાનો જે પુરૂષાર્થ, તેને **અર્થ** કહી શકાય. એ અર્થના અંગમાં મનુષ્યોની વૃત્તિ એટલે વ્યાપાર રોજગાર તેમજ રાજનીતિવ્યવસ્થા પણ આવી શકે. કારણ કે, એક વ્યક્તિને ગતિમાન કરે છે, બીજું સમૂહને ગતિમાન કરે છે. ત્યાગના પ્રાધાન્યની સાથેજ આપણી સંસ્કૃતિમાં સાદાઈનું પ્રાધાન્ય સ્વાભાવિક રીતેજ ફલિત થાય છે. સાદાઈ સૌને સારૂ પ્રશસ્ત છે; અને તેમાં રાજમહેલવાળા રાજાથી એક કોપીનવંત સંત સુધીની

ભિન્નભિન્ન અધિકારની કક્ષા પ્રમાણે કોટિઓ છે; અને તે બધીને બહુ વિવેકપુરઃસર આર્ય સંસ્કૃતિમાં અધિકારભેદે સ્થાન છે. માત્ર એટલુંજ કે ફ્રાન્સ કે જર્મનીમાં દિશારૂપી વસ્ત્રવાળા લોકોની જ વસતિવાળાં સંસ્થાનો નિકળ્યાં છે, તેવું એક લાકડીએ બધાને હાંકવા જેવું આપણામાં નથી. રૂસોએ કુદરત તરફ પાછા જાઓ, એ પોકાર ઉઠાવ્યો તે પોકાર કે તે પરિસ્થિતિ એકકે આપણી સંસ્કૃતિને આવશ્યક કે અભિમત નથી. નિષ્કિંચનતા, સર્વત્યાગ એ આપણો આદર્શ છે; પણ અધિકારભેદ વિના સર્વને સારૂ આપણી સંસ્કૃતિ એને પ્રબોધતી નથી.

વિદ્યા સંબંધે આપણો આદર્શ સખ્ત અને વિવેકવાળો છે; અને શિક્ષણ સંબંધે પણ તેમજ છે. વિદ્યાનો દુરુપયોગ થવાનો સંભવ હોય અથવા અધકચરા જ્ઞાનથી તેમાં ગડબડ થવાનો સંભવ હોય, તેવા પ્રસંગ સામે આપણી સંસ્કૃતિએ બહુજ કાળજી રાખી જણાય છે.

**વિદ્યા અને શિક્ષણ**

જ્ઞાન અને વિદ્યા દુષ્ટના હાથમાં જવાથી જનસમાજને ઉલટાં વધારે હાનિકારક થાય છે. 'साक्षरा विपरीताश्चेद्राक्षसा भवन्त्येवहि' એ વાક્યનું રહસ્ય ન જાણવાથી, અને ગમે તેને ગમે તેવા વિદ્યા-સંસ્કાર આપી દેવાથી અત્યારની અવ્યવસ્થા વધી ગઈ છે એ કોને અજાણ્યું છે? બુદ્ધિને સતેજ કરવી, અને તે સતેજ શસ્ત્ર કેવી રીતે વપરાશે તે બાબતમાં બેદરકારી રાખવી, એ આપણને ઈષ્ટ નથી. કારણ કે વિજ્ઞાન તેમજ વિદ્યા એ એક જાતની શક્તિ છે, એટલે એના પ્રસારનું કાર્ય જે વર્ગે ધર્મનેજ કેવળ અનુસરવાનું છે, તે વર્ગને સારૂ રાખવામાં આવ્યું છે. જે વ્યક્તિ ધર્મથી ભ્રષ્ટ હોય, તેને તે જન્મથી બ્રાહ્મણ હોય, તોપણ પતિત થયેલ ગણી અનધિકારી ગણવામાં આવે છે. બ્રાહ્મણો—આદર્શ બ્રાહ્મણો જ—આ રીતે વિદ્યાના દાતા અને પ્રચારક તરીકે નિર્ણિત કરવામાં આવ્યા છે; અને બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને ઉપનયન થયા પછી વેદાદિ વિદ્યા બ્રહ્મચર્યમાં રહીને

પ્રાપ્ત કરવાનો અધિકાર છે. એટલે આપણી શિક્ષાપ્રણાલીમાં શિક્ષક શિક્ષણગ્રંથ અને શિક્ષણયોગ્યતા બધી બાબતમાં વિવેક રાખવામાં આવ્યો છે. એટલુંજ નહિ પણ સ્થાન અને વાતાવરણના વિષયમાં પણ શહેરના રાજસી વાતાવરણથી દૂર અને બ્રહ્મચારીઓના સહવાસમાં રહી, તેણે વિદ્યાર્થીનુ આદર્શજીવન ગાળવાનું છે. વિદ્યાર્થીમાં સારૂં ખોટું જે હોય, તેને વધારે તીવ્ર રૂપમાં આગળ પાડવું અથવા બહાર ખેંચી લાવવું એ આપણો આદર્શ નથી; પણ તેનામાં સમગ્ર જીવનના પુણ્ય આદર્શો સુદૃઢ રીતે પ્રેરવા, એ આપણી શિક્ષણપ્રણાલીનું ધ્યેય છે. તે ધ્યેયને સારૂ ગુરૂકુળની જે પ્રાચીન વ્યવસ્થા આપણા પૂર્વજોએ યોજી છે, તેનું શાસ્ત્રીય નિરીક્ષણ આપણે કરિયે છિયે, ત્યારે હજારો વર્ષ સુધી આપણી સંસ્કૃતિ સમાજને સુવ્યવસ્થિત કેમ રાખી શકી અને આદર્શ વ્યક્તિઓના નિર્માણસ્થાન રૂપ કેમ થઈ પડી, તે સહજ સમજાય છે. વળી આપણી શિક્ષાપદ્ધતિને સંબંધે બીજી બે વસ્તુઓ પણ નોંધવા જેવી છે. પહેલું એ કે, તે આત્મપોષિત છે, એટલે તે પોતેજ પોતાનું પૂરૂં કરે છે. બ્રહ્મચારી મધુકરી વૃત્તિથી પોતાનું પોષણ કરે છે; અને ગુરૂકુળમાં નિવાસ કરે છે. ત્યાંનું જીવન અત્યંત સાદું હોય છે, એટલે પ્રજાના ઉપર કરોનો મ્હોટો બોજો પડતો નથી, અને પ્રજાકીય શિક્ષણનું જે પ્રધાન કર્તવ્ય કે હૃદયને પુણ્ય સંસ્કારવાળું બનાવવું, તે સુયોગ્ય રીતે ફલિત થાય છે. બીજી વાત એ છે કે, આપણી સંસ્કૃતિમાં શિક્ષણ એ રાજ્યને આધીન નથી, રાજ્ય ધારે તે માર્ગમાં પ્રજાને દોરવવાનું સાધન નથી. આપણી શિક્ષાપ્રણાલી સ્વતંત્ર છે, અને તેથી રાજ્યથી સ્વતંત્ર હોવાના સર્વ લાભો એને મળે છે. બીજી તરફથી રાજ્ય એને ઉત્તેજન આપી શકે છે; અને રાજાના કુંવરોએ ત્યાંથી જ વિદ્યાદાન પ્રાપ્ત કરવાનું આવશ્યક હોઈ, તેવાં ઋષિકુલોને સારૂ એક ઉચ્ચ સંસ્થિતિ અને ધ્યેય સર્વદા વિદ્યમાન રહે છે. નવી સંસ્કૃતિઓના અને નવાં પરરાજ્યોના આઘાતોથી આ શિક્ષાપ્રણાલીને ઘણે અંશે

ધોકો પહોંચ્યો છે. તથાપિ અત્યારનાં ઋષિકુલોમાં, કાશી જેવાં સ્થાનોના પંડિતોની પાઠશાળાઓમાં, અને કેટલાક સુયોગ્ય રાજાઓને ત્યાં શાસ્ત્રીઓ પાસે કુમારોને અપાવાતા સુસંસ્કારોમાં પ્રાચીન શિક્ષા પ્રણાલીનાં આછાં સ્વરૂપો હજી પણ વિદ્યમાન છે. વળી આપણા શિક્ષણગ્રન્થો સંબંધે સામાન્ય રીતે એમ કહી શકાય કે, શ્રુતિવિભાગ અપૌરૂષેય જ્ઞાનનું નિવાસસ્થાન હોઇ, તેને સંપૂર્ણ રીતે સુરક્ષિત રાખવાને અને તેમાં ગમે તે વ્યક્તિ ગમે તે ગડબડ અથવા ફેરફાર કરી ન નાંખે અને પોતાના આડાઅવળા અર્થો તેના ઉપર ન બેસાડે તેને સારૂ અધિકારનો ખાસ વિવેક રાખવામાં આવ્યો છે. કારણ કે એ અપૌરુષેય ગ્રન્થોમાં અને તેની યોગ્ય આનુપૂર્વી સાથે પરંપરાપ્રાપ્ત ઉપલબ્ધિમાં વર્તમાન પ્રજાનો જ નહિ પરંતુ સમગ્ર ભાવી માનવજાતિનો પણ લાભ સમાએલો છે. બીજી તરફથી એના એજ જ્ઞાનને ભિન્ન ભિન્ન રૂપમાં પ્રકાશિત કરનારાં અથવા તેના અંગની આખ્યાયિકાઓને પ્રસિદ્ધ કરનારાં પુરાણ, મહાભારત, રામાયણ ઇત્યાદિનો અધિકાર સ્ત્રી શૂદ્ર સર્વેને છે. શ્રુતિના એકે એક શબ્દ અને માત્રાની કિંમત છે, એટલે તે ગ્રન્થની આનુપૂર્વીમાં યોગ્ય રીતેજ સખ્તાઈ રાખવામાં આવી છે અને તેની સાથેજ તેમાં રહેલું જે જ્ઞાન તે સર્વસાધારણ હિતને અર્થે આગ્રહપૂર્વક પ્રસારવામાં આવ્યું છે. આ રીતે વિદ્યાનું યથાર્થ સંરક્ષણ અને સર્વ લોકનું કલ્યાણ એ બન્ને ધ્યેયો આપણી સંસ્કૃતિએ બહુ સુંદર અને સુદૃઢ રીતે સાચવવાની યોજના કરી છે.

રાજ્ય પ્રકરણમાં આપણે આગળ સૂચવી ગયા તે પ્રમાણે પ્રજાસત્તાક રાજ્યની ભાવના નહિ પણ એક સુયોગ્ય રાજાના સત્ત્યનું ધ્યેય આપણી સંસ્કૃતિને સંમત છે. પ્રજાસત્તાક

**ધાર્મિક સ્વરાજ્ય**

રાજ્યનું ધ્યેય એણે સ્વીકાર્યું નથી. એનો અર્થ એમ નહિ કે પ્રજાનાં માણસો પાસે કાંઈ સત્તા નહિ. વાસ્તવિક રીતે રાજા પ્રાચીન શાસના પ્રમાણેજ પ્રજાના

કલ્યાણને અર્થે પ્રજાના માણસો દ્વારાજ રાજ્ય કરે, એવી આપણી વ્યવસ્થા છે. પ્રજામાંજ બધી આખરી સત્તા કેન્દ્રિત થાય છે એ પ્રજાસત્તાક રાજ્યના મૌલિક સિદ્ધાંતને આપણી સંસ્કૃતિએ સ્વીકાર્યો નથી. કારણ કે લાલચોમાં સપડાયેલી અને પ્રસંગે પ્રસંગે સપડાય એવી મનુષ્યોની મતિ ઉપર પ્રજાના જીવનની યન્ત્રણાનો આધાર રાખવો, એના કરતાં વ્યવધાનરહિત દિવ્ય દૃષ્ટિવાળા ઋષિપ્રણીત ગ્રન્થોથી માનવજીવનને નિયંત્રિત અને સુવ્યવસ્થિત રાખવાનું વર્ત્તમાન તેમજ ભાવી પ્રજાના હિતને અર્થે આપણી સંસ્કૃતિએ સુયોગ્ય ગણ્યું છે. જે પ્રજા પોતાની વ્યવસ્થા અસ્ત વ્યસ્ત કરી નાંખે છે તે પોતાના હિતનેજ નુકસાન કરતી નથી, પરંતુ ભાવી પ્રજાને પણ મ્હોટી હાનિ કરે છે, ને તે પ્રજા તરફની પોતાની વંશપરંપરાગત જવાબદારીમાંથી ચ્યુત થાય છે. કારણ કે સમાજની વ્યવસ્થા તોડવી તે કામ તો કાંઈક સ્હેલું છે, પણ વ્યવસ્થા બાંધવી અને સમાજને કાંઈક સ્થિતિમાં લાવવો, એ કામ બહુ અઘરૂં છે. વળી પ્રજાસત્તાક એટલે આખરે તો બહુમતિના સિદ્ધાન્તનુંજ પ્રાબલ્ય સમજવાનું છે, લઘુમતિને માન આપવાનું બહુમતિવાળા સ્વીકારે ત્યાં સુધી ઠીક; પણ તેઓ જો એમજ કહે કે, તમારા સિદ્ધાંતોજ ખોટા હોવાથી, તેને કોઈ પણ જાતનું સ્થાનજ શા માટે આપવું અને સિદ્ધાંતો ખોટા છે કે સાચા છે એ અમારી મતિથી અમેજ નક્કી કરીશું તો લઘુમતિવાળા સમૂહોને કાંઈ બીજું શરણ જ નથી. આ ઉપરાંત પ્રજાસત્તાક રાજ્યવ્યવસ્થાના સિદ્ધાંતમાં બીજી અનેક મૌલિક અને ગંભીર બાધાઓ, ત્રુટિઓ, લાલચો અને ભ્રમણાઓ છે, તે બધીનું વિવેચન કરવાનો અત્યારે પ્રસંગ નથી. પણ એ બધીનું જ્યારે આપણે દર્શન કરિયે છિયે, અને એ સિદ્ધાંતો જ્યાં પ્રચલિત છે, ત્યાં ફડાફડ કેવા વિપ્લવો થઈ જાય છે અને પાછી ક્રૉમવેલ, નેપોલિયન કે લેનિનના જેવી એક સત્તા કેવી હસ્તીમાં આવી જાય છે, તે આપણે જ્યારે જોઈયે છિયે, ત્યારે આપણને આપણા રાજ્યપ્રકરણની સિદ્ધવ્યવ-

સ્થાનું માહાત્મ્ય કરામલકવત્ પ્રત્યક્ષ થઈ જાય છે. રામરાજ્ય એ આપણી રાજકીય ભાવના છે. ધર્મશાસ્ત્રો એ આપણા શાસનગ્રન્થો છે. પ્રજાનું હિત એ આપણી રાજ્યવ્યવસ્થાનું ધ્યેય છે. પ્રજાના જ જનો એ આપણા રાજ્યતંત્રના અધિકારીઓ છે, અને રાજા પ્રજા વચ્ચે માતાપિતા અને સંતાનનો સંબંધ, એ આપણા રાજા અને પ્રજાના માનસનો પ્રિય અને પરિચિત આદર્શ છે.

**સંસ્કૃતિનું સમગ્ર દર્શન**

આપણી સંસ્કૃતિ સમગ્રજીવનમાં અનુસ્યૂત હોવાથી, એ સમગ્ર જીવનના જેટલી વિશાળ, સંકીર્ણ અને અપ્રમેય છે. તથાપિ એના વિચારો. મન્તવ્યો, અને ભાવનાઓ, એમના પરસ્પરના સંબંધમાં અખિલ વૈવિધ્ય સમેત આર્યોના ધાર્મિક સાહિત્યમાં દૃશ્યમાન થાય છે. અને કાંઈક અંશે ભવભૂતિ, કાલિદાસ ઈત્યાદિના સાહિત્યમાં પણ દૃષ્ટિગોચર થાય છે. મનુષ્યની ક્ષણપરિણામી અને સ્ખલનશીલ બુદ્ધિના તર્ક વિતર્કો કરતાં ઇશ્વરની સર્વદેશી જ્ઞાનપ્રભામાંથી પ્રેરિત થયેલા શાસ્ત્રગ્રન્થોમાં આપણે વધારે વિશ્વાસ રાખિયે છિયે. અને તેમ છતાં શાસ્ત્રનાં સત્યોનું તર્ક વડે અનુસંધાન કરવું, એ પણ આપણે યોગ્ય સમજીયે છિયે. જગતથી ભિન્ન નહિ પણ જગત્માં ઓતપ્રોત એવા ઈશ્વરથી આ જગત્ની ઉત્પત્તિ, સ્થિતિ અને લય આપણે સમજીયે છિયે. એ ઈશ્વર સર્વત્ર હોવાથી જળ, સ્થળ, ચરાચર સર્વત્ર વસી રહ્યો છે; અને સર્વ સ્થળે આપણે એને પૂજીયે છિયે. આ જગત્ એ એની જ મૂર્તિ છે. જગત્ના સર્વ પદાર્થો એનાં મૂર્ત સ્વરૂપો છે; અને એમાંનાં કેટલાંક મૂર્તસ્વરૂપો દ્વારા આપણે અમૂર્ત પરમાત્માને પૂજીયે છિયે. અને એ અમૂર્તનીજ સર્વે મૂર્તિઓ હોવાથી, એ મૂર્તિઓ પણ આપણને પૂજ્ય છે. આ આખું જગત્ પરમાત્માનો વિલાસ છે; અને એ પ્રભુના નિયમાનુસાર જીવનને યોજવું, એ મનુષ્યનું કર્તવ્ય છે. એ નિયમો શાસ્ત્રોથી મનુષ્યને વિદિત થાય છે; અને એમાંના સન્માર્ગને ધર્મ એ નામથી આપણે

કહિયે છિયે. આ નિયમો સનાતન સત્યોની જોડે સંકલિત થયેલા છે, અને તેથી સનાતન જીવનના સાધક છે. આ વિશ્વ અનેક પદાર્થો અને અનેક જીવોનું સ્થાન છે અને તે બધા સાત્વિક, રાજસ, તામસ, એમ ત્રિગુણાત્મક ભેદે કરીને ભિન્ન ભિન્ન પ્રકારની યોગ્યતા ધરાવે છે. ભૂતોમાં પ્રાણીઓ, પ્રાણીઓમાં બુદ્ધિવાળાં પ્રાણીઓ. બુદ્ધિવાળાં પ્રાણીઓમાં મનુષ્યો અને મનુષ્યોમાં બ્રહ્મતેજને ધારણ કરનાર બ્રાહ્મણોને આપણે શ્રેષ્ઠ માનિયે છિયે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ માનવ જીવનના ચાર પુરુષાર્થોમાં ધર્મ એ આપણે મન પ્રધાન પુરુષાર્થ છે; અને મોક્ષ એ અંતિમ પુરુષાર્થ છે. અર્થ અને કામ એ ધર્મ અને મોક્ષથી અવિરુદ્ધ હોય એટલા અને એવાજ આપણી સંસ્કૃતિને સંમત છે. પ્રવૃત્તિ જીવનમાં સ્વાભાવિક છે, અને તેમાંથી પહેલ વહેલું તેનું નિયમન કરી પછી તેને નિષ્કામ માર્ગમાં યોજી આખરે નિવૃત્તિની શાંતિ મેળવવી એ આપણું લક્ષ્ય છે. એ નિવૃત્તિમાંથી જ્ઞાન વડે મોક્ષ સહજસાધ્ય છે. આ આદર્શને અંગે ત્યાગનું આપણામાં પ્રાધાન્ય છે; અને જીવનના અનેક વિશિષ્ટ આનંદો અનુભવતાં પણ ત્યાગનો આદર્શ આપણે રાખિયે છિયે. જીવન સંબંધે વર્તમાન સુખ અથવા દુઃખને સ્થિર બુદ્ધિથી સ્વીકારી લેવાં, તેથી ઉછળી અથવા ઉતરી ન જવું, એ આપણી જીવનવિદ્યા છે. આપણે એક મહાન વિશ્વવિધાતાનાં રમકડાં છિયે, શુભ કર્તવ્ય કર્યે જવું, એના ફળનો ભાર પ્રભુને સોંપવો અને સ્થિતપ્રજ્ઞની પેઠે સુખદુઃખને પ્રસંગે શાન્તિને અનુભવવી, એ આપણી જીવનકલાનો આદર્શ છે. જીવનને કેવળ સારા રૂપમાં જ અથવા ખોટા રૂપમાં જ જોવું, એ બન્નેય આપણને અસ્વીકાર્ય છે. કર્મોના પરિપાક રૂપ જીવન છે. જેવાં કર્મો તેવું જીવનઃ એ આપણું સૂત્ર છે. ઉપભોગો અને કામ્ય પદાર્થો આપણે મન નિન્દ્ય નથી, પણ વિહિતરૂપે તે સ્વીકાર્ય છે. તથાપિ ઉપભોગો તે અનુભવને અર્થે છે, મનની શાંતિને અર્થે નથી. અનુભવ વડે એમની ઇયત્તા, ક્ષુદ્રતા અને દોષો

આપણને જણાય છે; અને તેથી આપણે ત્યાગના માર્ગને સારૂ વધારે યોગ્ય થઇયે છિયે.

જીવન પ્રત્યે આપણું દષ્ટિબિન્દુ મોહભર્યાં આશાવાદનું પણ નથી, તેમ મૂઢતાભર્યાં નિરાશાવાદનું પણ નથી. સદ્ગુણમાં, સત્ક્રિયામાં, શુભાશયોમાં આપણને આશા છે. એથી વિપરીતના વિજય સંબંધે આપણને નિરાશા માન્ય છે. જે થાય છે તે બધું સારૂં જ થાય છે, અને જે ગતિ થાય તેને પ્રગતિ માની લેવી, એ મન્તવ્યને બદલે સારાસારનો વિવેક આપણને વધારે સ્વીકાર્ય છે. આપણી સંસ્કૃતિની પાછળ એક સુંદર, અપરાજિત અને તર્કાનુમેય, મનોહર તત્વજ્ઞાન અથવા ફિલસુફી છે. એ ફિલસુફીનું આત્યન્તિક પ્રમાણ વેદ છે. તથાપિ અવાન્તર પ્રમાણ અને સાધન તરીકે અનુમાન પ્રમાણ આપણને સ્વીકાર્ય છે. માત્ર છેવટના પ્રશ્નોમાં જ્યાં તાર્કિક તર્કને જ પ્રાધાન્ય આપે છે, ત્યાં તર્ક મનુષ્યબુદ્ધિને અધીન હોવાથી. તેની આપણે અન્તિમ પ્રતિષ્ઠા સ્વીકારતા નથી; પણ આપ્તવાક્યને માનિયે છિયે. મનુષ્યજાતિનું કલ્યાણ, અભ્યુદય અને નિઃશ્રેયસ્ બન્નેમાં રહેલું આપણે માનિયે છિયે; પણ અધિકારીઓને સારૂ નિઃશ્રેયસ્ ઉપર આપણે ભાર મૂકિયે છિયે. અભ્યુદયને અર્થે પણ સુખને સારૂ અથવા ઉન્નતિને સારૂ ગમે તે ઉપાયો નહિ પણ સદ્ગુણો અને સદાદર્શો ઉપર આધાર રાખતા ઉપાયોને આપણે સ્વીકારિયે છિયે; અને તેમાં પણ ભૌતિક ઉપાયો કરતાં આધ્યાત્મિક ઉપાયોને વધારે. કેમકે ભૌતિકના ફળમાં અનિશ્ચિતતા ને વિપર્યયના વધારે સંભવો હોય છે. સુખ અને દુઃખ એ કર્મનાં ફળરૂપ છે, એટલે તેને સાધવા કે નિવારવાનો ઉપાય એજ છે કે સત્કર્મમાં યોજાવું અને દુષ્કર્મથી નિવૃત્ત થવું. સત્કર્મ અને દુષ્કર્મ એ વધારે મનુષ્યોના વધારેમાં વધારે હિતના ધોરણ ઉપર આપણે કલ્પતા નથી. કેમકે કીયા કાર્યથી કેવું ફળ થશે, એ સંકીર્ણ સમાજજીવનમાં નક્કી કરવું અઘરૂં થઈ પડે.

છે, એટલું જ નહિ પણ તેમાં અમુક કર્મ કરવાની ઇચ્છા પણ તેના ફળ વિષે મનુષ્યને ભરમાવીને ભૂલ કરાવે, એવો સંભવ છે. આપણી કાર્યનિષ્ઠાનો આધાર ભૂતકાળના અનુભવો ઉપર રાખવાને બદલે ભવિષ્યના ફળની કલ્પના ઉપર રાખવો, એમાં ફલહેતુકની કૃપણતા છે, એટલું જ નહિ પણ ગાડાની પાછળ બળદ જોડવાના જેવું અનૌચિત્ય છે.

**હુન્નરકલાઓ**

સુખ અને આનંદ ચીજોથી મળતાં નથી, પણ ચીજો એ માત્ર એના નિમિત્ત રૂપ છે. એક ધનવાનને બે ચાર લાખના બંગલામાં તથા મોટરો ને વીજળીના પંખાઓ ઇત્યાદિ મોજશોખોના જીવનમાં જેટલું સુખ હોઈ શકે, તેટલું જ સુખ એક ગરીબ માણસને ન્હાના સરખા ઝુંપડામાં એના કુટુંબ સાથે જાર બાજરાનો રોટલો ખાઇને ગાળવામાં આવતા શાંત જીવનમાં હોઈ શકે. એટલું જ નહિ પણ પેલા કરતાં આને થોડી ફીકરો હોવાથી આને કદાચ વધારે સુખ શાંતિ પણ હોય. એટલે આપણે એમ પણ કહી શકિયે કે નવાં મોજ શોખનાં સાધનો ઉભાં કરવાં, તેને વખાણવાં, તેને ફેલાવવાં અને તે સાધનો વધારે હોય એટલે સંસ્કૃતિ વધારે ઊંચી કેહવડાવવી અને તે સંસ્કૃતિનો મોહ જગાવવો, એ બધી પૈસા ખેંચવાની અને ખેંચવાના સંજોગો ઉભા કરવાની કરામત છે. આપણે સામાન્ય ધનપ્રાપ્તિને અર્થની સાધનામાં અંતર્ભૂત કરિયે છિયે. કામનાના પરિણામરૂપ ધનની લોલુપતા ધર્મથી વિરૂદ્ધ હોય, તે આપણને માન્ય નથી.

**નીતિ વા સદાચાર**

સદાચારને આપણે મુખ્ય માનિયે છિયે. અને તેનો નિર્ણય કરવા કાલ્પનિક ફલના અંદાજોનો પાયો આપણે સ્વીકારતા નથી; પણ નીતિનાં માનવજાતિએ અનુભવેલાં પુરાણ, પ્રશસ્ત અને પ્રસિદ્ધ સૂત્રોને આપણે સ્વીકારિયે છિયે. તે સૂત્રોને અદ્ધર ઉડાડવાને નવાં કાલ્પનિક નીતિ-સૂત્રો રચવાની યુક્તિને આપણે સ્વીકારતા નથી.

તે છતાં આપણે આપણું સમગ્ર હિત સાધવું, સર્વ મનુષ્યો સુખી થાય, તેમનું ભદ્ર થાય, કોઇને દુઃખ ન થાય, એજ આપણી ભાવના છે; અને મનુષ્યનું માનસ કેટલું ચંચળ છે એ જાણીને જ આપણે નાઠાબારીના સિદ્ધાંતો પસંદ ન કરતાં સદાચારના પુરાતન રાજમાર્ગોને જ વધારે પસંદ કરિયે છિયે.

**જીવન પ્રત્યે ગંભીર દૃષ્ટિ**

માનવજીવનને એક કુદરતના નજીવા અકસ્માત્‌ના ફળ તરીકે નહિ, પણ ઉન્નત ગતિ સાધવાના એક મહાન સાધનરૂપ આપણે ગણિયે છિયે. જીવનની ભવ્યતા, મહત્તા, અમૂલ્યતા અને ગહનતાને આપણે વધારે સ્પષ્ટ રીતે જોવાનું પસંદ કરિયે છિયે; અને તે જોવાને લીધે જ આપણે જીવનમાં છછીલાપણા કરતાં ગાંભીર્યને વધારે સ્થાન આપિયે છિયે. આ સ્થાન અતિશય વધારે પડતું છે કે નહિ, એ જોવાનું કામ વિલાયતનાં ચશમાંનું નથી. જે યુરોપે પોતાની અને પારકી આટલી બધી પાયમાલી સો દોઢસો વર્ષમાં કરી નાંખી છે અને માનવની સુખશાંતિનો નાશ કરી દીધો છે, તે યુરોપનાં દૃષ્ટિબિન્દુઓ આપણી સંસ્કૃતિને શિક્ષણ આપવાને આપણે યોગ્ય માનતા નથી. સત્યને સારૂ પ્રમાણભૂત સાધન તરીકે મનુષ્યના તર્ક કરતાં ઈશ્વરનાં આપ્તવાક્ય ઉપર આપણે વધારે શ્રદ્ધા રાખિયે છિયે, એ તો આપણે સૂચિત કરી દીધું, પણ ઈશ્વરનાં વાક્યો એટલે આપ્ત વાક્યો કીયાં તે સંબંધે પણ આપણે આપણા અનુભવ અને જ્ઞાનથી પ્રાપ્ત થયેલી શ્રદ્ધાને બીજાની શંકાને આધારે તોડી નાંખવા તૈયાર નથી. સત્ય મેળવવાને સારૂ દરેક માણસ પોતાના ઘોડા કૂદાવે, તે પદ્ધતિથી સત્ય મળ્યું આપણા જાણ્યામાં નથી. એટલે તે પદ્ધતિને —પ્રત્યેક મનુષ્યના સ્વતંત્ર વિચારની પદ્ધતિને, અચલ જ્ઞાનને સારૂ આપણે સ્વીકારતા નથી. અલબત આ ચર્ચા પરમ સત્યોની બાબતમાં છે, સામાન્ય વ્યવહારિક માહિતી કે ચાલુ વસ્તુસ્થિતિનાં નિરૂપણો

પરત્વે નથી. કારણ કે, એમાં તો પ્રત્યક્ષ જ્ઞાન આપણને સરલતાથી સાધ્ય છે. આત્મા છે કે નહિ? આ બધો જડનો જ વિલાસ છે કે આત્માનો? ફળના લાભાલાભનો વિચાર કર્યા વિના દયા, સત્ય, ઈત્યાદિક રાખવાં કે કેમ? સ્વાર્થબુદ્ધિ મનુષ્યને ઉચ્ચ માર્ગે લઈ જાય છે કે ત્યાગબુદ્ધિ? જાતિસંબંધ મનુષ્યોએ ધર્મની પવિત્ર લગ્નગ્રંથિથી બાંધવા કે પશુઓની પેઠે યથેચ્છ સ્વચ્છંદતાનું ધ્યેય રાખવું? આવા આવા પરમ માર્મિક પ્રશ્નો ઈશ્વરપ્રેરિત ધર્મગ્રંથોને આધારે, સાધુ, સંત, મહાત્માઓની અને શિષ્ટોની સંમતિને આધારે કરવાનું, અને આપણા જીવનની પવિત્ર ક્ષણોની ઉત્કૃષ્ટ ભાવનાઓ વડે એમાં દઢીભૂત થઇ, તેને જીવનમાં અનુસરવાનું આપણે વધારે યોગ્ય ગણિયે છિયે. ફાવતી કાલ્પનિક ફિલસુફીથી આપણા આત્માને ઠગવા કરતાં આપણા આત્માને ઉન્નતિના શિષ્ટ માર્ગોમાં પ્રેરવાનું અને તેથી આપણા આત્માનું ખરૂં કલ્યાણ સાધવાનું આપણે વધારે પસંદ કરિયે છિયે. યોગનિષ્ઠાથી બુદ્ધની પેઠે સદ્વર્તનનો મહામાર્ગ મનુષ્ય જાણી શકે, એ આપણે નથી જાણતા એમ નથી, પણ અનેક જાતના વિરોધી સંસ્કારોમાં અથડાતું કૂટાતું અને અનેક વાસનાઓમાં ભટકતું માનવમાનસ અત્યારના સમયમાં સહેલાઈથી તે ભાગ્યે જ સિદ્ધ કરી શકે, એ આપણને વિદિત છે; અને તેથી જ આપણે મને માનેલાં સત્યો ઉપર ભાર ન મૂકતાં શાસ્ત્રીય સિદ્ધાંતો ઉપર ભાર મૂકિયે છિયે. બુદ્ધિજન્ય તર્ક અને અનુમાન આપણને અસંમત છે એમ નહિ; એ તો આપણને અભિમત છે. માત્ર એને રાજ્ય કરવા છુટાં મુકી દેવામાં આવે, તો તેનો કેવો દુરુપયોગ થાય, એ બુદ્ધિ અને અનુભવ બન્ને વડે જાણવાથી જ આપણે એમના હાથમાં બધું સોંપી દેતા નથી. કેમકે, એમાં એ ભય છે કે વ્યક્તિજીવનને અને સમાજજીવનને તે પાયમાલ કરી નાખે. સદાચરણના શાસ્ત્રોદિત પ્રસિદ્ધ માર્ગો તો ભૂતકાળે તેમજ વર્તમાનમાં મનુષ્યોને સુખ, શાંતિ અને સમૃદ્ધિ આપી રહ્યા છે.

કલાઓ સંબંધે આપણી સંસ્કૃતિનું દૃષ્ટિબિન્દુ પ્રેરણા અને અધિકારભેદને માન આપે છે. લલિતકલાઓ આપણી સંસ્કૃતિને પ્રિય છે. સૌન્દર્ય એ સર્વ માનવોને પ્રિય છે, તેમ આપણને પણ પ્રિય છે. તથાપિ તેને માત્ર આવશ્યક અર્થસિદ્ધિને અંગે આપણે ઉપાસિયે છિયે. સંગીત જેવી લલિતકલાઓ અને સ્થાપત્ય, ધનુર્વેદ અને આયુર્વેદ જેવી વ્યવહારકલાઓને લગભગ ધર્મથી તરત પછીનું જ સ્થાન આપવામાં આવેલું છે. સંગીત એ જીવનને સંવાદમય કરવાને, આયુર્વેદ જીવનને સુરક્ષિત કરવાને, સ્થાપત્ય કલા જીવનને સુસ્થિર કરવાને, અને ધનુર્વેદ સમાજને સુરક્ષિત કરવાને સારૂ અભીષ્ટ છે. તથાપિ વ્યવહારની સિદ્ધિ અથવા અર્થની સિદ્ધિ એ આત્માના જીવનનું એક ગૌણ સાધ્ય છે, એ આપણે વિસરી શકતા નથી. આત્માની ઉત્તરોત્તર ઉન્નતિ સાધવી, સત ચિત્ અને આનંદના સ્થાનરૂપ પરમાત્માની વધારે ને વધારે નજીક જવું, એ આપણું પ્રધાન ધ્યેય છે. એ ધ્યેયના અનુસંધાનમાં જે શાન્તિ છે. તે આપણા શિષ્ટોના અનુગ્રહદ્વારા આપણને અનુભવગમ્ય હોવાથી એ આપણને ઉદાત્ત પ્રેરણાઓ આપ્યા કરે છે; અને એ ઉદાત્ત ભાવનાઓમાં તલ્લીન થયેલી આપણી આર્ય પ્રજાને મદિરાથી મત્ત થઇને મોહ નાટકોમાં મધરાતો ગાળવાની જરૂર પડતી નથી.

**કળાઓ**

આ પ્રમાણે ઐહિક જીવનમાં આનંદ અને શાન્તિ સાધવાનો આપણો પ્રયત્ન છે; અને તે સુવ્યવસ્થિત અને સશાસ્ત્ર હોવાથી વધારે સફલ થાય છે. તે પ્રયત્ન આપણે નાસ્તિકોની પેઠે અનન્યભાવે કરતા નથી, પણ આત્માની ઉન્નતિના મહામાર્ગમાં પાથેય રૂપે તેને સ્વીકારિયે છિયે. આ ઉપરથી સહજ ફલિત થશે કે કલાઓની સુરમ્યતા આપણને સુવિદિત હોવા છતાં, તેની જાળમાં ફસાઈ જવાને, તેને અધીન થઈ જવાને, કે તેને આપણું ધ્યેયસર્વસ્વ

**જીવનની કૃતાર્થતા**

કરી દેવાને આપણે તૈયાર નથી. આપણે મન કલાઓ એ મહાવિદ્યાની નવનવોન્મેષશાલિની શક્તિઓ છે; એને આપણે એની કલાઓ જ કહિયે છિયે. એ કલાઓ આપણને સહાય થાય, તથાપિ આપણા જીવનને સંકુચિત, પરિમિત, કે પ્રમાદગ્રસ્ત ન કરી દે, એ આપણે અગત્યનું ગણિયે છિયે. વળી બીજી દૃષ્ટિએ જેટલો સમય વ્યવહારિક કલાઓમાં જાય, જેટલો રાગ અને અભિનિવેશ તે કલાઓમાં થાય તે રાગ અને અભિનિવેશ ઉચ્ચતર જીવનના બાધક થવાના એ પણ આપણા શિષ્ટોની દૃષ્ટિ બહાર રહ્યું નથી; અને તેથી જ કલાઓને આપણામાં પ્રાધાન્ય આપવામાં આવ્યું નથી. એટલું જ નહિ પણ કલાઓની અભિવૃદ્ધિમાં જીવન ગાળી નાંખવાનો માર્ગ, તેમને મન પ્રશસ્ત ન હોવાથી, પ્રજાકીય જીવનમાં પણ કલાઓને અને હુન્નર ઉદ્યોગોને અર્થસિદ્ધિ અથવા વ્યવહારસિદ્ધિને સારૂ જ સ્વીકાર્ય માનવામાં આવ્યા છે. અને ધનિકતાનું પણ પ્રાધાન્ય ન હોવાથી, હુન્નર ઉદ્યોગોને બીજા લોકોને લૂંટવાના પ્રધાન સાધનરૂપ આપણી સંસ્કૃતિએ બનાવ્યા નથી. શુભ જીવન, સુહૃદ જીવન, સરલ જીવન, સાદું જીવન, સુખમય જીવન, શાન્ત જીવન એ જેમ માનવ હૃદયને તેમ આપણી સંસ્કૃતિના નિખાલસ હૃદયને પ્રિય છે.

પ્રત્યેક વિષયમાં વિચારપૂર્વક અધિકારવિવેક, એ આપણી સર્વ વ્યવસ્થાનું એક અનુસ્યૂત સૂત્ર છે. અને તે સૂત્રમાં માળાનાં મોતીની પેઠે આપણી સર્વ વ્યવસ્થાઓ પરોવાએલી છે.

**વ્યવસ્થા**

મનુષ્યસ્વભાવમાં સત્વ, રજ અને તમોગુણના ન્યૂનાધિક અંશને અંગે, તેમજ જન્મ, કર્મ, સબંધ અને ઉછેરને અંગે, જનસમાજમાં પણ બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ પ્રકારની આપણી વ્યવસ્થા છે. શૂદ્રમાં ત્રિવર્ણ સિવાયના બધાયનો સમાવેશ છે. એટલે માનવકુલની બધી જાતિઓનો સમાવેશ તેમાંજ કરી શકાય. શૂદ્રોના અધિકારની વ્યવસ્થા તેના સ્વભાવને અંગે તેમજ તેમના તથા સમગ્ર માનવકુલના કલ્યાણને

અર્થેજ છે. રાજ્યવ્યવસ્થા પરત્વે પણ શાસનામાં, સત્તામાં ને શક્તિના વિનિયોગમાં અધિકારવ્યવસ્થા છે, એ પણ આપણે જોયું. પ્રાચીન શિક્ષાપ્રણાલીમાં પણ અધિકારવિવેકનુંજ પ્રાધાન્ય છે. એ અધિકારવિવેકમાં જન્મ, કુલ, સંસ્કાર ઇત્યાદિ બધાનો વિવેક બહુ સુંદર રીતે કરવામાં આવ્યો છે; અને તેથીજ આપણી સંસ્કૃતિ ચિરંજીવિની થઈ છે, એટલુંજ નહિ પણ લોકોના આંતર હૃદયમાં અતિ પ્રિય થઇને નિવાસ કરી રહી છે. મીઠાશ, સૌન્દર્ય, સૌષ્ઠવ અને સદ્‌ગુણના મનોહારિત્વની પેઠે એનું મનોહારિત્વ શબ્દબદ્ધ થઈ શકતું નથી પણ હૃદયંગમજ રહે છે. એ સંસ્કૃતિમાં સમગ્ર માનવ-કુલને સુખ, શાન્તિ અને પુષ્ટિ આપવાની શક્તિ છે, એની સાખ માનવજાતિનો ઇતિહાસ પૂરી રહ્યો છે.

**ભૂલો ને ભ્રમો**

આપણી સંસ્કૃતિનું સ્વરૂપ ન સમજાવાથી પણ કેટલીકવાર આપણે ભૂલ ખાઇયે છિયે. આપણી સંસ્કૃતિ વાસ્તવિક રીતે સમજવા સારૂ એના જે આદર્શો, વેદથી લઇને રામાયણ, મહાભારત અને પુરાણોમાં દશ્યમાન થાય છે, તેને સારી રીતે આપણે આપણી દૃષ્ટિમર્યાદામાં સંક્રમિત કર્યા હોવા જોઇયે. દષ્ટાંત તરીકે કેટલાક લોકો રામચન્દ્રજીએ સીતાજીનો ત્યાગ કરવા સારૂ તેમની ભૂલ કાઢે છે, પણ તે ઠીક નથી. આદર્શ રાજા પોતાની કીર્તિ ઉપરાંત લોકોમાં પોતે કેવા દૃષ્ટાંત રૂપ મનાય છે, તેની પણ ચિન્તા રાખે અને પોતા-નામાં ત્રુટિ જણાય તો પોતાના અંગત સુખના ભોગે પણ રાજાના આદર્શને અનુરૂપ થાય. પોતાના ઉપર આક્ષેપ મૂકનારની ઉપર પોતાની અદાલતમાં પોતાના અમલદારોદ્વારા કામ ચલાવી પોતે નિર્દોષ થવાનું રાજાને તો સહેલુંજ પડે; માટે એ માર્ગ તેને સારૂ ન હોય. નાક ઉપર માખી પણ બેસવા ન દેવી; 'સીઝરની બાનુના ઉપર વહેમ પણ ન આવવો જોઇયે,' એ અંગ્રેજી કહેવતનું દષ્ટિબિન્દુ સમજવાનું છે. વળી કેટલાક નળ અથવા યુધિષ્ઠિર

જુગટું રમ્યા તે સંબંધમાં ગુંચવાય છે. આ બાબતની ચર્ચા આગળ કરી છે. દુનિયાંમાં ઘણી ચીજોના નિવેડા પાસા નાંખીને થાય છે. ક્રિકેટની રમતમાં પહેલો દાવ કોણ લે, એ પૈસો ઉંધો કે ચતો પડે તેથી નિર્ણિત કરવામાં આવે છે. ઘોડદોડની મ્હોટી મ્હોટી સરતો ઉપર પણ હોડ બકાય છે અને પાસા ખેલાય છે. માનવનું જીવન એ પણ એક સટ્ટો જ કહેવાય છે. કલાપી કહે છે તેમ;—

"પાસા ફેંકે જનો સર્વે દા દેવો હરિ હાથ છે."

એ પાસા ફેંકવામાં કોની જોડે પાસા ફેંકવાનું કબુલ કરવું અને હોડ બકવામાં કેટલે સુધી જવું, એ માણસની પોતાની ચતુરાઇનો વિષય છે. એટલે આપણે નળ કે હરિશ્ચન્દ્રની ચતુરાઈની ખોડ કાઢિયે, પણ એકવાર મુંઝવણમાં કે ગભરાટમાં કે હૈયાના ઉછાળામાં કે આવેશમાં કરાર કર્યા પછી કે વચન આપી દીધા પછી તો તે પાળવું—ગમે તેટલા ભોગે તે પાળવું, તે આદર્શમાં ખામી કાઢી શકાય તેમ નથી.

**રાષ્ટ્રભાવના**

વળી આપણા દેશમાં દેશભક્તિની ભાવના નહોતી અને પાંડવ કૌરવો માંહોમાંહે લડી પડ્યા અથવા પૃથુરાજ ને જયચંદ્રની લડાઇએ આપણી પાયમાલી કરી ઇત્યાદિ સંબંધે અનેક પ્રકારની ચર્ચાઓ ચાલે છે. અલબત્ત જૂદાં જૂદાં દૃષ્ટિબિન્દુઓને અંગે ચર્ચાને અવકાશ છે, એ વાત ખરી; પણ આમાં પણ આપણી સંસ્કૃતિનું દષ્ટિબિન્દુ લઇયે, ત્યારેજ આપણને એ બધી વાતોના મર્મ સમજાય. ઘણુંખરૂં સૌ પોતપોતાના પાપે જ લેવાય છે. દેશના મમત્વની ભાવના મનુષ્યની અલ્પ દષ્ટિને વિશાળ બનાવે છે. પણ એ દષ્ટિમાં જ પર્યાપ્તિ નથી. હિન્દુપણામાં મમત્વની ભાવના મનુષ્યને હિન્દુ સંસ્કૃતિ તરફ વધારે અભિમુખ કરે પણ તેમાં બધું આવી જતું નથી. સગપણના મમત્વની ભાવના મનુષ્યને તેટલા પૂરતી સંઘશક્તિ આપે તથાપિ તેમાં પણ માનવજીવનનો આદર્શ સમાઈ જતો નથી. પોતાના વતન પ્રત્યેના

પ્રેમની ભાવના ઠીક છે, પણ એ કરતાં પોતાના સમગ્ર દેશ પ્રત્યેની ભાવના વિશાલ છે. હું ગુજરાતી છું એ કરતાં હું ભારતવાસી છું એ ભાવના વિશાલતર છે. તેના કરતાં પણ હું માનવ દુનિયાંનો એક વતની છું, એ ભાવના વધારે વિશાલ છે. કુવાના દેડકા ને દરિયાના દેડકા જેવો ઘાટ છે. માનસમાં ફેર છે. રાષ્ટ્રીયતા એ મહાન વસ્તુ છે. પણ આંતરરાષ્ટ્રીયતાની કક્ષા એથી પણ વિશાલ છે. આ બધું જાણીતું છે. પરંતુ વિશેષ મુદ્દાની બાબત એ છે કે 'સમગ્ર દુનિયાં'ના આદર્શમાં પણ તેનું હિત સાધવાનો આદર્શ એ વધારે પ્રશંસનીય છે. અને એ હિત સાધવાને સારૂ સદાચરણના માર્ગનો જ પ્રસાર અને પ્રેરણા થવાં જોઇયે. માત્ર ઇચ્છા જ કરિયે, અથવા ઊંધા ઉપાયો યોજીયે, તો ઇચ્છા નિષ્ફળ થાય. જેમ માતા પોતાના પુત્ર ઉપર સખ્તાઈ કરીને પણ તેને સારો બનાવવાને ઇચ્છે છે, જેમ શસ્ત્રવૈદ્ય સડેલી આંગળીને કાપી નાંખીને પણ રોગીનું વાસ્તવિક હિત સાધવાને પ્રયત્ન કરે છે, તેમ ઉદાર અને કલ્યાણમય આદર્શવાળા મહાત્માઓ અને મહાવીરો જગત્‌ના કલ્યાણને અર્થે ધર્મની મહાપતાકાને જ અનુસરે છે. એમાં કૌરવ જેવા પિત્રાઇઓ તો શું પણ રાવણ જેવા સગાભાઈનો પણ ત્યાગ કરવો પડે છે. કારણ કે, એ માર્ગ સમગ્ર દુનિયાંના હિતને સાધનારો છે. એ માર્ગને અનુસરવામાં મનુષ્ય મ્હોટામાં મ્હોટો ભોગ આપે છે. જેમ દેશભક્તિ કરતાં આન્તરરાષ્ટ્રીયતા ચઢે છે, તેમ આન્તરરાષ્ટ્રીયતાથી ધર્મના વિશ્વબંધુત્વની કોટિ વધારે ઉદાર છે; અને ધર્મના વિશ્વબંધુત્વથી સર્વ સન્યાસપૂર્વક સર્વાત્મભાવની કોટિ વધારે ઉન્નત છે. મ્હને ઘણીવાર એમ લાગે છે કે અત્યારના વસતિપત્રકમાં લખાવવાના ધર્મ કરતાં જ્યારે ધર્મનું કાંઈ વિશિષ્ટ નામ પણ નહોતું, જ્યારે પંથનાં અભિમાન જાગ્યાં ન હતાં, અને જે સમયે સત્ય, અહિંસા, તપશ્ચર્યા, પવિત્રતા ઈત્યાદિ ધર્મો પ્રત્યક્ષ દશ્યમાન થવાને લીધે મનુષ્યોને ધર્મના અનુસરનારા કહેવામાં આવતા હતા, તે

પરિસ્થિતિ વધારે પસંદ કરવા યોગ્ય હશે. અત્યારે તો ઘણાખરામાં ઉપર કહ્યું તેમ વસતિપત્રકમાં લખાવવાનો ધર્મ દેખાય છે અને પછી ન્યાતજાત, સગાંસગપણ, વહાલસંબંધ, પંથપંથ, ગામગામ, પ્રાંતપ્રાંત કે દેશદેશ વચ્ચેની તાણાતાણ ચાલે છે. ધર્મનાં અને તેની જોડે સંસ્કૃતિનાં સનાતન તત્વોને દેશનો કે સમયનો બાધ નથી. સર્વ દેશમાં અને સર્વ સમયે તે હોઈ શકે, અને જેનામાં તે હોય તેજ ખરી ઉન્નતિને પ્રાપ્ત કરી શકે.

**ક્રિયાવિધિઓ**

અત્યારના સમયમાં આપણા રૂઢિ રીવાજોને નિન્દવાનો એક પ્રકારનો વાયરો ચાલ્યો છે. અને કેટલાક કહે છે કે રૂઢિઓ, રીવાજો તથા કર્મકાંડ (forms) શા માટે જોઇયે? કોઇને આ ક્રિયાનું ચોકઠું ન ગમતું હોય અને કોઇને બીજું ન ગમતું હોય, એટલે સામાન્ય રીતે રીવાજો કે રૂઢિઓને આમ સભમ ખંખેરવામાં કોઈ વાંધો લેતું નથી. પણ વાસ્તવિક રીતે જોઇયે તો રીવાજ રૂઢિઓમાં તો દુનિયાં વધારે ને વધારે સખ્ત થતી જાય છે. કાયદાઓમાં દરેક બાબતમાં વધારે ઝીણવટ થતી જાય છે; સભા સમિતિઓ ચલાવવામાં, લખાણ પિછાણમાં. બધે પ્રયોગોનાં ચોકઠાં વધારે ને વધારે સજડ થતાં જાય છે. આમાં કાંઈ નવાઈ જેવું નથી. જેમણે ગ્રંથોથી, બીજાના અનુભવથી કે પોતાના ડહાપણથી કાંઈક વિચાર કર્યો હોય છે, ને કૈંક સિદ્ધાંતો બાંધ્યા હોય છે, તેને સહજ જણાય છે કે આચરણ અને ક્રિયાનાં રૂપોમાં પણ યોગ્યતા કે અયોગ્યતા જેવું કાંઈક હોઈ શકે. આપણે બીજા તરફ નમ્રભાવ બતાવવો હોય, તો તે સારૂ આપણો પગ તેના તરફ ઊંચો ઉછાળિયે, તો તે ન ચાલે. અક્કડ રહિયે અને સહેજ હાથ ઊંચો કરિયે, તેમાં એક ભાવ પ્રદર્શિત થાય; અને દંડવત્ પ્રણામ કરિયે, એમાં વળી અન્ય ભાવની પ્રતીતિ થાય. માનવની પ્રત્યેક ક્રિયાના સ્વરૂપમાં માનવના હૃદયના અંતર્ગત ભાવો મૂર્તિમંત થાય છે. પદાર્થની કે ક્રિયાની પ્રત્યેક મૂર્તિ એ પ્રકૃતિનો

અવર્ણ્ય વ્યંજનાઓને વિસ્તારતો પ્રકટ મુદ્રાલેખ છે.

આ રીતે ક્રિયાઓનાં સ્વરૂપો આવશ્યક છે, તેમજ સૂચક છે. એટલુંજ નહિ પણ અમુક હેતુને સારૂ અમુક ક્રિયારૂપ વધારે યોગ્ય હોય, એમ આપણે જોઇયે છિયે, ત્યારે નિશ્ચિત હેતુને સારૂ અમુકજ ક્રિયારૂપ નિયત કર્યું હોય એ સહજ સમજાય એવું છે. તોપણ આમાં અનેક પ્રકારનું વૈવિધ્ય હોઈ શકે. યમ-નિયમને અર્થે એકાદશી અથવા શિવરાત્રીનું અથવા બીજું ગમે તે વ્રત કરી શકાય; અથવા બન્ને કરી શકાય. એકાદશીના વ્રતને સારૂ એક અથવા બીજા દષ્ટિબિન્દુને અંગે પહેલી અથવા બીજી ગમે તે એકાદશી લઈ શકાય. વળી પોતાની ક્રિયાને વધારે સૂચક કરવાને સારૂ પણ ક્રિયાના રૂપમાં અનેક આન્તર ભેદો હોઈ શકે. જેમ વધારે વિવેકી અથવા વધારે બુદ્ધિમાન મનુષ્યો આન્તર ભેદોને વધારે જોઈ શકે છે, તેનાં રહસ્યો સમજી શકે છે અને તેને વધારે સુસ્પષ્ટ રીતે વાણીદ્વારા વ્યક્ત કરી શકે છે તેમ ક્રિયાનાં રૂપો પણ અંતરાશયને વ્યક્ત કરવાના માર્ગો છે. યજ્ઞ એ સ્વકીય પદાર્થોની આહુતિ પરમાત્મતત્વને આપવાનું એક ક્રિયાસ્વરૂપ છે. દેવપૂજા એ ઈશ્વરને પૂર્ણભાવે પ્રણિપાત કરવાનું ક્રિયાસ્વરૂપ છે. ઋષિકુલમાં રહીને બ્રહ્મચર્ય પાળવું એ આદર્શ શિક્ષણના અંગનું ક્રિયાસ્વરૂપ છે. પ્રાણાયામ, ઈત્યાદિ સંધ્યાવન્દનની ક્રિયાઓ ચિત્તશુદ્ધિને સાધવાનાં અને ચિત્તનું પરમાત્મામાં અનુસંધાન કરવાનાં ક્રિયાસ્વરૂપો છે. આ અને બીજાં ઘણાં ક્રિયારૂપો આપણામાં છે; અને તે બધાં ઇષ્ટ હેતુને સારૂ વિધિપૂર્વક, સુનિર્દિષ્ટ કરાયેલાં છે. તે રૂપો નકામાં નથી, એટલું જ નહિ પણ ઉપયોગી અને આવશ્યક છે. એ રૂપો ન સમજવાથી જ, એના રૂપની મહત્તા અને સુંદરતા ન જાણવાથી જ આપણે ઘણીવાર એના તરફ બેદરકાર રહિયે છિયે. અલબત્ત, જે લોકો જાણી જોઇને પોતાના જૂદા આદર્શોને લઇને તેને વખોડે છે,

**ક્રિયારૂપોનાં દૃષ્ટાંત**

તેની વાત જૂદી છે. તે લોકો તો પાછાં બીજાં જડ ક્રિયારૂપોમાં આપણા કરતાં પણ વધારે ચુસ્ત હોય છે.

આપણી સંસ્કૃતિ ઉપનિષદ્‌નાં પરમ સત્યો ઉપર રચાઈ છે, અને એ પરમ સત્ય એની જીવન શક્તિ છે, એટલે વ્યાવહારિક મન્તવ્યોને સારૂ એ પરમ સત્યને વિસારી શકતી નથી. એનું પરિણામ એ થયું છે કે અધ્યારોપ અને અપવાદ, વિધિ અને નિષેધ એમાં ઘણુંખરૂં સાથે સાથે જોડાયેલાં ચાલ્યાં આવે છે. એક રીતે

**વિધિનિષેધનાં યુગલ**

જોઇયે, તો સામાન્ય વ્યવહારમાં પણ એમ જ છે. એક વખતે આપણે બાળકને ભણવા બેસવાનું કહિયે છિયે, અને એક વખતે ઉઠીને રમવા જવાનું કહિયે છિયે. એક વખતે ખાવાનો આગ્રહ કરિયે છિયે અને એક વખતે ખાવાનાથી અટકાવ કરિયે છિયે. ડાકટર કે વૈદ એક વખતે ઓસડ પીવાનો હુકમ આપે છે, અને બીજે વખતે તે બંધ કરવાનું કહે છે; ઓસડ આટલું પીવાનો નિર્ણય આપે છે, થોડું પીવાની ના કહે છે, વધારે પીવાની પણ ના કહે છે. આ રીતે જોઇયે, તો કઈ વખતે કોણે કયું કાર્ય કરવું એ સંબંધમાં સામાન્ય વ્યવહારમાં પણ યોગ્યાયોગ્યતાની વ્યવસ્થા છે. અથવા બીજી રીતે કહિયે તો સંયોગોની પરિસ્થિતિને અનુસાર, એક અથવા બીજી ક્રિયા ઉપર, ગુણ ઉપર, સિદ્ધાંત ઉપર અથવા વ્યક્તિ ઉપર આપણે ભાર મૂકિયે છિયે. યોગ્ય પ્રસંગમાં યોગ્ય તત્વ ઉપર ભાર મૂકવો, એનું નામ વ્યવસ્થા. તેમ ન થાય તેનું નામ ગુંચવાડો એ વિવેક વ્યવહારમાં પણ આપણને માન્ય છે. અને એજ વિવેક ઉત્કૃષ્ટ સ્વરૂપમાં આપણી સંસ્કૃતિમાં સ્થળે સ્થળે આપણને દર્શન આપે છે. દષ્ટાંતો પુષ્કળ છે. જુઓ કે આપણામાં વર્ણવ્યવસ્થા પણ ખરી અને વર્ણથી અતીત થઇને સંન્યાસ લેવાનો પણ ખરો. ગૃહસ્થે શિખા રાખવાની પણ ખરી, અને સન્યાસી થાય ત્યારે શિખા કાઢી મુંડન કરાવી દેવાનું પણ ખરૂં. બ્રાહ્મણે જનોઈ પહેરવું જોઇયે, અને શૂદ્રે ન પહેરવું

જોઇયે, એ પણ ખરૂં. શ્રાદ્ધમાં અમુક બ્રાહ્મણને જમાડવા એમ પણ ખરૂં, વધારે ન જમાડવા એ પણ ખરૂં. એકાદશીએ અપવાસ કરવો એ પણ ખરૂં, અને દ્વાદશીએ સારી રીતે પારણાં કરવાં એ પણ ખરૂં. બ્રહ્મચારીએ સ્ત્રીનું ચિન્તવન ન કરવું, એ પણ ખરૂં; ગૃહસ્થે સંસારમાં યોજાવું એ પણ ખરૂં. અને તેમાં પણ પાછી યોગ્યાયોગ્યની વ્યવસ્થા: વ્યક્તિપરત્વે, સમયપરત્વે, સ્થાનપરત્વે. જે બાબતમાં જોઇયે, ત્યાં વ્યવસ્થા જ વ્યવસ્થા. જે લોકોને "એક થા રામ અને એક થા રાવણ, ઓ લે ગયા ઉનકી જોરૂ; ઉસને મારી ઉસકી ગામડી, હો ગઈ રામા રામડી." એવું ઝટપટિયું ટૂંકું જ્ઞાન જોઇયે છે, સમજવું નથી અને જાણ્યું બતાવવું છે, એવા લોકોને આપણી સંસ્કૃતિને સમજવામાં આથી જ બહુ મુંઝવણ આવે છે. બિચારાઓ ગુંચવાય છે કે, આ બધું તે શું ? સીધેસીધું ટૂંકું ને ટચ હોય તો અમને તો ફાવે. કાયદાની બારીકીઓ અને વકીલોની ઝીણવટ જેમ ઘણા લોકોને ગમતી નથી, એવો આ લોકોનો ઘાટ છે; બીજી રીતે કહિયે તો આપણી સંસ્કૃતિ જગદંબાની પેઠે બન્ને રૂપે પ્રકાશે છે. જેમકે, ક્ષુધા એ દેવીનું સ્વરૂપ અને તૃપ્તિ એ પણ એનું જ સ્વરૂપ. તૃષ્ણા એ એનું સ્વરૂપ અને શાન્તિ એ પણ એનું જ સ્વરૂપ. ચેતના પણ એ અને મૂર્છા પણ એ. આ બધું ગુંચવણભરેલું ઘણાને લાગે છે. પણ જો આપણે સમજતા થઇયે કે સનાતન જીવનની કલા આ શરીરના જીવનની વૈદ્યવિદ્યા કરતાં તેમજ પુરાવાના કે લેવડદેવડના કાયદાઓ કરતાં પણ વધારે ગહન છે, તો આપણને એ જીવનના નિયમોની ગહનતા વિષે બહુ શંકા થાય નહિ અને જેમ વ્યાધીને સારૂ આપણે વૈદ્ય કે ડાકટરની અને કોર્ટના કેસને સારૂ વકીલની સલાહથી ચાલિયે છિયે, તેમ જીવનના મહામાર્ગમાં આપણે શાસ્ત્રો અને સંતોને પૂછીને જ ચાલિયે, કેમકે એકમાં શરીરનું સ્વાસ્થ્ય જવાનો અને બીજામાં મુકર્દમો માર્યો જવાનો સંભવ છે પણ આમાં તો સમગ્ર જીવન ભ્રાન્તિમાં વ્યર્થ જવાનો ભય છે.

આવાં આવાં અધિકારભેદની વ્યવસ્થાનાં આપણામાં અનેક ઉદાહરણો છે. અહિંસા એ તો આપણો આદર્શ. એક ન્હાના જંતુની પણ હિંસા કરવાની નહિ અને બીજી તરફથી

**અધિકારભેદ**

ધર્મયુદ્ધ તે ક્ષત્રિયને સ્વર્ગના આમંત્રણ સમાન ગણેલું. ભગવાન અર્જુનને કહે કે લડાઈ કર અને વળી કહે કે બધું છોડી દે. એક તરફથી આપણી એવી વ્યવસ્થા કે સંધ્યાપૂજા કે દાન કરિયે, તેના સંકલ્પમાં બ્રહ્માના વર્ષથી આજની ઘડી સુધીનો ને ભૂમંડલથી તાપી નદીને તીરે સૂર્યપુર સુધીનો હિસાબ. અને બીજી તરફથી આખું જગત્ મિથ્યા. કામ કરવાનું તે કમર કસીને કરવાનુંઃ ભગવાન શંકરાચાર્યથી તે મન્દિરના ઝાપટિયા સુધી. અને તે પાછું નિષ્કામતાથી. એક તરફથી મૂર્તિપૂજા દેખાય, છપ્પનભોગ સુદ્ધાંત કરવાના ને બીજી તરફથી બધું છોડી દઇને અવધૂત થઇને ફરવાનું પણ વિધાન ખરૂં. કુમારિકાએ પરણવું જોઇયે એમ પણ સામાન્ય આગ્રહ ખરો અને કુલીન વિધવાઓ ફરી પરણે નહિ એમ પણ ખરૂં. એટલું જ નહિ પણ આપણા જન-સમુદાયમાં અમુક કોમમાં વિધવાઓ બ્રહ્મચારિણી રહે અને અમુક કોમમાં નાતરાં પણ કરે. એકને આપણે માનપત્ર ન આપિયે અને બીજીને વખોડિયે પણ નહિ. સ્ત્રી શૂદ્રાદિકે વેદમંત્રનો અભ્યાસ ન કરવો એમ પણ કહ્યું અને પાછો એજ ગ્રંથોનો અર્થ બીજી ચોપ-ડીઓમાં વર્ણિત કર્યો અને કહ્યું કે ચારે તરફ તેને ફેલાવો, ભૂત પ્રેત હશે તોયે તેનું કલ્યાણ થઈ જશે તો સ્ત્રી શૂદ્રની તો વાત જ શી ? શૂદ્ર સંબંધે એ ગુલામ હતા એમ કોઈ ગોઠવે, પણ બાયડીઓની જોડે પણ બારમો ચંદ્રમા હશે ? આમ આપણાં વિધાનોની એવી અટપટી માયા છે કે જો એમાં મન પરોવીને વિદ્વાનો પાસે બેસી સાંભળીને સમજો, તો સહેલું, નહિ તો ગુંચાયે જ જાઓ. મ્હોટા મ્હોટાઓ પણ ગુંચવાયા છે, અને નવા નવા ધર્મો ને પંથો મ્હોટા પુરૂષોએ કાઢ્યા છે. ધુરંધરો પણ સનાતન ધર્મના વધારે નિકટ

સંસર્ગમાં આવતાં પાછા ઠંડા પડી ગયા છે. આપણા આર્યસમાજી ભાઇઓ મૂર્તિપૂજાની બાબતમાં જાણે સ્વામી દયાનંદજીની કીર્તિ કરવા ઉંદર ચોખા ખાઈ ગયાની વાત કહેવા લાગ્યા. તો પંડિતોએ કહ્યું કે, ઇશ્વર સર્વવ્યાપક છે. એને મૂર્તિ છે યે ખરી અને નથી યે ખરી એટલે એમના ટાંટિયા એમના ગળામાં. ભગવાન બુદ્ધ કહે ત્યાગ રાખો. ને થોડો વખત હિંદમાં એમનું ચાલ્યું. પણ પછી મુદ્દા જોયા, ત્યારે તો લોકોને સમજાયું કે આ ત્યાગ વિગેરે બધું તો સનાતન ધર્મમાં છે જ. પંડિતો કહે કે આ માર્ગ તો અમે ક્યારના જાણિયે છિયે પણ મરી ગયેલા છોકરાવાળી બાયડીને જ એકલીને અમારે બોધ કરવાનો નથી. ભીંતમાં લાત મારે, તો ભીંત તોડી નાંખે એવા પુત્રોને જન્મ આપનારી સ્ત્રીઓને પણ અમારે બોધ આપવાનો છે. ખ્રિસ્તી લોકો કહે કે ઇશ્વરની કૃપા અને કરૂણા યાચવાનો અમારામાં અપ્રતિમ બોધ છે. તો આપણા વિદ્વાનોએ બતાવ્યું કે શરણાગતપણાનો બોધ તો અમારાં ગીતાજીમાં શ્રીકૃષ્ણ ભગવાને કેદાડાનો કર્યો છે અને એના પ્રાધાન્યવાળો તો અમારો આખો એક વલ્લભ સંપ્રદાય છે.

આપણી સંસ્કૃતિની મોહિની એવી છે, એ સંસ્કૃતિ એવી સર્વાંગસુંદર છે અને એવી વ્યવસ્થિત, વિવેકશીલ અને સર્વતોમુખી છે કે જે એને સદ્‌ભાવે જુએ તે એમાં તલ્લીન થયા વિના રહે નહિ. ચતુર, જાજરમાન સ્ત્રીઓની જાણીતી રીત એ હોય છે કે એ પોતાના માણસને બીજીના બહુ પરિચયમાંજ આવવા દેતી નથી, કે જેથી એ એના પંજામાં આવી જાય. એ રીતે જડવાદના અને મોજશોખના આગ્રહી ધુરંધરો ધર્મગ્રંથો ઉપર આપણા જુવાનિયાઓને હાથ જ મૂકવા દેતા નથી. એક અંગ્રેજ વિદ્વાને એમ કહેલું યાદ આવે છે કે હિંદુ લોકો જો એમની જૂની જાતીય સંસ્કૃતિમાં મુસ્તાક રહેશે, તો આપણા હાથમાં આવવા મુશ્કેલ છે. એ જાણીતી વાત છે કે મ્હોટા યુરોપીય પંડિતો લાંબી

**સંસ્કૃતિની મોહિની**

ગોળગોળ વાતો કર્યે જાય, પણ આપણા ધુરંધર પંડિતોની સાથે વાદવિવાદમાં ઉતરવાની હામ ભીડતા નથી. આર્યસમાજીઓએ પણ થોડો વખત આપણી જોડે શાસ્ત્રાર્થો કરવાની હા હો કરી પણ એમને અને લોકોને સમજાઈ ગયું કે તત્વ જેટલું સનાતન ધર્મમાં છે, એટલું આ બધાં ડાળાં પાંખડાંમાં નથી. હકીકત એમ છે કે, સનાતન ધર્મના શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ, આદિ અડાબીડ ગ્રંથો એવા જબરજસ્ત છે કે માણસ એમાં પડ્યો કે એમાં ડૂબ્યો જ છે, ને જેમ વધારે બુદ્ધિમાન તેમ એને વધારે રસ લાગવાનો. વળી એ ડૂબવાનું તે એવું નહિ કે બોલ્શેવિકો કે જડવાદીઓની પેઠે બીજા તરફ જોવું જ નહિ અને પોતાનામાં જ આંધળિયાં કરવાં. આ શાસ્ત્રો જોનારની તો સર્વતોમુખ દૃષ્ટિ થઈ જાય છે, સર્વ દિશાઓ એને પ્રકાશમય થઈ જાય છે અને જેમ એનું પાછલું જ્ઞાન, અભ્યાસ અને અવધાન વધારે સરસ અને વધારે વિશાળ તેમ એ દુનિયાંની શંકાઓ નિવારણ કરવાને વધારે શક્તિમાન થાય છે. હરકોઈ ધર્મનો, હરકોઈ સિદ્ધાંતનો એ પ્રખર પક્ષપાતી આરંભમાં હોય તેની બીલકુલ ચિંતા નહિ; માત્ર એ પ્રમાણિક રીતે સત્યનો શોધક હોવો જોઈયે અને બીજા કોઈ વિક્ષેપ વિના યોગ્ય ગુરુ પાસે તે અભ્યાસ કરે એટલુંજ આવશ્યક છે. આમ જ બન્યું છે. અને ઘણા ધુરંધરો પલટાઈ ગયા છે. બુદ્ધિમાન હોય, ભણેલો ગણેલો હોય ( ને કોઈ ઝાંખરામાં કે બલામાં ભરાઈ પેઠા ન હોય ) ને પછી ધર્મગ્રંથ વાંચ્યા કે એમાં ચાલ્યો જ છે. બાબુ નરેન્દ્ર પહેલાં નાસ્તિક; તેણે રામકૃષ્ણ પરમહંસ દ્વારા આપણી સંસ્કૃતિનું મુખદર્શન કર્યું, તે પલટાઈ ગયો; અને વિવેકાનંદ થઈ અમેરિકા સુધી વેદાંતના પેગામ પહોંચાડયા. ભીમસેન શર્મા પહેલાં આર્યસમાજી મોટા ઉપદેશક; તેમણે આપણાં શાસ્ત્રો જોયાં, બધું સમજી લીધું ને કહ્યું કે ભાઇઓ આ સનાતન ધર્મમાં છે એવું બીજે કાંઈ નથી. બાબુ અરવિંદ ઘોષ વિલાયત ગયા, વડોદરાની કોલેજમાં પંકાયા, એક ધુરંધર તંત્રી બન્યા,

પણ પછી એમને આપણા યોગશાસ્ત્રાદિકનો રસ લાગ્યો ને એમાં પડયા તે એમાંજ લીન થઈ ગયા. કર્નલ ઑલ્કોટ પહેલાં નાસ્તિક હતા અને એવીજ હાલત એની બિસેંટની હતી. એ બન્નેને આપણી વિદ્યાનો રસ લાગ્યો. તે ઑલ્કોટે અમેરિકામાંથી અડયારમાં આવી અહિંજ સમાધી સાધી, ને અમેરિકાના સામું પણ ન જોયું. એની બિસાંટે તો હિન્દને પોતાનું જીવન અર્પણ કર્યું. મેકસ મુલરે ને શૉપનહોરે આપણા ધર્મગ્રંથો જોવા માંડયા એટલે વિલાયતનાં ગીત ગાવાનાં મૂકી દીધાં. શૉપનહોર કહે કે ઉપનિષદો મ્હારા જીવનનો વિસામો છે અને મૃત્યુનો પણ વિસામો થશે. મેકસ મુલર કહે કે મ્હારો પુનર્જન્મ થાય, તો ગંગાકિનારે કોઈ બ્રાહ્મણ બ્રાહ્મણીને પેટે થજો. જર્મન ફિલસુફ નિટશેએ મનુસ્મૃતિ વાંચી તો કહે દુનિયાને સુખી કરવી હોય, તો આના જેવો બીજો સરસ શાસનગ્રંથ જ નથી. આવા તો ઘણા ઘણા દાખલા છે. રમેશચંદ્ર દત્ત ઇત્યાદિ પર ધર્મમાં ગયેલાઓએ પણ હિન્દની સંસ્કૃતિનાં ગીતો ગાયાં છે. ટોલ્સ્ટોય ઇત્યાદિ યુરોપીય વિચારકો પણ આપણી સંસ્કૃતિમાંથી આદર્શો અને ભાવનાઓ ઝીલવા મંડી ગયા છે અને પહેલાં ગમે તેવા હોય તથાપિ હિન્દની સંસ્કૃતિનો ભગવો રંગ પોતાને લાગ્યા પછી ચારે તરફ એનો રંગ લગાડવા લાગ્યા છે. ગાંધીજીને આપણા ગ્રંથો વાંચવાની ઝાઝી ફુરસદ મળતી નથી. તોયે થોડું ઘણું જોયું તેમાંથી સાર એવો ખેંચ્યો કે બધે ધર્મની જ વાત કરવા મંડયા છે. અહિંસાનું નવું રાજનૈતિક શસ્ત્ર પણ તેમના આ ધાર્મિક દૃષ્ટિબિંદુને જ આભારી છે. અમેરિકામાં દારૂની ધક અને વાંદરાના વંશજ થવાની ધગશ ઓછી થવામાં આપણી હિન્દની સંસ્કૃતિનાં આંદોલનો કારણભૂત થયાં છે, એમ કોઈ શોધી કાઢે તો મ્હને આશ્ચર્ય લાગે નહિ.

જે સંસ્કૃતિને આપણે સ્તવિયે છિયે તે સંસ્કૃતિ એવી વિશાળ છે, એવી સર્વતોમુખી છે એવી ગહન, સંકીર્ણ અને અગાધ છે કે એનું સંપૂર્ણ સ્વરૂપ આપણે માપી શકિયે જ નહિ. જે સનાતન-

ધર્મની ભૂમી ઉપર એ અંકુરિત, પુષ્પિત, પલ્લવિત અને ફલવતી થઈ છે, એ ધર્મ વિષે કહેવામાં આવ્યું છે કેઃ—

धर्मस्य तत्वं निहितं गुहायां महाजनो येन गतः स पन्थाः ।

તેમ એ સંસ્કૃતિ વિષે પણ શિષ્ટજનોએ જે માર્ગ સુસંમત કર્યો છે, તેજ એ સંસ્કૃતિનો મહામાર્ગ છે. જેમ મનુષ્યનું શરીર આપણે જોઇયે છિયે તથાપિ તેની અંદરની રક્તવાહિનીઓ, તેના મજ્જા તંતુઓ, તેના કઠિન અસ્થિબંધો, તેના અતિ સૂક્ષ્મ જ્ઞાનતંતુઓ અને તેના ગહન અને અદ્ભુત પિંડયંત્રને આપણે વ્હાડકાપ થયા વિના જોઈ શકતા નથી; અને તેમાં વિરાજતા અને તેને ગતિમાન કરતા માનસને અને આત્માને તો આપણે કોઇ રીતે પ્રત્યક્ષ કરી શકતા જ નથી તેમ આ ભવ્ય સંસ્કૃતિનું સ્વરૂપ પૂર્ણ અંશે તો આપણને દૃષ્ટિગોચર ભાગ્યે જ થઇ શકે. તથાપિ જેમ કોઇ મહાત્માનાં દર્શન કરીને અને તેને વંદન કરીને પણ આપણે અંશતઃ કૃતાર્થ થઇયે છિયે, તેમ જો આપણે આ પુણ્ય સંસ્કૃતિનું બાહ્ય દર્શન પણ કરી શકિયે, તો એ પણ આપણા જીવનની દિશાના અંગુલી-નિર્દેશને સારૂ એક કર્ત્તવ્ય છે. આ સંસ્કૃતિની સર્વાંગ સુંદરતા જોવાને સારૂ, એની સંકીર્ણતાનાં પડો ઉકેલવાને સારૂ અને એના ઝીણા ઝીણા મર્મો સમજવાને સારૂ જો કોઈ મહામાર્ગ હોય તો એ સંસ્કૃતિના આધારરૂપ શ્રુતિ, સ્મૃતિ, મહાભારત, રામાયણ, પુરાણ ઈત્યાદિ પુણ્ય ગ્રંથોનો અભ્યાસ એજ છે. કેમકે, એમાં એ સંસ્કૃતિ માત્ર મંતવ્યરૂપે નહિ પણ જીવનપ્રયોગદ્વારા પ્રકાશિત થઈ છે. પુરાણો એ આપણી સંસ્કૃતિ ઉપરનાં ભાષ્યો છે અને ભારતવર્ષનો સમગ્ર ઈતિહાસ એ આપણી સંસ્કૃતિ ઉપરનું મહાભાષ્ય છે.

  

# જીવનની પવિત્રતા

મનની, શરીરની, અને વ્યવહારની પવિત્રતા સાધવાના આચારને આપણે પવિત્રતાનો કે શૌચનો આચાર કહિયે. શૌચાચારની આવશ્યકતા એવી સ્વતઃસિદ્ધ છે કે સામાન્ય રીતે તો પ્રત્યેક મનુષ્ય અને પ્રત્યેક જનસમુદાય તેને સ્વીકારે છે. પરંતુ તેમાં કેટલે અંશે ઉંડા ઉતરવું, કેટલે અંશે અનુકૂળતા અથવા સગવડતાને ખાતર તેનો ભોગ આપવો, કેટલે અંશે તેને સમાજના બંધારણમાં પણ સન્માનિત કરવો એ બાબતમાં ઘણુંકરીને 'तुंडे तुंडे मतिर्भिन्ना' જેવો ઘાટ હોય છે. પણ સર્વ સમજુ જનો પવિત્રતા સાધવાના આદર્શથી કરાયેલા સર્વ નિયમો તરફ માનની દૃષ્ટિથી જુએ, એ યોગ્ય છે. દેશનાં આબોહવાને અંગે, અને દેશની સંસ્કૃતિને અવલંબીને શૌચાચારમાં ન્યૂનાધિકતા પણ સંભવે છે. પણ આપણે કહી શકિયે કે એ બધાં નાનાં મ્હોટાં સાધનોનું લક્ષ્ય સામાન્યતઃ એક જ છે.

પાશ્ચાત્ય કેળવણીએ આપણા દેશને જે ઘણી જાતની હાનિ કરી છે, તેમાંની મ્હોટી હાનિ એ છે કે તેણે આપણા ઉંચી કેળવણી પામેલા વર્ગના મ્હોટા ભાગને શૌચાચારથી વિમુખ કરી દીધો છે. તેમની બુદ્ધિને તો તે કેળવણીએ તીક્ષ્ણ કરી છે જ, એટલે એઓ પોતાના વર્તનના અનેક બચાવો ગોઠવી કાઢે છે. જો તેમનું ચાલે એમ હોય, તો તેઓ પોતેજ હલ્લો લઈ જઈ સ્હામાને ઉંચકીને પટકવાની પેરવી કરે છે. તે ન બને તો તેઓ તેને હસે છે, અને તેમ ન બને તો પાછળથી નિંદા કરવામાંથી જતા નથી, અલબત્ત આ વસ્તુસ્થિતિ દૃઢ મનનાં મનુષ્યોને ડગાવતી નથી. કેટલાક આચારવાન આસ્તિક જનો મોળા શૌચાચારની કેળવણી લીધા છતાં શિષ્ટ અને કુલપરંપરાપ્રાપ્ત શૌચાચારને સારી રીતે પાળે છે. કેટલાક આસ્તિક જનો આચારભ્રષ્ટ જનોને સ્હમજાવવા મથે છે;

કેટલાક તેમને સારૂ દીલગીર થાય છે; અને કેટલાક તેમના તરફ ઉપેક્ષા રાખે છે.

આ તો જરા આગળ વધેલા કેળવાયેલાઓની વાત થઇ. પણ ઘણો વર્ગ એવો છે કે જે અત્યારની તીવ્ર બુદ્ધિની જુવાનીની અફડાતફડી પાસે સાદા સીધા સાહેદની પેઠે ગભરાઈ જાય છે. એમને આવા આચાર તરફ પ્રીતિ હોય છે; તેમાં કાંઇક સારૂં છે, એમ પણ તેમને આન્તર નિશ્ચય હોય છે; પણ એનો બચાવ કરવાની દલીલો એમની પાસે તૈયાર હોતી નથી. એટલે હલ્લો કરવાનેજ નીકળેલા સજ્જ અને સશસ્ત્ર દળ પાસે તેઓ લાચાર જેવા બની જાય છે. તે છતાં કેટલાક હિંમતથી એવો ભાવ દાખવે છે કે ગમે તેમ પણ અમને તો આચાર પાળવો એજ સારૂં લાગે છે માટે અમે તે પાળવાનો યત્ન કરિયે છિયે અને કરીશું. પેલા કહે છે કે, ‘અરે! એ તે તમને શોભે! તમે આ જમાનામાં પાછળ પડી જશો. એમાં તે એવું ખોટું શું છે? આમ કર્યાથી શું મ્હોટું પાપ થઇ જવાનું હતું?’ ઇત્યાદિ મૂળ મુદ્દા જોડે સંબંધ વગરની તથાપિ સામાન્ય રીતે પોતાના પક્ષમાં ભેળવાની દલીલો કરે છે. વળી કેટલાક તો મનુષ્યની સમાનતાના પાયા વગરના મન્તવ્યને જાણે મ્હોટા સિદ્ધાંત રૂપે દાખલ કરીને દલીલ કરવા લાગે છે; અને જાતિવાચક એક સામાન્ય શબ્દના ભ્રમથી માણસે માણસે ફેર એ સામાન્ય સત્યને પણ તેઓ ભૂલી જતા હોય તેમ અનેક ભ્રમપરંપરામાં સ્હામાને ગુંચવે છે. વળી કેટલાક તો શાસ્ત્રના ફકરાઓને પણ આચારભ્રષ્ટતાની પુષ્ટિમાં દાખલ કરી દે છે. અલબત્ત શાસ્ત્રના જાણનાર પાળનારને તો આવા શાસ્ત્રવાક્યના કોઈ કોઈ વિપરીત વિનિયોગથી કદાચ ગુસ્સો કે ઘણુંખરૂં હસવું જ આવે છે કે સખેદ આશ્ચર્ય જ થાય છે. પણ સામાન્ય રીતે અત્યારે દેખાતી આચારભ્રષ્ટતાથી ધર્મિષ્ઠ જનોને આશ્ચર્ય જેવું લાગતું નથી. કારણકે આચારભ્રષ્ટતા એ કાંઈ દુનિયાંમાં નવી વસ્તુ નથી. સદાચાર

સાધવો, એ કઠિન છે. આચારથી ભ્રષ્ટ થવું એ તો સહેલું છે, આસુરી સંપત્તિવાળાઓના ગુણોના પ્રદર્શનના શ્લોકોમાં ભગવાન શ્રીમુખે કહે છે કે

'न शौचं चापि चाचारो न सत्यं तेषु विद्यते ।'

વળી આચારભ્રષ્ટતા કલિયુગમાં અતિશય થશે, એ પણ પુરાણોએ તો વર્ષોનાં વર્ષો પહેલાં કહી દીધું છે. માત્ર એટલુંજ કે કળિ-યુગનો અમલ જરા વહેલો જામી પડેલો અને આચારભ્રષ્ટતા જરા વધારે નજીક આવી પહોંચેલી, ઘણાને લાગે છે. આવા આસ્તિક જનોને ખેદ કરતા પણ મ્હેં જોયા છે. અને આ ખેદમાં પારકા પોતાનાંનો પણ પ્રશ્ન હોતો નથી. લોકોને પોતાનાંઓને જ સારૂ કે પોતાનાં જ સંતાનોને સારૂ ખેદ કરતા જોયા છે. એટલે આ આખો પ્રશ્ન કોમ કોમની લડાઇનો કે પક્ષાપક્ષીનો નથી, પણ પ્રેમનો છે. જેમ વધારે પ્રેમ હોય, તેમ સ્વાત્માની આચારભ્રષ્ટતા આર્ય હૃદયને વધારે દુઃખદ થાય છે. કેમકે આર્ય વિદ્વાનો માને છે, અને અને જુએ છે કે આચારભ્રષ્ટતામાં વિનિપાત અને વિનાશનાં પ્રબલ બીજકો રહેલાં છે.

વાસ્તવિક રીતે આચાર શબ્દનો અર્થ બહુ વિશાળ છે, આપણે જ્યારે કહિયે છિયે કે, આચાર અને વિચાર એ ધર્મનાં અંગ છે, ત્યારે ખરી રીતે અખિલ સદાચારનો આચારમાં સમાવેશ થાય છે. શાસ્ત્રમાં કહેલા વિધિ નિષેધને અનુસરીને આચરણ કરવું, તેને સદાચાર કહેવામાં આવે છે, એટલે કે 'आचारो धर्मपालनम्' એ આચારનો વિશાળ અર્થ છે. અને સત્ અસત્ વસ્તુનો, નિત્યાનિત્યનો, એટલે વિદ્યા સંબંધી વિશેષે કરીને, પરાવિદ્યા સંબંધી જે વિચાર તેને આપણે વિચાર કહિયે છિયે. સદાચારમાંથી સદ્‌વિચાર ઉત્પન્ન થાય છે અને સદ્‌વિચાર સદાચારને પરિપુષ્ટ કરે છે. બન્ને એક બીજાને ઉપકારક છે. સદાચારનું એક પ્રધાન અંગ તે શૌચાચાર છે, શૌચ-પવિત્રતા એ ધર્મનું પ્રધાન અંગ છે, એ સુવિખ્યાત છે.

બધા ધર્મો અને પંથોમાં એનો એક અથવા બીજી રીતે આગ્રહ રાખવામાં આવેલો દેખાય છે, અને વૈદિક સનાતન ધર્મ અથવા આર્ય ધર્મમાં એનો સવિશેષ આગ્રહ દીસે છે. આ આચારને લોકો પ્રેમથી પાળતા આવ્યા છે, અને પાળે છે. પણ હાલમાં એવાં કેટલાંક નવાં બળો ઉત્પન્ન થયાં છે, કે ઘણા લોકોની આચાર તરફ બેદરકારી અથવા ઉપેક્ષા થઇ છે. શૌચાચાર એ સદાચારનું એક પ્રધાન અંગ હોઈ તેને ઘણીવાર આચાર શબ્દથી સૂચવવામાં આવે છે.

જે નવાં બળોએ આચાર તરફ દુર્લક્ષ અથવા આચારભ્રષ્ટતા ઉત્પન્ન કરી છે, તે બળોમાંના મુખ્ય બળ તરીકે અંગ્રેજી કેળવણી ગણી શકાય. રાજકીય અસરો એ આ શિથિલતા અથવા ભ્રષ્ટતાની ઉત્તેજક છે. ભ્રષ્ટ કરનારા અનેક પદાર્થો એ તેના સાધનો છે, અને સગવડતા તથા સંજોગોને એની દલીલ તરીકે આગળ મુકવામાં આવે છે. પાશ્ચાત્ય કેળવણી વિદ્યાર્થીને પાશ્ચાત્ય સાહિત્યના આદર્શમાં કેળવે છે. એટલે એને એમ થઇ જાય છે. કે 'એમાં શું?' અલબત્ત 'એમાં શું?' એ પ્રશ્ન નાનામ્હોટા દોષો કરતાં પહેલાં હરકોઈ મનુષ્યને થાય છે, અને તેનો ફાવતો જવાબ પોતાના મન પાસે અપાવી, તે આગળ પ્રવર્તે છે. પાપમાં પણ માણસ પોતાના મનને ફોસલાવી લે છે, તો પુણ્ય કાર્યને પડતું મૂકવામાં તો વધારે સહેલાઈથી, તે તેમ કરી શકે, એ દેખીતું છે. શૌચ એ એક પ્રકારનો ઉન્નતિદાયક ધર્મ છે. મનુષ્યને તે ઉચ્ચ કક્ષામાં ધારણ કરનાર અથવા લઈ જનાર છે. સત્ય, દયા, અને તપની સાથે તેની પંક્તિ છે. એટલે તેને અનુસરવામાં પુણ્ય છે, ઉચ્ચતા છે, અથવા ઉચ્ચ જીવન તરફ જવાનો પ્રયત્ન છે. જે મનુષ્ય જે જ્ઞાતિમાં કે વર્ણમાં જન્મ્યો હોય, તે તેના શૌચાચારને પાળે તો સ્વજ્ઞાતિના આદર્શની યોગ્યતાવાળો તે ગણાય છે અને ન પાળે તો તે આદર્શથી તેનું પતન થએલું એટલે તે તેટલો ભ્રષ્ટ થએલો મનાય છે. જે સમયમાં જ્ઞાતિઓનું બળ હતું, અને ધર્મના

નિયમો પોતાના જ કલ્યાણને અર્થે છે, એમ સમજીને લોકો તેને પ્રેમથી પાળતા અને પળાવતા તે સમયે આપણી આચારવ્યવસ્થા વિશેષ રૂપમાં પળાતી. પણ હવે તો સુધારાવાળાઓના પ્રહાર પાસે જ્ઞાતિઓનું જોર ધાર્મિક બાબતોમાં લગભગ તૂટી ગયા જેવું થઈ ગયું છે એટલે જ્ઞાતિઓ કાંઈ કરી શકતી નથી. પાંચ પચીસ અગ્રણીઓ હોય તેમાં તો ઘણાખરા પાશ્ચાત્ય સંસ્કારોવાળા, લાગવગવાળા અને કાયદાબાજીની રમતો જાણનારા હોય એટલે બિચારાં ડોસાંડગરાંનું ચાલે પણ શું? ભાટીયા ઇત્યાદિ કેટલીક જ્ઞાતિઓમાં જ્યાં આ પાશ્ચાત્ય કેળવણી ઓછી છે ત્યાં લોકો શૌચાચારની વિવેકદૃષ્ટિને જરા વધારે રાખી રહ્યા છે. એકંદરે પાશ્ચાત્ય કેળવણીની–ઉપલી કેળવણીની અસર આપણા આચાર તરફ કુઠારાઘાત કરનારી નીવડી છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. પરિસ્થિતિ એ થઇ છે કે, ઊંચી કેળવણી પામેલા જનોમાં આચારશિથિલતા એ નિયમ અને આચારશીલતા એ અપવાદ ગણાય છે. અને લગભગ એવું થઇ ગયું છે કે એવા પ્રકારની શિથિલતા કે ભ્રષ્ટતા 'જે ન કરે તે ન્યાતબહાર.' અલબત્ત આ પ્રકારની આચારભ્રષ્ટતામાં એક પ્રકારની નૈતિક અધોગતિ છે. કેમકે તે કરનાર મનમાં સમજે છે કે હું પોતાને આ ન્યાતનો કહેવરાવું છું; તે ન્યાતના તરીકે મ્હારાથી આ વસ્તુ કરી ન શકાય; છતાં હું કરૂં છુંઃ આંખ મીચામણાં કરીને અથવા કોઇ મ્હને પકડે પૂછે તેમ નથી માટે. આ અધોગતિને પરપુરુષ સંબંધ કરનાર સ્ત્રીના મનની અધોગતિના જેવા પ્રકારની તો ન કહેવાય. કારણકે આ અધોગતિ તો ધીમે ધીમે, લગભગ ન સમજાય તેવી રીતે, જીવનને અસર કરે છે સમગ્ર જીવનને અસર કરે છે. એના કરતાં જે માણુસ જ્ઞાતિ સાથેનો પોતાનો સંબંધ તોડી નાંખીને પછી જ્ઞાતિના આચાર વિરૂદ્ધ આચરણ રાખે છે, તેની યોગ્યતા વધારે છે. કેમકે કાર્લાઇલની ભાષામાં કહિયે તો તે વધારે 'સાચો' માણુસ છે.

પણ સામાન્ય રીતે ઘણાખરાં માણસો, કેળવાએલાં હોય કે વગર કેળવાએલાં હોય તે સહુ—નીતિની અતિ ઉંચી કક્ષા ઉપર હોતાં નથી અને હોવાનો દાવો પણ કરતાં નથી. તેમ અંગ્રેજી કેળવણી એ બાબતમાં ખાસ સત્યાગ્રહ પણ રાખતી રખાવતી નથી. વળી મનુષ્ય એટલે ભૂલ કરે એવું, અનેક નિર્બળતાઓવાળું પ્રાણી એ વાત પણ આપણે ભૂલી જવા જેવી નથી. આ બધું જોતાં અત્યારના વખતની આચારશિથિલતા ગતાનુગતિક ન્યાયે ઘણે ઠેકાણે સામાન્ય થઈ પડી છે. તેનો ભોગ થઈ ગએલા જનોને નિંદવામાં આપણું તાત્પર્ય નથી. આવી આચારશિથિલતા—અથવા તે તીવ્ર રૂપમાં હોય ત્યારે આચારભ્રષ્ટતા—હાલના સંજોગોમાં ન થાય તો નવાઇ કહેવાય. ત્રણસો વર્ષ પહેલાં આર્યોનાં શરીર ઉપર આક્રમણ થતું ત્યારે તો મન શરીરની કુરબાની કરી દેતું. પણ હવે તો નવા જાતિઓએ મનને મૂંડી નાંખ્યું છે. અત્યારે રાજ્યનો અસહકાર નહિ ચાલે, કારણ કે સહકાર વિના એ બધા કયાં બેઠા છે? વસ્તુઓનો અસહકાર—અવ્યવહાર—મુશ્કેલ છે. કારણ તે વસ્તુઓનો શોખ મનમાં જામી ગયો છે. વિપરીત સંસ્કૃતિનો અસહકાર—અનાદર—એ જ કર્તવ્ય છે.—આપણે સારૂ, યુરોપને સારૂ, માનવજાતિને સારૂ. આપણને હજી એ સમજાયું નથી.

જો આપણે આપણી પુરાતન અને સનાતન સંસ્કૃતિને જાળવી રાખવી હોય, જો આપણે આપણાં શાસ્ત્રોમાં વિહિત કરેલા ધર્મ વડે સર્વ આક્રમણોથી રક્ષિત થવું હોય, જો બીજી અનેક પ્રજાઓની પેઠે માત્ર તાત્કાલિક અનુકૂલતાઓ અથવા લાલસાઓના ભોગ થઈ જઇને આપણે પ્રજા તરીકે નષ્ટ થવું ન હોય, તો તો આપણે આપણા સદાચારના એક પ્રધાન સ્તંભરૂપ શૌચાચારનો આદર કર્યા વિના છૂટકો નથી. આદર્શ શૌચાચારને—આપણે જે જે જ્ઞાતિ કે વર્ણમાં હોઇયે તેના આદર્શ શૌચાચારને સર્વાંશે અનુસરવું એ અહોભાગ્ય તો હંમેશાં થોડાનુંજ રહેવાનું. પણ એના તરફ આદર,

એના તરફ પૂજ્યભાવ અને એને સાધવાનો પ્રયત્ન એ આપણામાં રહે, એટલું તો આવશ્યક છે. આપણો પુરાતન શૌચાચાર તોડવાના પ્રયત્નો આ યુગમાં નહિ થાય એમ નહિ, પણ આપણે સદા એના સ્હામે જાગૃત રહેવું પડશે. પુરાણા સમયમાં પણ ઋષિઓના યજ્ઞોની પવિત્ર સામગ્રીને રાક્ષસો મલિન મદ્યમાંસાદિ તેમાં ઉંચેથી કે આઘેથી ફેંકીને તેને અભડાવવાનો પ્રયત્ન કરતા, એ વાત આપણને અજાણી નથી.

આપણને વધારે અસંતોષનું કારણ તો એ છે કે આપણા કેટલાક બંધુઓ શૌચાચારના વિષયનું પૂરતું જ્ઞાન ન હોવાને લીધે સ્પષ્ટ શૌચાચારની બાબતોને તિરસ્કાર, દ્વેષ, ઈત્યાદિકની જોડે ગુંચવી નાંખે છે. અંત્યજો ઇત્યાદિકને સ્પર્શ ન કરવાનું અથવા સ્પર્શ કરીને સ્નાન કરવાનું સ્પષ્ટ કારણ શૌચ છે. તથાપિ કોઈ વ્યક્તિઓ—થોડી અથવા વધારે—તે વર્ગો તરફ પોતાના વ્યક્તિગત દોષને લીધે તિરસ્કારાદિક દાખવે, તો તે પવિત્રતાના નિયમો કાઢી નાંખવાનું કહેવા ને બદલે ખરો માર્ગ તો એ છે કે શૌચાચાર ઉપર ભાર મુકવો અને એમનો દ્વેષ અથવા એમના તરફ ઘૃણા એ અધર્મ છે એ બતાવી તેઓના તરફ યોગ્ય વર્તનનો આગ્રહ કરાવવો. સુધરાઈખાતાના ઘણા મુકાદમો અંત્યજોને અડકતા હોવા છતાં એમના તરફ ઘણું અયોગ્ય વર્ત્તન રાખે છે. સામાન્ય વિચારથી પણ સહેજ સમજાશે કે અડકવું એજ કાંઈ મનુષ્યો તરફ સદ્‌ભાવનું કારણ નથી. આ વિષયમાં ખરી વસ્તુસ્થિતિ તો એ છે કે પાશ્ચાત્ય લોકોએ ગમે તે બ્હાને આપણું નીચું બતાવવાને અંગે આ બાબતમાં આપણી શૌચાચાર વ્યવસ્થા કેમ જાણે એક મનુષ્યજાતિ પ્રત્યેનો દ્રોહ હોય નહિ, મ્હોટી અક્ષમ્ય ને અસાધારણ બાબત હોય નહિ એવું ઠસાવવાનો દેખાવ કર્યો છે. અને એવા વિચારનું પુનઃ પુનઃ આવર્ત્તન થવાથી અને કેટલેક અંશે આચારવ્યવસ્થાના અજ્ઞાનથી અને કેટલેક અંશે માનસિક નિર્બળતા એટલે જેને Inferiority-complex કહે છે, તેને

લીધે આપણામાંના ઘણા હા યે હા કરવા લાગી ગયા છે. 'આ સુધરેલા લોકો આ બાબતોમાં તો આપણી બહુજ ઘૃણા કરે છે. માટે તેમાં તો આપણે ચટચટ સુધારો કરી નાંખો.' આવી કાંઇક મનોદશા છે. પણ એ ભાઇઓને ખબર નથી કે વાસ્તવિક રીતે તો આપણા અને એમના માર્ગોમાં કેટલાક મૌલિક ભેદો છે. એક બાબતમાં તમે એમની ટીકાને વશ થશો, તો બીજી અનેક તમારે સારૂ તૈયાર જ છે. એ તો સાત પૂંછડીઓવાળા ઉંદર અથવા નાકકટ્ટાની ન્યાતની વાત જેવો ઘાટ છે. એક એવી વાત છે કે નાસિકાહીન જનોએ પોતાની ન્યાત વધારવા કહેવા માંડેલું કે ઇશ્વરનું દર્શન કરવામાં ધ્યાન કરતી વખતે નાક આડું આવે છે. યુરોપવાળા પણ ત્યાંની સંસ્કૃતિ વિના ઉદ્ધાર નથી, એમ આપણને વખતો વખત આગ્રહપૂર્વક જણાવે છે; અને તે છતાં તેમની સંસ્કૃતિ તો ત્યાં ને ત્યાંજ સપાટ થવા બેઠી છે. એટલે આપણે એની બહુ ફીકર કરવા જેવું નથી. એનાથી અંજાવાનું પણ નથી. માત્ર આપણાં સનાતન સત્યોમાં સુદૃઢ થઇ આપણું ચિરંજીવિત્વ કાયમ કરવાનું છે.

શૌચાચારનો વિરોધ ઘણુંખરૂં કેળવાયેલા વર્ગમાં શા માટે થાય છે, એનાં કારણો સ્પષ્ટ છે. જે બાબતમાં તેઓ ઘણુંખરૂં ગડબડ કરી રહ્યા છે, તે બાબત શૌચાચારને અંગે વધારે ખુલ્લા રૂપમાં તેમની સ્હામે ખડી થાય છે. તેમની ન્હાનમ તેમનાં આંતર ચક્ષુ પાસે તાજી થાય છે. આચારના વિષયમાં તેઓ નામના જ બ્રાહ્મણ કે નામના જ હિન્દુ છે, એ કડવું સત્ય તેમને કોઈ કહેતું નથી તોપણ તેમની પાસે ઝાંખું ઝાંખું ભુતાવળની પેઠે ખડું થાય છે. આવા આઘાતની સ્હામે પોતાના મતનાઓનું આશ્વાસન મ્હોટું થઈ પડે એમાં આશ્ચર્ય નથી. એ કારણથી નવાં બળોની પ્રેરક નવી સંસ્થાઓમાં ઘણું કરીને આવા વિચારના સમૂહો સારી રીતે જામી જાય છે. અને કેટલીક વાર એમ પણ બને છે કે આચાર પાળવો એ ઘણું ખરૂં એવા સમુદાયમાં અણગમતી અને ટીકાપાત્ર બાબત થઈ પડે છે.

અલબત્ત આપણે એમ કહેવાનું છે જ નહિ કે ઉંચી કેળવણી લીધેલામાં આચારશુદ્ધિ પાળનારા જનો નથી. માત્ર થોડા છે, બહુજ થોડા છે કહિયે તોપણ ચાલે. અને જેમ જેમ દસકો પાસે આવતા જઇયે, તેમ વધારે થોડા. આચારમાં એમ છે એટલુંજ નહિ પણ સામાન્ય રીતે ધર્મ પ્રત્યેજ એવું વલણ છે. એવું વલણ અંહિજ છે, એમ નથી પણ યુરોપમાંયે છે અથવા ત્યાંથી અંહિ દાખલ થયું છે એમ કહિયે તોપણ ચાલે. ઈશ્વર તરફ પણ એવાજ પ્રકારની બેદરકારી અથવા અનાસ્થા દેખાય છે. શિખા ઈત્યાદિ આપણાં આર્યોનાં બાહ્ય લિંગચિહ્નો સંબંધે પણ એવુંજ છે. કોર્ટો અથવા કોલેજોમાં જોઇશું તો થોડાને જ શિખા હશે. કહેવાનું તાત્પર્ય એ છે કે શૌચાચાર તરફનો અનાદર, એ ધર્મ તરફના સામાન્ય અનાદરનો એક ભાગ છે. એટલે મનુષ્યમાં રહેલા ધર્મનાં પ્રતિયોગી સાહજીક બળો તેમજ સમયનાં બળો તેમજ નાસ્તિક સંસ્કૃતિનાં બળોની તેને સહાયતા છે. એટલુંજ નહિ પણ ધર્મની સર્વ પ્રગતિની પેઠે આચારનો માર્ગ ઉંચા ચઢાવવાળો અને કઠિન છે. એમાં કોઇવાર સરલતાનો, કોઈવાર સ્વાદનો, કોઇવાર સખ્યનો, અને કોઈવાર સસ્તી લાગવગનો ભોગ આપવો પડે છે. પણ જે મનુષ્ય પોતાના જીવનની મહત્તા સમજે છે, જેણે માનવ જીવનની દુર્લભતા આંકી છે, તે તો ધર્મને સારૂ હરકોઇ પ્રકારનો ભોગ આપવાને તત્પર થશે. માત્ર એ ધર્મ છે એટલી પ્રતીતિ એને થવી જોઇયે.

અંહિ એ પ્રશ્ન થાય છે કે ધર્મ એટલે શું? અથવા બીજા પ્રચલિત શબ્દોમાં કહિયે તો 'એમાં ધર્મ ક્યાં આવી ગયો?' અલબત્ત આ પ્રશ્નના નિરાકરણની જરૂર છે. મ્હને લાગે છે કે સ્વદેશીની બાબતમાં ખાદી એ જેવું ઉઘાડું પાડનાર, નિર્ણાયક 'એસીડ ટેસ્ટ' જેવું તત્ત્વ થઇ પડયું છે, તેમ ધર્મના વિષયમાં પણ શૌચાચાર એ ઘણે અંશે નિર્ણાયક તત્ત્વ છેઃ કેમકે ધર્મના ચાર પાદ—સત્ય, દયા,

તપ અને શૌચ—તેમાં પહેલા ત્રણે એવા છે કે એમાંનું કયું અંગ કોનામાં કેટલું છે, એ નક્કી કરવું ઘણુંખરૂં મુશ્કેલ થઈ પડે. શૌચનો વાસ્તવિક સંબંધ તો અંતઃકરણ જોડે જ છે. પણ તેનો સમવાય સંબંધ પરંપરાએ બાહ્ય આચરણ સાથે હોવાથી તે સહેજમાં અને વધારે સ્પષ્ટ રીતે પ્રત્યક્ષ થાય છે. ધર્મનો સંબંધ જીવાત્મા જોડે છે. પણ ધર્મ બાહ્ય જગત્‌માં વ્યક્ત થાય છે ખરો. ક્રિયા એ મનુષ્યના સ્વભાવની વ્યંજક છે, એટલું જ નહિ પણ તેના સ્વભાવની નિયામક પણ છે. ક્રિયાવડે મનુષ્યનો સ્વભાવ જણાય છે, તેમજ ઘડાય છે. શ્રદ્ધા તો કાં સ્નેહની પેઠે સ્વયંભૂ હોય છે અથવા તો કર્તવ્ય-બુદ્ધિથી ઉત્પન્ન થાય છે, પણ જબરજસ્તીથી ઠોકી બેસાડાય એવી વસ્તુ નથી. એટલે જ જ્ઞાનના અથવા મન્તવ્યના વિષયમાં આપણાં શાસ્ત્રો વિશાળ મર્યાદા આપે છે. પણ ક્રિયાની બાબતમાં આપણો ધર્મ વિશેષ આગ્રહ રાખે છે; કેમકે, ભૌતિક જગત્‌માં ભૌતિક ક્રિયા ઉપર સ્વાભાવિક રીતે જ જીવનનો ઘણો આધાર રહે છે.

આચાર એ એક સાધન છે, સાધ્ય નથી; અને તેથી સિદ્ધ દશામાં શાસ્ત્રો પણ એનો આગ્રહ કરતાં નથી. સિદ્ધ દશામાં તો સાધન કાળની સત્ક્રિયાઓ લગભગ સ્વાભાવિક થઈ જાય છે. વળી આચાર એ ઉચ્ચ કક્ષાએ જવાનું સાધન છે. એટલે જૂદી જૂદી કક્ષાઓ પરત્વે આચાર ભિન્નભિન્ન હોય છે. જેમ કક્ષા નીચી, તેમ તેને આચારમર્યાદાનું વર્તુળ પણ ન્હાનું. જો તેને ઉચ્ચતર આચાર પાળવો હોય, તો કાંઇ મનાઈ હોતી નથી. પણ આચાર સ્વાભાવિક રીતે જ યમ નિયમની આવશ્યકતા વડે અઘરો હોવાથી, માણસ પોતાની નાતજાતના સમુદાયના આદર્શ પ્રમાણે આચાર પાળે, તો તેને સારૂ, તે પૂરતું ગણી શકાય; જો તેટલુંયે ન પાળે, તો તે પોતાની સ્થિતિથી ચ્યુત થએલો, ભ્રષ્ટ થએલો ગણાય; ને વધારે પાળે તો તેની યોગ્યતા વધારે. અને એમ ગણાય છે, આસ્તિક જનસમુદાય એમ ગણે છે, એ પણ આપણે જોઇયે છિયે.

શૌચાચારને કેટલાક જનો ભારરૂપ માને છે, અથવા કેટલાક તેને જબરજસ્તીથી કેમ જાણે કોઇએ આપણા ઉપર ઠોકી બેસાડેલો હોય, એમ ગણે છે. પણ વાસ્તવિક રીતે એમ નથી. એવો સમય હતો કે જ્યારે આપણા પિતરોએ આ શૌચાચારોને અમૂલ્ય દાય ભાગો, કિંમતી વારસાઓ ગણીને, જ્ઞાતિસંસ્થા નિશ્ચિત કરી દઈ તેને ચિરસ્થાયી કર્યાં હતા. હજી પણ એને અમૂલ્ય જીવનનિયામક પ્રક્રિયાઓ તરીકે ઘણાઓ જાણે છે અને તેથી તેને સારૂ આગ્રહ પણ રાખે છે. સ્નાનની, સ્પૃસ્યાસ્પૃસ્યની ખાદ્યાખાદ્યની પ્રણાલિકાઓવડે થતી અસરો સૂક્ષ્મ બુદ્ધિથી જોનારાઓને જણાયા વિના રહી નથી.

આપણે સૂચિત કરી ગયા છિયે કે જૂદા જૂદા વર્ણોના આચારની ભિન્નતા એ આચારની વિઘાતક નથી પણ વ્યવસ્થાપક છે. ભિન્નભિન્ન વર્ણોનાં ગુણકર્મ જૂદાં હોવાથી, તેમના આચારની ભિન્નતા સ્વાભાવિક છે. સામાન્ય સદાચારમાં પણ એમ જ છે. ક્ષત્રિય રામચંદ્રજી યજ્ઞને મલિન કરનારા રાક્ષસોને મારી નાંખે. પણ બ્રહ્મત્વને પ્રાપ્ત થયેલા વિશ્વામિત્ર તેને મારી શકે એવા હોવા છતાં મારે નહિ, ને રામચંદ્રને બોલાવી તેને આજ્ઞા કરે: એ આપણી પ્રગતિ સાધવાની પ્રણાલિકા છે. વર્ણની વ્યવસ્થાના સિદ્ધાંતોનું જ વિશિષ્ટ રૂપ જ્ઞાતિઓમાં છે. વધારે સમુદાય થાય, ત્યારે જેનાં ગુણ, શીલ, કર્મ પરસ્પર સુજ્ઞાત હોય, અને જે તેમાં સમાન હોય, તેવાં-ઓના સંગઠનથી, જ્ઞાતિઓ થાય એ સ્વાભાવિક છે. આ જ્ઞાતિઓ પોતાના સમાન નિયમો અને તેના પાલન વડે જનસમાજમાં છાપ પાડતી અને પાડે છે. જો તે તેનું પાલન નથી કરતી, તો તેની કક્ષા પણ નીચી ગણાવા માંડે છે. આચારનો સંબંધ આથી કરીને સ્પષ્ટ રીતે જ્ઞાતિસંસ્થા જોડે વિશેષ છે. ઘણુંખરૂં આપણે જોઇયે છિયે કે આચારની આઘીપાછી મર્યાદા એ મુખ્યત્વે ભિન્ન ભિન્ન જ્ઞાતિઓનું વિધાયક તત્વ છે. આ વિધાયક તત્વનું મૂળ ધર્મ છે.

તેથીજ ધર્મનું તત્વ સમજનારા જનો ઊંચી જ્ઞાતિની અદેખાઈ કરતા નથી, નીચીને તિરસ્કારતા નથી, પણ પોતાના આચારમાં સુદૃઢ રહે છે. ક્ષત્રિય બ્રાહ્મણને વન્દે છે તે એટલા સારૂ કે પોતાના ક્ષત્રિયત્વથી ચ્યુત થવા તે ઇચ્છતો નથી. બ્રાહ્મણ બ્રાહ્મણત્વથી ચ્યુત થાય કે તરત જ ધપ્પા ખાવા લાગે છે. અત્યારે જે બ્રાહ્મણ અબ્રાહ્મણની લડાઇ ચાલે છે, તે ખરી રીતે બ્રાહ્મણ અબ્રાહ્મણ વચ્ચેની નથીઃ અબ્રાહ્મણ અને અબ્રાહ્મણ વચ્ચેની છે. ખરો બ્રાહ્મણ ખરા ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રને પૂજ્ય છે અને રહેશેજ. પણ પોતાના કર્મથી વિમુખ થયેલો, પૈસાનેજ પરમાર્થ માનતો, મોટા પગાર અને મ્હોટી રાજ્યસત્તાનો લોભી એવો બ્રાહ્મણ શી રીતે પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન કરી શકે? અનેક પિતૃઓના યાગ અને ત્યાગની વિભૂતિરૂપ બુદ્ધિ અને શક્તિ પ્રાપ્ત કરી આચારભ્રષ્ટતામાં ઝંપલાવી સ્વાર્થ સાધનાર નામબ્રાહ્મણને બ્રાહ્મણ ગણાતું આકરૂં થઇ પડે અથવા એના બ્રાહ્મણત્વ સામે કોઈ પ્રતિવાદ કરે, તો આશ્ચર્ય નથી.

પણ હવે તો એવા ઘણા છે. એમને સુધારવાના છે. સુધારાનો અર્થ હવે બદલવાનો છે. કે પછી એ બગડેલા શબ્દને જ પડતો મૂકો. ગમે તેમ પણ વસ્તુસ્થિતિ ગોલ્ડસ્મિથના એક હાસ્યનાટ્યમાં આવે છે એવી લગભગ થઈ ગઈ છે. કોણ કોને કહે? લગભગ બધોજ કેળવાએલો સમુદાય આચારશૈથિલ્યમાં અથવા કેટલીકવાર આચારભ્રષ્ટતામાં પણ સ્વતઃ વા પરંપરાએ સંડોવાયેલો છે. જે કાર્ય કરવાનું છે, તે સ્નેહથી અને સમજાવટથી કરવાનું છે. આભ ફાટયું છે, તેને થીંગડું દેવાનું છે. પણ જેણે જૂની ભાષામાં ‘આભ અદ્ધર ધરી રાખ્યો’ છે, અને આધુનિક દૃષ્ટિમાં પૃથ્વીને અદ્ધર ધરી રાખી છે, એ પ્રભુ ‘कर्तुमकर्तुमन्यथाकर्तुम्’ સમર્થ છે. માત્ર આપણે નિશ્ચયથી, શ્રદ્ધાથી, ખંતથી પ્રયત્ન કરવાનો છે અને એ પ્રયત્ન નિષ્કામ કર્ત્તવ્યબુદ્ધિથી કરવાનો છે. એ પ્રયત્નમાત્રમાં પણ આપણે પુણ્યભાગી થઇયે છિયે.

આચારભ્રષ્ટતા અટકાવવાના પ્રયત્નો નવા તો નથી જ. ઘણા પ્રયત્નો થયેલા અને હજી અનેક કુટુંબોમાં થાય છે. પણ જે વસ્તુને આપણે આપણી અને પુરાતન જાણીને રક્ષવાને મથતા, તેને સંભૂતિની પ્રાપક વસ્તુ તરીકે સમજીને ને સમજાવીને આપણે સંરક્ષવાની છે. જમાનો એ માગે છે. આચારભ્રષ્ટતા કાંઈ નિર્મૂળ થવાની તો નથી જ. કારણ માનવની દુર્બલતાની સાથે એ સંકળાયેલી છે, અને એની સમકાલીન હોવાથી ચિરજીવિની છે. તથા અવિદ્યાશક્તિની કલારૂપે આપણને અનિન્દ્ય છે. માત્ર આપણામાંના બને તેટલા થોડાનો એ પરાભવ કરે, એને સારૂ આપણો યત્ન છે અને હોવો જોઇયે.

એક જમાનો એવો હતો કે જ્યારે વિલાયતનું એટલું સારૂં એમ આભાસ ઘણાને થઈ ગયો હતો. હવે ધીમે ધીમે જણાતું જાય છે કે એ આભાસ મિથ્યા હતો. હવે યુરોપનું પોત સારી રીતે પ્રકાશ્યું છે અને રાજકીય, આર્થિક તેમજ નૈતિક પ્રશ્નોમાં વિલાયતની આંધી જરા ઉઘડી ગઈ છે. પણ માનવજીવનનું એક સાર્વત્રિક તત્વ જે અવિદ્યા તેના પોષક નૂતન સિદ્ધાંતોનો મોહ હજી ગયો નથી. તેની જાળમાં ઘણા નવશિક્ષિત વિદ્વાનો ઘેરાએલા જ હોય છે. એટલે તેઓ સામાન્ય રીતે ભારતીય સંસ્કૃતિના પક્ષપાતી હોવા છતાં એના કેટલાક માર્મિક માર્ગોને વિસારતાં અચકાતા નથી.

પણ શૌચાચારનો પ્રશ્ન તો એવો છે કે જો જરા વિચાર કરિયે તો આધુનિક વિજ્ઞાન પણ આપણી મદદમાં આવીને ઉભું રહે છે. તથાપિ આપણે સરલતાની ખાતર કે ગમે તે કારણની ખાતર તેના તરફ પણ દુર્લક્ષ કરિયે છિયે. કોણ કહેશે કે એક ટેબલ પાસે દશ પંદર જણાઓએ ઉભા ઉભા એની એ રકાબીઓમાંથી સાથે સાથે ખાવું એ પ્રશંસનીય છે? ઉભાં ઉભાં ખાવું એ દેખાવમાં પણ સારૂં નથી. તેમજ આરોગ્યની દૃષ્ટિએ પણ પસંદ કરવા જેવું નથી.

બધાએ સામાન્ય રકાબીઓમાંથી ખાવું તેના કરતાં પ્રત્યેક જણે જૂદી જૂદી રકાબી કે થાળીમાંથી ખાવું તે વૈદકની દૃષ્ટિએ વધારે ઇષ્ટ નથી શું? તો પછી ક્ષય ઇત્યાદિ રોગોના જન્તુઓની હીલ-ચાલના નકશા બતાવાય છે, અને બીજા અનેક રોગોના જન્તુઓથી સંભાળવાનું કહેવામાં આવે છે, તેનો અર્થ શો? વળી એમ પણ માલુમ પડયું છે કે જેઓ આવી મીજમાનીઓમાં ભાગ લે છે, એઓને પણ કેટલીક ચીજની તો સૂગ હોય છે. જો ટેબલ ઉપર માંસાદિક પદાર્થ આવે, તો કેટલાક તેમાં ભાગ લેવાની ના પાડે છે. કેટલાક મદ્યથી વિરુદ્ધ હોય છે; કેટલાક અમુક જાનવરોનાં માંસથી દૂર રહે છે; વળી કેટલાક પારસી કે મુસલમાનની હૉટેલની બનાવટની છીટ રાખે છે, ને કેટલાકને બધાનું ખપે છે. આમ ઘણી જાતના અવાન્તર ભેદો પણ હોય છે. પણ ઘણુંખરૂં બીજી બાબતોમાં તેમજ આચારમાં પણ

विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः

મર્યાદાનો ત્યાગ કરનારાઓ થોડા જ સમયમાં ગડબડના મહાસાગરમાં જઈ પડે છે. આવા પ્રકારની શૌચાચાર સંબંધી ભ્રષ્ટતાની આડકતરી અસરો વળી વધારે હાનિકારક છે. તેથી મન નબળું પડતું જાય છે અને બાહ્ય અશૌચના સખ્યથી આન્તર અશુચિત્વ બહુ દૂર રહેતું નથી. આવી અસરો થતાં થતાં સમાજની અધોગતિ થાય છે. નૈતિક અધોગતિનાં માપ લેવાં મુશ્કેલ હોય છે, પણ તે માલૂમ તો તરત પડે છે. આપણા જનસમાજની નૈતિક અધોગતિ એટલી સ્પષ્ટ છે કે, તેના વર્ણનના વિષયમાં આપણે નહિ ઉતરિયે. ગડબડ કરવા છતાં દરેક વખતે એને કબુલ કરવાનું બળ થોડાનામાં હોય છે, ને તેથી ઘણાઘણા ઢાંકપીછોડા અને જૂઠાણાંનો આશ્રય પણ લેવામાં આવે છે, એ પણ એક જાતની અધોગતિ જ છે. આવી ગડબડો કરવાથી માનસ ઉપર અસત્યની જાણે એક આછી છારી વળી જાય છે.

એથી ઉલટું શાચાચાર પાળનારના જીવનમાં તેની સમક્ષ પવિત્રતાનો એક ઉચ્ચ આદર્શ બન્યો રહે છે. તેવા જનો નીતિભ્રષ્ટ ન જ હોય, એમ કાંઇ નથી. પણ જેમ ખાદી પહેરનારનાં આંતર ચક્ષુઓ પાસે એક જ્વલન્ત ભાવના રહે છે તેમ શાચાચારવાળાની દષ્ટિ સમીપ પણ એક પાવન ભાવના દીવાદાંડી સમાન રહ્યાં કરે છે. તેને સુધરવાને અનુકૂળતા કાંઈક વિશેષ રહે છે. તેની ભૂલ કે તેની ચ્યુતિ સ્હામો માણસ પકડે છે, બતાવે છે, અને તેથી તેને ઉત્તરોત્તર સુધરવાનો અવકાશ મળતો જાય છે. તિલક, શિખા, યજ્ઞોપવીત કાષાય વસ્ત્ર, ઇત્યાદિ બાહ્ય ચિહ્નોના લાભની પેઠે બાહ્ય નિશાનીઓના લાભ આચારવાનને પ્રાપ્ત થાય છે. એટલું જ નહિ પણ આચાર એ એક કવાયત છે, મનુષ્યની સંયમશક્તિનું માપ અને પ્રેરક બળ છે. જ્યારે હું મ્હારા બંધુઓની અસાધારણ આત્મભોગની શકિતને જોઉં છું. ત્યારે મને થાય છે કે જો અંગ્રેજી કેળવણીએ આપણાં આન્તર ચક્ષુઓને પડળ ન આણ્યાં હોય, તો પોતપોતાનો શાચાચાર પાળવામાં આપણા જનો પછાત ન જ પડે. વળી એ પણ ધ્યાનમાં લેવા જેવું છે કે ભ્રષ્ટ થવાની ભીતિથી મનુષ્ય જેટલો દઢ રહી શકે છે, એટલો પૈસાનું કે શરીરનું નુકસાન થવાના ભયથી તે રહી શકતો નથી. કેમકે પેલામાં દિવ્ય આદર્શ છે, ધર્મની સનાતન ભાવના છે; અને તન કે ધનના ગેરલાભમાં તો માત્ર વ્યવહાર વિચાર જ છે. આથી કરીને જ મદ્યનો પ્રચાર ઓછો કરવામાં આ વ્યવહારૂ દુકાનદારી બહુ કામ કરતી નથી. બલવાન મન વેગથી મનુષ્યને તે દોષ તરફ લઈ જવા તૈયાર થાય છે ત્યાં થોડાક પૈસાનો કે પાછળથી આવનારી અશકિતનો હિસાબ રહેતો નથી. ધર્મની તો આવી હીલચાલોમાં ભાગ્યે જ વાત કરવામાં આવે છે. રખેને જાણે એ બ્હાને કદાચ ધર્મની ભાવના બળવાન થઈ જાય. મદ્યપાન અને નવી કેળવણીને કેટલો ગાઢ સંબંધ છે, એ કવિ નર્મદ અને નવલરામના ગ્રંથોથી સહજ જાણી શકાય એવું છે. નવલરામભાઈ મદ્ય-

પાનને સુધારાના બેપ્ટીઝમ તરીકે થઈ પડેલું જણાવે છે. મદ્યપાન એ પણ એક શૌચાચારની જ ભ્રષ્ટતા છે,

સ્પર્શની અસરો વિષે આધુનિક વિજ્ઞાન ખંત રાખે છે એ મુદ્દાની વાત, આપણા શૌચાચારની સહાયક જ છે. સૂક્ષ્મ જંતુઓની ઘણી જબરજસ્ત અસર હોય છે, એમ વિજ્ઞાન પ્રતિપાદન કરે છે. 'ક્વોરેન્ટાઇન' 'સ્ટરેલાઇઝેશન,' 'આઇસોલેશન,' ઇત્યાદિ વ્યવસ્થાઓ સ્પર્શની અસરોનું જ સૂચન કરે છે, છતાં તેને વિસારવી અને તે અસરોની તરફ દુર્લક્ષ કરી, એક કાલ્પનિક હેતુની પાછળ દોડવું, એ કેટલું અણજુગતું ગણાય ? આ વિષયમાં અન્ત્યજ સ્પર્શના પ્રશ્નનો ઉલ્લેખ કરવાનું પ્રાપ્ત થાય છે. અમુક શૌચાચાર મનુષ્યે પોતે પાળવો કે ન પાળવો એ જૂદો પ્રશ્ન છે. સમાજને વ્યક્તિ પાસે તે પળાવવાનો હક છે. તથાપિ ગાનિયે કે તે તેની અંગત ઇચ્છાનો વિષય છે, તોપણ જે અમુક પ્રકારનું શૌચ પાળતા હોય કે પાળવા ઇચ્છતા હોય, તેની પ્રણાલિકામાં પથરો નાંખવો, એ તો અણજુગતું જ છે. આપણા મુસલમાન અને પારસી બન્ધુઓ પણ આપણે જેને ધાર્મિક આચાર માનતા હોઇએ તેનું પરિપાલન કરવાની આપણને અનુકૂલતા કરી આપે છે. આપણા ઉચ્છેદક વિચારના હિન્દુ ભાઇઓ જ પોતાના આચારને હણીને. પોતાના બન્ધુઓના આચારને હણવાનું પાપ કરે છે. આમાં હઠે ચડીને કેટલાક તો સામાન્ય સમજણને પણ વિસારી દે છે. નિશાળોમાં આરોગ્યના સિદ્ધાંતોને અનુકૂલ એવી પાણી પીવાની વ્યવસ્થાને તોડીને બધાને 'એક જ પ્યાલા'ના અનુયાયી કરવાની કેટલાકે હિમાયત કરેલી યાદ આવે છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે આચાર એ પોતાની ઉન્નતિનો માર્ગ છે. કોઇને તે અસ્વીકાર્ય હોય તો યે ભલે. તેને આચારવાન માનનીય ન હોય, તો યે ચિન્તા નહિ. પણ તેના આચારમાં જાણી જોઇને

પથરો નાંખવો, એ તો સજ્જનતાને પણ છાજતું નથી; વ્યક્તિ સ્વાતંત્ર્યની ભાવનાને પણ ઇષ્ટ નથી. અને અમુક આચારની યોગ્યતાનાં સ્ફુટ કારણો હોય છતાં કોઈ કાલ્પનિક હેતુને સારૂ તેની ઝાટકણી કાઢવી, એ તો વળી વિપરીત જ કહેવાય. કોની જોડે કેટલો સહકાર રાખવો એ સંબંધમાં વ્યક્તિગત સ્વતંત્રતા હોય છે, તો પછી કોઈ જ્ઞાતિ કે સમાજને અંગે પોતપોતાના આચાર પાળવાની સામાન્ય વ્યવસ્થાનો ધ્વંસ શા માટે કરવો જોઈએ ? આ વાત એટલી બધી સ્પષ્ટ અને સ્વતઃ સિદ્ધ છે કે સામાન્ય રીતે અંત્યજસ્પર્શના ઉપાયોની ધાંધલમાં ગુંચવાયા પછી હવે કૂવાઓ, મન્દિરો ને સભાઓને ભેલાડવાનો માર્ગ સ્વીકારવામાં આવ્યો છે. આ માર્ગ સચોટ હશે, પણ સૌજન્યવાળો તો નથી જ. જબરજસ્તીનો છે. અને ધર્મની પવિત્ર માન્યતા સ્હામેની જબરજસ્તીનો છે, માટે વધારે નાપસંદ કરવા જેવો છે. અન્ત્યજસ્પર્શનો પ્રશ્ન આગળ કહ્યું તે પ્રમાણે કેવળ શૌચાચારનો છે અને તેને દ્વેષાદિક જોડે ગુંચવી નાંખવાનું કારણ નથી. અન્ત્યજો અમુક મલિનતાવાળા ધંધામાં હોય, તેમાંથી તેને દૂર કરવાની યોજના કાંઈ છે નહિ. તે ધંધાનાં કાર્ય કરીને દર વખતે શુદ્ધ થઇને આવશે એમ પણ કાંઈ છે નહિ: અને કહેવું કે તમે અડકવા માંડો એટલે એ શુદ્ધ થતા જશે, એ ઘોડાની આગળ ગાડી જોડવા જેવું છે. પણ અન્ત્યજ સ્પર્શનો વિષય એ આપણો મુખ્ય વિષય નથી. એ તો માત્ર એની એક શાખા છે. સમગ્ર શૌચાચારના વિષયમાં જ આપણે આપણી વિવેકદૃષ્ટિને સતેજ કરવાની છે.

માનવજીવન એ અનેક પ્રદેશોમાં વહેતી એક સરિતા છે. અને જે પ્રદેશોને એ સ્પર્શે, તેનાં રજકણોને પોતાનાં જલોમાં ઇચ્છા કે અનિચ્છાએ એ વહે છે. સુનિર્દિષ્ટ પ્રદેશમાં વહેવાની એની ભાવના હોવી જોઇયે અને એ ભાવના કોઈપણ સમાજજીવનની હોય તો તે હેય નથી પણ અભિનન્દનીય છે.

# પવિત્રતાનો આચાર

શૌચાચારનો વિષય બહુ મહત્વનો છે. અને તે સમજવો પણ જરા કઠિન થઈ પડે છે. ઘણા બન્ધુઓ આ સંબંધમાં ગુંચવાય છે. વિશેષે કરીને કુલપરંપરાથી આચારવ્યવસ્થાનો સારો પરિચય ન હોય તેમને તથા વિદેશીઓને આચારવ્યવસ્થાનો ઘણો ભાગ સમજણ પાડયા વિના સમજાય એવો નથી.

શ્રુતિ, સ્મૃતિ, પુરાણાદિક શાસ્ત્રોદિત સનાતન ધર્મના ચાર પાદ સત્ય, દયા, તપ અને શૌચ છે. એટલે શૌચ વિનાનો ધર્મ એ ચોથા પગ વિનાના આખલા જેવો નિર્બળ થઈ પડે. એટલા સારૂ શૌચનું પણ આપણામાં પ્રાધાન્ય રાખેલું છે. શૌચાચારનો વિષય મ્હોટો તેમજ ગહન હોવાથી, તે સંબંધી વ્યવસ્થા બતાવવાનો લગભગ સ્થૂલ અને અપૂર્ણ રૂપમાં અત્રે મ્હેં યત્ન કર્યો છે. ધર્મ એ પ્રભુનું સ્વરૂપ છે, અને તેથી એ પ્રભુના જેટલોજ અપ્રમેય છે. શાસ્ત્રજ્ઞાનના પિપાસુઓને સારૂ રસભરી શાસ્ત્રસરિતાઓ અસ્ખલિત વહે છે. તથાપિ બન્ધુઓને સારૂ એ તીર્થોનું મધુર ને પુણ્ય જલ એક કલશમાં કોઈ બન્ધુ અર્પણ કરે, તો કદાચ તેમને સરલતા થાય, એ દૃષ્ટિબિન્દુથી અત્રે, શૌચાચારમાં જે વ્યવસ્થા તથા વિવેકને આપણે જાણ્યે અજાણ્યે અનુસરિયે છિયે તેનું સ્ફુટીકરણ કરવાનો યત્ન કર્યો છે.

## તત્ત્વદર્શન

૧ જ્યારે સંસારમાત્ર મિથ્યા રૂપે દેખાય અને સાક્ષાત્ જ્ઞાન થાય કે એકજ અદ્વિતીય બ્રહ્મ છે, બીજું કાંઈ વસ્તુતઃ છે જ નહિ, ત્યારે તેવા આરૂઢ જ્ઞાનવાળા સ્થિતપ્રજ્ઞને કાંઈ હેય ઉપાદેય નથી.

૨ સામાન્ય રીતે સર્વે મનુષ્યોને અભ્યુદય વા નિઃશ્રેયસ્ વા બન્ને પ્રાપ્તવ્ય હોય છે; માટે તે સર્વેને પોતપોતાના અધિકાર અનુસાર કાર્યાકાર્યની વ્યવસ્થા ઈષ્ટ છે.

૩ કર્મમાત્ર, કામના, હિંસા ઈત્યાદિને લીધે સ્વભાવથી અશુદ્ધ છે અને છેવટમાં તેના સમૂલ ત્યાગને અર્થે તેનું ક્રમશઃ નિયમન ઈષ્ટ છે.

૪. સર્વ માયિક પદાર્થો મિથ્યાત્વ વડે સમાન છતાં ચિત્તના નિયમનને અર્થે તેના ગુણ દોષનું શાસ્ત્રમાં વિધાન કરાયેલું છે.

૫ પોતપોતાના અધિકારમાં નિષ્ઠા તે ગુણ અને પોતપોતાના અધિકારથી વિરૂદ્ધ વર્તન તે દોષ, એમ વ્યવસ્થા સમજવી.

## શૌચાચાર અને મનુષ્ય જીવન.

૬ આત્મકલ્યાણનું એકાન્તિક સાધન ધર્મ છે, અને શૌચ–પવિત્રતા–એ ધર્મનું એક મુખ્ય અંગ છે. આપણે ધર્મ જાણવાનું પ્રધાન સાધન વેદાદિક શાસ્ત્ર છે.

૭ મલિન દેહ અંતઃકરણને અનિષ્ટ અસર કરે, અને મલિન અન્તઃકરણ દેહી (જીવાત્મા)ને અનિષ્ટ અસર કરે.

૮ દેશ, કાળ, દ્રવ્ય, કર્ત્તા, મંત્ર અને કર્મ એ છની શુદ્ધિ વડે ધર્મ પ્રાપ્ત થાય છે.

૯ ઈશ્વરને સાર રૂપ ન જાણનાર તથા બ્રહ્મવિદ્ પ્રત્યે શ્રદ્ધાહીન હોય, એવા દેશને અપવિત્ર જાણવો.

૧૦ જેમાં સત્કર્મ વિહિત હોય, તે કાળ શુદ્ધ અને જેમાં એ અટકે, તેને અશુદ્ધ જાણવો.

૧૧ સામાન્યતઃ દેહાદિક પદાર્થો માયિક અને વિકારી હોઈ, અશુદ્ધ ગણાય છે. તેની આત્મજ્ઞાન વડે શુદ્ધિ જાણવી. દૃષ્ટાંતઃ–જ્ઞાની મહાત્માનું ચરણોદક એજ કારણથી પાવન ગણાય છે.

૧૨ સામાન્યતઃ સાત્વિકતા વડે કર્ત્તાની શુદ્ધિ, યથાર્થ જ્ઞાન વડે મંત્રની શુદ્ધિ અને ઈશ્વરાર્પણ બુદ્ધિ વડે કર્મની શુદ્ધિ સમજવી. દૃષ્ટાંતઃ–ઘણાખરા આહારમાં હિંસારૂપી દોષ રહેલો છે કારણ વનસ્પતિ

પણ પ્રાણી છે અને પાણીમાં તથા દૂધમાં પણ જન્તુઓ હોવાનો સંભવ છે. પણ તેને ઈશ્વરાર્પણ કરીને યજ્ઞશેષરૂપે અથવા પ્રસાદરૂપે લેવાથી તે ક્રિયાની શુદ્ધિ સમજવાની છે. ઉપવાસમાં તેવી હિંસા થાય નહિ અથવા તેટલે અંશે ઓછી થાય, માટે તેની પ્રશંસા.

૧૩ ધર્મનું અંગ શૌચ છે માટે શૌચ પાળવામાં ધર્મિષ્ઠ જન સહાય થાય, આસુરીજન વિઘ્ન કરે. દષ્ટાંતઃ-સ્નાન કરીને નવેણમાં બેઠેલા બ્રાહ્મણને સમજુ પારસી કે મુસલમાન પણ જાણી જોઈને અડે નહિ; રાક્ષસો યજ્ઞને અભડાવવામાં પરાક્રમ માને. ધાર્મિક અંત્યજ પણ બ્રાહ્મણને અડકીને અભડાવે નહિ, પણ તેને ચેતવીને ચાલે.

૧૪ મનુષ્યના ઉત્તરોત્તર કલ્યાણને સારૂ પોતપોતાના સામાન્ય ને વિશેષ ધર્મ વડે અને તેના અંગના શૌચાચાર વડે શૌચરક્ષણની આવશ્યકતા છે, તેમાં દ્વેષને સ્થાન નથી. મનુષ્યદેહમાં ઉત્તમ કાર્ય થઈ શકે માટે તેનું રક્ષણ કરવા તથા તેનું સ્વાસ્થ્ય સાધવાનું કર્તવ્ય એ પણ ધાર્મિક કર્તવ્ય; અને તેને અર્થે શૌચાચારનો પ્રયત્ન પણ ખાસ ઈષ્ટ.

૧૫ પોતપોતાના વિહિત આચાર પોતપોતાને સારૂ પૂરતા સમજવા કેમકે તેથી થોડો આચાર પાળે તો વર્ણ, જાતિ, કુલ, આદિની શુદ્ધિથી ભ્રષ્ટ થાય અને વધારે પાળવા જાય તો પ્રકૃતિજન્ય સ્વભાવને અનુકૂલ ન પડે.

૧૬ પવિત્રતા અને મલિનતાનું જ્ઞાન બુદ્ધિગ્રાહ્ય અને મનુષ્ય જાતિમાં સર્વત્ર સ્વીકાર્ય છે. આસુરી પ્રજાઓમાં શૌચાચારની સુયોગ્ય વ્યવસ્થા હોતી નથી, દૈવી સંપત્તિવાળી પ્રજાઓમાં તે હોય છે.

૧૭ મનુષ્યોની સ્વાભાવિક, જન્મસંસિદ્ધ પરિસ્થિતિ પ્રમાણે તેમના વર્ણની અને તદનુસાર શૌચાચારની વ્યવસ્થા અને શૌચાચારાદિને અંગે ભિન્ન ભિન્ન કક્ષા સમજવી. દષ્ટાંતઃ-જ્ઞાતિ સંસ્થાઓ તેમજ આપત્કાળની છૂટોની વ્યવસ્થા.

૧૮ જે મનુષ્ય જે કક્ષામાં હોય તેથી નીચેની કક્ષાની મલિનતા તેને બાધ કરે. ને તેથી તેની સ્હામે તેણે પોતાનું રક્ષણ કરવાનું. દૃષ્ટાંતઃ—શૂદ્ર કરતાં વૈશ્યનો અને વૈશ્ય કરતાં બ્રાહ્મણનો શૌચાચાર વધારે માટે તેમની ઉત્તરોત્તર કક્ષા ઊંચી અને તેથી સમાન કક્ષાવાળા જ્ઞાતિજનો પરસ્પર ભોજનાદિ વ્યવહાર રાખે પણ ઊંચી જ્ઞાતિવાળો પોતાનાથી નીચી જ્ઞાતિવાળા સાથે સ્પર્શસંબંધવાળો એટલે અડકા-અડકવાળો ભોજન વ્યવહાર ન રાખે.

૧૯ અન્નની અસર મન ઉપર થાય માટે આહારશુદ્ધિની આવશ્યકતા.

૨૦ આહારશુદ્ધિના જેટલીજ અથવા તેથી વધારે બીજશુદ્ધિની આવશ્યકતા; કારણકે સ્વભાવનું તે મૂળ. શાસ્ત્રવિહિત સંસ્કારવડે તેની સંશુદ્ધિ.

૨૧ આર્યોની ઊંચનીચની વ્યવસ્થા બીજ તેમજ ગુણ કર્મ અને આહારવિહારાદિના સ્વાભાવિક, સાચા અને સમજાય એવા નિયમો ઉપર સ્થિત થયેલી હોવાથી તે સર્વ બુદ્ધિમાન જનોએ સ્વીકારવા યોગ્ય. જ્ઞાતિનું અભિમાન રાખે અને તેના આચાર ન પાળે તો તે અર્થહીન અભિમાન ગણાય. દૃષ્ટાંતઃ—સ્નાતક બ્રાહ્મણને રાજાઓ અને ધનાઢ્યો પણ ઉચ્ચ માને અને વન્દે. નાગર બ્રાહ્મણ હોય પણ ઇરાનીની હોટલનો ગ્રાહક હોય, તો કણબી કોળી પણ તેને પોતાના જેવોજ લેખે.

૨૨ જેમ કક્ષા ઉન્નત તેમ શૌચ સંરક્ષણની વધારે આવશ્યકતા; અથવા વધારે વિશિષ્ટ શૌચની આવશ્યકતા. જેમ તે કક્ષા નીચી તેમ શૌચાચાર પણ પ્રમાણમાં થોડા. દૃષ્ટાંત—નાગર બ્રાહ્મણોના શૌચના નિયમો બહુ કઠિન, અન્ય બ્રાહ્મણોના તેથી કાંઈક થોડા. વૈશ્યના તેથી થોડા, શૂદ્રોના તેથી પણ થોડા.

**૨૩ અશુદ્ધ પદાર્થ વા પ્રાણીઓના સંસર્ગથી ભૌતિક અશુદ્ધિ વા મલિનતા સમજવી. ઘણેખરે સ્થળે 'મલિનતા' એટલે જીવનને હાનિકારક પરમાણુઓનો સંસર્ગ.**

૨૪ શૌચ સાધવાની પદ્ધતિ બે પ્રકારની (૧) નિષેધાત્મક એટલે મલિનનો સ્પર્શ ન કરવો તે સંબંધી અને (૨) વિધ્યાત્મક એટલે સ્પર્શ થયો હોય તો સ્નાનાદિથી કે મંત્રાદિકથી શુદ્ધિ કરવી તે પ્રકારની.

૨૫ જે પ્રકારની અને જેવી ગાઢ અશુદ્ધિ તે પ્રકારનું અને તેવું વિશિષ્ટ તેની શુદ્ધિનું સાધન આવશ્યક સમજવું.

## પ્રાણીઓની શુદ્ધિ અશુદ્ધિનો વિચાર

૨૬ પ્રાણીઓની પવિત્રતાની કક્ષાનો, શુદ્ધિ અશુદ્ધિનો આધાર મુખ્યતઃ સાત બાબતો ઉપર છે. ૧ બીજ. ૨ સંસ્કાર. ૩ સંબંધ. ૪ વૃત્તિ અથવા ધંધો. ૫ આહાર. ૬ દેશ. ૭ કાળ.

૨૭ જેમ આ બધામાંથી વધારે પ્રકારની કે વધારે પ્રમાણમાં મલિનતા ભેગી થાય તેમ અશુદ્ધિ વધારેઃ ઓછી હોય, તેમ અશુદ્ધિ ઓછી.

૨૮ શૌચાચાર પ્રમાણે જ્ઞાતિઓની કક્ષાઓમાં ઊંચી કક્ષાવાળાને નીચી કક્ષાના વર્ગના સ્પર્શથી અશુદ્ધિ. સમાન કક્ષાવાળાને પરસ્પર સ્પર્શમાં અશુદ્ધિ નહિ. દૃષ્ટાંતઃ—બ્રાહ્મણ ઢેડને ન અડકે. ઢેડ ઢેડને અડકે. ઢેડ ભંગીયાને ન અડકે. આચારવિહીન હોય, તે ઢેડ, ભંગીયા, ગમે તેને અડકે.

૨૯ મલિનતાનાં નિમિત્તો ચોક્કસ રીતે ઓછાં થાય, તેમ અશુદ્ધિ ઓછી સમજવી. વિશેષ મલિનતાવાળા ધંધા કરનાર ન્યાતનો અન્ત્યજ વિશેષ અશુદ્ધ, તે પરધર્મી થઈ તે ધંધો છોડી દે અને

બીજા સમાજમાં જાય એટલે વૃત્તિ અને સમાજસંબંધ બદલાયા પૂરતી અશુદ્ધિ ઓછી. પણ તે સારૂ અંત્યજ પોતાનો ધર્મ ન છોડે.

૩૦ કોમના ધંધામાં જેટલી મલિનતા તે પ્રમાણે તેની અશુદ્ધિ સમજવી અને તેનો સંસર્ગ થયેથી શુદ્ધિ કરવાની આવશ્યકતા પ્રમાણમાં ઓછી વધારે સમજવી. દૃષ્ટાંતઃ—હજામ, મોચી, ઢેડ, અને ભંગીની મલિનતા ઉત્તરોત્તર વધારે; અને તેટલા સારૂ તેના સ્પર્શને અંગે શુદ્ધિની વ્યવસ્થામાં પણ ભેદ.

૩૧ ઓછીવત્તી આંતર બાહ્ય મલિનતાને અંગે ધંધામાં પણ ઊંચનીચતાની વ્યવસ્થા સમજી લેવી. તથાપિ સર્વ ધંધાઓ સમાજને ઉપયોગી હોવાથી દ્વેષ કેવળ અયોગ્ય અને ત્યાજ્ય સમજવો ( વળી ધંધાની વ્યવસ્થા જ્ઞાતિ અનુસાર હોય તે સ્વાભાવિક અને સરલ થાય; કુલાચાર વિરૂદ્ધ યથેષ્ટ ધંધો સ્વીકારવાથી સમાજમાં વિદ્વેષ અને અશાંતિ થાય. જે દેશમાં શુદ્ધિની વ્યવસ્થા યથાર્થ ન હોય, ત્યાં ઊંચ નીચની વ્યવસ્થા ધન, ભૌતિક બળ, ઈત્યાદિ કૃત્રિમ અનિશ્ચિત અને કલહકારક ધોરણો ઉપર બની જાય છે.)

૩૨ શૌચાચાર વિનાના અને માંસાહારીનો સંસર્ગ ઉચ્ચતર સ્થિતિવાળાને અસ્વીકાર્ય. દષ્ટાંતઃ—પવિત્ર બ્રાહ્મણાદિક તેવા મ્લેચ્છાદિકનો ભોજનાદિક સંસર્ગ રાખે નહિ.

૩૩ જેટલે અંશે કુળ. ધંધા વિગેરેની મલિનતા ઓછી તેટલે અંશે સંસર્ગ દોષ ઓછો. દષ્ટાંતઃ—મેલું ઉપાડનાર અન્ત્યજને અડકવામાં દોષ ખરો, ગાયને અડકવામાં નહિ.

૩૪ કર્તાની કક્ષા જેટલે અંશે ઊંચી તેટલે અંશે મલિનતાનો સંસર્ગ તેને વધારે બાધક સમજવો, અને સંસર્ગ દોષને વર્જવાની તે પ્રમાણે આવશ્યકતા. મલિનતાનો આવિર્ભાવ તે સંસર્ગદોષ.

૩૫ જે પ્રાણીઓમાં આહાર વિહારની મલિનતા વધારે તે વધારે અપવિત્ર. અથવા તો બીજી રીતે કહિયે, તો જે પ્રાણીઓમાં આહાર વિહારની વિશુદ્ધિ વધારે તે વધારે પવિત્ર. દષ્ટાંતઃ—માંસાહારી હિન્દુઓથી વનસ્પતિઆહારી હિન્દુઓ વિશેષ પવિત્ર. ગુજરાતી બ્રાહ્મણનું પાણી બંગાળી બ્રાહ્મણ પીયે. બંગાળીનું ગુજરાતી ન પીયે. મલિન વ્યવહારના શ્વાનથી પ્રમાણમાં વધારે સુઘડતાવાળી બિલાડી થોડી અશુદ્ધ અને તેનાથી વનસ્પતિ આહારી બકરીની અશુદ્ધિ વધારે થોડી; માંસાહારી કોમો કરતાં વનસ્પતિ આહારી કોમો વધારે પવિત્ર. માંસાહારી મરાઠાઓનું પાણી દક્ષિણી બ્રાહ્મણ ન પીયે.

૩૬ વધારે અશુદ્ધિ અથવા મલિનતર રજકણોના સ્પર્શથી પદાર્થ વા મનુષ્ય અભડાય અથવા અપભ્રષ્ટ થાય, જે સ્વયમ્ તેજ કક્ષામાં હોય તેને અભડાવાનું નહિ. જેમકે, સૂવાવડના દશ દિવસના સ્પર્શવાળા કપડાંથી અંત્યજાદિક અભડાય નહિ.

૩૭ જે મનુષ્યોને અપવિત્રતાનો વધારે સંસર્ગ હોવાનો સંભવ હોય, તેને અને જેને સગપણનો આન્તર સંબંધ છે, તેને "આશૌચ" લાગે. દષ્ટાંતઃ—શબને લઇ જનારને સ્નાન કરવું પડે. સપિંડ સગોત્રીઓને ત્રણ અથવા દશરાત્રીનું ઇત્યાદિ સંબંધ પ્રમાણે આશૌચ લાગે.

૩૮. 'આશૌચ' જેને સૂતક પણ કહેવામાં આવે છે તે બે પ્રકારનું હોયઃ જનનાશૌચ અને મરણાશૌચ. જન્મ કરતાં મરણ પ્રસંગના આશૌચની અશુદ્ધિ વધારે.

૩૯ જે જાતિ સંસ્કારકર્માદિકથી મલિન હોય તેની જોડે સંસર્ગથી તેની મલિનતાની અસર થાય માટે જેમ તેનો સંસર્ગ થોડો તેમ વધારે ઠીક. એટલા સારૂ હલકા વર્ણના માણસની સોબત ઊંચ વર્ણના બનતા સુધી ના કરે ને કરે તો ધીરે ધીરે એના જેવી બુદ્ધિ થાય.

૪૦ આચાર એટલે આચરણ વડેજ મુખ્યતઃ ઉચ્ચતા અને નીચતા. આચારના બે વિભાગ. શીલ અને શૌચ અને તે બન્નેનો પરસ્પર ગાઢ સંબંધ. ઉચ્ચ હોય તે વધારે શીલ અને શૌચ પાળવા પ્રયત્ન કરે, અને નીચી કક્ષાના તેના તરફ બેદરકાર રહે અથવા ઓછા પ્રયત્નશીલ રહે. જન્મથી ગમે તેવા હોય પણ આચારથી ઊંચમાંથી નીચ અને નીચમાંથી ઉચ્ચની સ્થિતિ પ્રાપ્ત થાય.

૪૧ જે પદાર્થ અથવા પ્રાણીની અપવિત્રતાને લીધે તેને સ્પર્શ ન કરવાનો હોય, તેને પ્રત્યક્ષ સ્પર્શ કરવાથી જે શુદ્ધિ કરવી પડે તેથી થોડી શુદ્ધિ તેને અડકેલાનો સ્પર્શ થાય ત્યારે કરવી પડે અને જેમ વચમાં વધારે પદાર્થો હોય તેમ અશુદ્ધિ થોડી. જેમકે, કોઈ અન્ત્યજને યવન અડકે, તેને શૂદ્ર અડકે, તે શૂદ્રને કોઈ બ્રાહ્મણ અડકે તો તેની અશુદ્ધિ ઓછી.

૪૨ અજ્ઞાત સ્પર્શ થાય અથવા અપરોક્ષ સ્પર્શ થયો હોય, તેના સ્પર્શની અશુદ્ધિ પણ થોડી. કેમકે જીવાત્માને તેનું જ્ઞાન નથી. તથાપિ સામાન્ય રીતે, કોઈ ને કોઈ પ્રકારની અશુદ્ધિનો સંસર્ગ વ્યવહારમાં થવાનો સંભવ; માટે ઈશ્વરપૂજન ઈત્યાદિક પવિત્ર કાર્યો કરતા પહેલાં સ્નાન કરી પવિત્ર થવાનો તેમજ ભોજનાદિક પહેલાં હાથ પગ ઇત્યાદિની શુદ્ધિ કરવાનો વિગેરે વિધિઓ સમજવા.

## પદાર્થોની શુદ્ધિ અશુદ્ધિનો વિચાર

૪૩ મનુષ્ય દેહનાં નવે દ્વારના સર્વે મલ અપવિત્ર : તેમાં અધોભાગના ઉત્તરોત્તર વધારે અપવિત્ર સમજવા.

૪૪ મૃત દેહ અપવિત્ર અને તેના માંસાદિક ભાગો પણ અપવિત્ર સમજવા. દૃષ્ટાંતઃ—શબના સ્પર્શ પછી બ્રાહ્મણ સ્નાન કરે.

૪૫ જીવતો યા મૃત દેહ જેમ ન્હાનો, તેમ અપવિત્રતા ઓછી સમજવી, દૃષ્ટાંત:—બાળક ન્હાનું હોય ત્યારે નવેણમાં ખપી

શકે. શ્વાનના શબને અડકાય તો સ્નાન કરવું પડે. મરેલા ઉંદરને અડ્યાથી તે ભાગ અને હાથપગ ધોઇ નાંખવાથી ચાલે. મરેલા ન્હાના જીવડાને અડાય તો તેને અંગે ખાસ શૌચ કરવાની આવશ્યકતા નહિ. શુદ્ધિ, મલિનતાને દૂર કરવાને સારૂ હોઇને, તે મલિનતાના પ્રમાણમાંજ હોય.

૪૬ જ્યારે પદાર્થ મોટો હોય અને અશુદ્ધિનું નિમિત્ત ન્હાનું હોય, ત્યારે અશુદ્ધિ થોડી, અને તેથી ઉલટું હોય, તો અશુદ્ધિ વિશેષ ગણાય. દૃષ્ટાંતઃ—નદીનું જલ હરકોઇ વર્ણના સ્પર્શથી અપવિત્ર ન થાય, પણ માટલીનું જળ ઇતર કોમના સ્પર્શથી અપવિત્ર થાય.

૪૭ જે પદાર્થોમાં હિંસા સાધનભૂત હોય તે પદાર્થ તેટલે અંશે વધારે વર્જીત. દૃષ્ટાંતઃ—ઋષિધાન્ય અને વગર ખેડયે પાકેલા અનાજ કરતાં ખેડીને પકવેલું અનાજ ને તેના કરતાં શાક ભાજી વધારે વર્જ્ય; તેનાં કરતાં માંસ તે વધારે ત્યાજ્ય અને મદિરા અનેક જીવોની પ્રાણહત્યાથી બને, માટે અતિ અપવિત્ર. વળી તેજ કારણે સંચાથી બનેલા જનોઈ વિગેરે કરતાં હાથે કાંતેલાં સુતરનાં જનોઈ વિગેરે વધારે પવિત્ર. અને તેવા કાપડ કરતાં પણ વલ્કલ તે વધારે નિર્દોષ હોવાથી પવિત્ર જીવનમાં તેનું વિધાન કરાય છે.

૪૮ પદાર્થની જે પ્રમાણમાં અશુદ્ધિ તે પ્રમાણમાં તેની શુદ્ધિ કરવાની : અર્થાત્ અપવિત્ર વસ્તુનો ગંધ અથવા લેપ લાગ્યો હોય તે જે રીતે ચાલ્યો જાય, તે પ્રમાણમાં શુદ્ધિ કરવાની. દૃષ્ટાંતઃ—રૂપાનાં વાસણ કરતાં ત્રાંબાપિત્તળનાંની વધારે શુદ્ધિ કરવી પડે. કલાઈનાં વાસણ તેથી વધારે અશુદ્ધિને પાત્ર; ને તેથી વધારે અશુદ્ધિ માટીનાં વાસણોને લાગે. ચીનાઈ પ્યાલા એક પ્રકારની માટીના તે માટે લગભગ તેવાજ. કાચના પારદર્શક પ્યાલા સ્વભાવથીજ વધારે શુદ્ધ, વધારે નિર્લેપ, માટે તેની અશુદ્ધિ થોડી.

૪૯ સ્થાવર પદાર્થના સંસર્ગ દોષની અશુદ્ધિ થોડી; જંગમ પદાર્થની વધારે. દષ્ટાંતઃ-પાણીના નળને એક મહોલ્લામાં અન્ત્યજ વા યવન અડકેલો હોય અને બીજા મહોલ્લામાં તેજ પાણીના નળને દ્વિજ અડકે. પણ એકજ લાકડીને અન્ત્યજ અને બ્રાહ્મણ બે એક સાથે ન અડકે.

૫૦ ઉચ્ચ આચાર પાળનાર મનુષ્ય મલિનતાના સ્પર્શવાળા પદાર્થનો સ્પર્શ અથવા ઉપયોગ બનતા સુધી વર્જિત કરે. દષ્ટાંતઃ- અતિ ચુસ્ત બ્રાહ્મણો અને અતિ ચુસ્ત વૈષ્ણવો નળનું પાણી પીએ નહિ. સામાન્ય બ્રાહ્મણો પણ ચામડાના કોસનું પાણી પીયે નહિ.

૫૧ જે પદાર્થને જેટલે અંશે મેલ થોડો લાગે તેને તેટલે અંશે સ્વભાવતઃ વધારે શુદ્ધ જાણવો. દષ્ટાંતઃ-સુતરનાં કપડાં કરતાં રેશમનું કપડું વધારે શુદ્ધ ને તેના કરતાં ઊનનું વધારે. માટીનાં શકોરાં કરતાં ચીનાઈ પ્યાલા વધારે શુદ્ધ અને બીલોરી કાચના પ્યાલા તેનાં કરતાં પણ વધારે.

૫૨ પદાર્થ જેમ વધારે શુદ્ધ કરવામાં આવ્યો હોય અથવા મલિનતાથી જેટલે અંશે દૂર રાખવામાં આવતો હોય, તેટલે અંશે તેની અપવિત્રતા ઓછી સમજવી. દષ્ટાંતઃ-રૂધિર માંસવાળા મલિન ચામડાને અડકીને બ્રાહ્મણ સ્નાન કરે, જોડાનું ચામડું સાફ કરેલું તથાપિ રસ્તાની મલિનતામાં ફરે એટલે તેને અડીને તે માત્ર હાથ ધૂવે. નગારાં, ટોપી કે ચોપડીના પૂઠાનું ચામડું શોધેલું તેમજ મલિન-તાના સંગમાં ઓછું આવે માટે તે તેથી પણ ઓછું અશુદ્ધ ગણાય.

૫૩ જે પદાર્થ ઇશ્વરસૃષ્ટિમાં સ્વભાવતઃ ઉત્પન્ન થાય તેને માનવપરિશ્રમથી બનાવેલા પદાર્થ કરતાં વધારે સ્વાભાવિક સમજવો. બનાવેલા પદાર્થોમાં પણ જેમાં વધારે હિંસામય ક્રિયા હોય તે વધારે અપવિત્ર સમજવો. દષ્ટાંતઃ-શેરડી ફલાહારમાં ખપી શકે, ગોળ નહિ. ખાદી અને મિલના કાપડ સંબંધે પણ આજ વ્યવસ્થા.

**૫૪ જે સ્થિતિમાં પદાર્થને મલિન રજકણોનો સંપર્ક અથવા વિક્રિયા થવાનો વધારે સંભવ હોય તે સ્થિતિમાં તે પદાર્થને મલિન સંપર્કનો અભાવ ઇષ્ટ સમજવો. દૃષ્ટાંતઃ—લોટમાં પાણી મળ્યાથી કણક થયા પછી બ્રાહ્મણની રસોઇમાં તેને શૂદ્રનો સ્પર્શ વર્જિત ગણાય. અને** તેને શેકીને રોટલી બનાવતાં વિશેષ વર્જિત થાય. પાણીથી તૈયાર કરેલાં દાળભાત કરતાં પયપક્વ દૂધપાક તથા દૂધની પૂરી વિગેરે શુદ્ધ ગણાય. વળી એજ રીતે શેકેલા ચણા ઇત્યાદિક પણ શુદ્ધ ગણાય. પણ તેને સંબંધે અથવા મમરાને સંબંધે તેના પ્રયોગમાં પાણી વાપરવામાં આવ્યું હોય તો તે બનાવનાર સંબંધે વિવેક કરવો પડે. શુદ્ધિના વિષયમાં એક એકથી વધારે શુદ્ધ એમ વ્યવસ્થા સમજવી અને જેમ વધારે ઉચ્ચ જ્ઞાતિ કે વર્ણનું મનુષ્ય હોય તેમ તેણે ઉચ્ચતર શુદ્ધિની મર્યાદા પાળવી જોઇયે.

૫૫ ભોજ્ય પદાર્થની શુદ્ધિનો આધાર તે પદાર્થની સ્વાભાવિક પવિત્રતા, તેમજ તે આપનાર અથવા પીરસનાર અથવા રાંધનારની પવિત્રતાની કક્ષા ઉપર આધાર રાખે. દૃષ્ટાંતઃ—માંસ કરતાં વનસ્પતિ વધારે પવિત્ર; પાપસંચિત દ્રવ્યનું અન્ન તે અપવિત્ર અને બુદ્ધિને ભ્રષ્ટ કરનારૂં ગણાય. નીચ વર્ણના મનુષ્યે સ્પર્શ કરેલું કે રાંધેલું અન્ન ઉચ્ચવર્ણને સારૂ અશુદ્ધ. જ્ઞાતિ સંસ્થાના આચારની મર્યાદાઓ પણ તે રીતે સમજવી. વળી રજસ્વલા સ્ત્રીનું અથવા કુષ્ટાદિ રોગવાળાનું રાંધેલું પણ અશુદ્ધ ગણાય.

૫૬ જે જે પદાર્થને સ્વાભાવિક રીતે મલિન રજકણો વધારે સહેલાઇથી બાધ કરે તે તે પદાર્થને તેટલે અંશે વધારે અશુદ્ધિ લાગે એવો સમજવો. જેમકે, કપડાં કરતાં કાઇની અશુદ્ધિ થોડી અને તે કરતાં પણ પત્થરની વધારે થોડી. રજસ્વલા સ્ત્રી સૂતરનાં કપડાંને સ્પર્શ કરે તે કરતાં યન્ત્રમાં ગયા વગરના રૂને સ્પર્શ કરે તેની અશુદ્ધિ થોડી. ઉનનાં કપડાંને તે સ્પર્શ કરી શકે અને ધાતુ પાત્રને પણ

સ્પર્શ કરે. પણ સૂવાવડમાં પહેલા દશ દિવસની અપવિત્રતા વધારે, માટે તેમાં ચાંદીનાં અથવા પત્થરનાં વાસણનોજ ઉપયોગ કરે, અને તેનું અડકેલું રૂ તથા ગાદલાં પણ અપવિત્ર ગણાય.

૫૭ ધર્મને અર્થે જીવનનો ઉત્તમ ઉપયોગ. તે જીવનને સારૂ આચાર. એટલે જીવનને ટકાવી રાખવામાં શૌચાચારને ટુંકાવવો પડે કે મૂકી દેવો પડે તેને સારૂ આપદ્દધર્મ, દેહશુદ્ધિ, પ્રાયશ્ચિત્ત ઇત્યાદિની વ્યવસ્થા. પોતાના શૌચાચારની હાનિને જે જાણે અને તેમાંથી પવિત્ર થવાને ઇચ્છે તે પોતાના જીવનને ઉચ્ચતર કરવા ઇચ્છે ને ખુશીથી સમજીને પ્રાયશ્ચિત્ત કરે. ન સમજે તે તેમાં બળાત્કાર કે ન્હાનમ માને. દૃષ્ટાન્તઃ—ઔષધાર્થે વૈદ્યાદિ કહે તો સુરા પણ પીવી પડે. જે દેશમાં ચાતુવર્ણ્ય વ્યવસ્થા નથી ત્યાં કદાચ અસાધારણ કારણે જવું પડે પણ શ્રદ્ધાળુ ધાર્મિક જન તેનું અંતઃકરણપૂર્વક યોગ્ય પ્રાયશ્ચિત્ત કરે. સંગ્રામમાં હત્યા થાય તેના નિવારણને અર્થે પણ ક્ષત્રિયો પુણ્યયજ્ઞો કરે.

## શુદ્ધિનાં સાધન અને ફળ

૫૮ શરીર એ ધર્મનું આદ્ય સાધન છે, માટે તેને સુરક્ષિત અને શુદ્ધ રાખવાનાં વિધાનો ધર્મમાં કહેલાં છે અને તે વિધાનો સુનિશ્ચિત ફલવાળાં હોવાથી, અને તર્કથી પણ સમજી શકાય એવાં હોવાથી, તે ધર્મનાં સુયોગ્ય વિધાનો તરીકે મનાવા યોગ્ય છે.

૫૯ શૌચ બે પ્રકારનું. આન્તર શૌચ તે સૂક્ષ્મ દેહનું અને બાહ્ય શૌચ તે સ્થૂલ શરીરનું. દોષિત સંસ્કારોથી બચવાને આન્તર શૌચ. દોષિત રજકણોથી બચવાને બાહ્ય શૌચ : તથાપિ આન્તર શૌચ ને બાહ્ય શૌચ બંન્ને પરસ્પરને અસર કરે.

૬૦ અંતઃકરણની શુદ્ધિનાં ત્રણ મુખ્ય સાધન. સદાચાર, ઇશ્વરભક્તિ અને તત્વજ્ઞાન; તે ઉત્તરોત્તર વધારે બળવાન અને પૂર્વાપર વધારે આવશ્યક.

૬૧ પવિત્રકર્મોને સારૂ મનુષ્યોની શુદ્ધિ આઠ પ્રકારે થાય. ૧ સ્નાન, ૨ દાન, ૩ તપ, ૪ અવસ્થા ભેદ, ૫ શક્તિ, ૬ સંસ્કાર, ૭ સત્કર્મ, અને ૮ ઇશ્વરસ્મરણથી. સ્નાનવડે સ્થૂળ શરીરના મલમાંથી શુદ્ધિ સમજવી. ધનવડે અભિનિવેશમાંથી, તપવડે રાગમાંથી, અવસ્થાન્તરવડે દ્વેષમાંથી અને શક્તિવડે પ્રતિબંધમાંથી શુદ્ધિ સમજવી. વળી સંસ્કારવડે આધિભૌતિક, સત્કર્મવડે આધિદૈવિક અને ઈશ્વર સ્મરણવડે આધ્યાત્મિક શુદ્ધિ સમજવી.

૬૨ પદાર્થની શુદ્ધિ આ પાંચ સાધનથી થાય (૧) દ્રવ્ય (૨) આપ્ત વાક્ય (૩) સંસ્કાર (૪) કાળ અને (૫) ન્હાનામોટાપણું. દૃષ્ટાંતઃ–મૃત્તિકા કે જળથી વાસણની શુદ્ધિ થાય. પ્રાયશ્ચિત્ત યથાશક્તિ કર્યા પછી, પ્રાયશ્ચિત્ત કરાવનાર નૈષ્ઠિક બ્રાહ્મણના વાક્યથી દોષમાંથી શુદ્ધિ થાય; શૂદ્ર જેવી અવસ્થામાંથી ઉપનયનથી શુદ્ધિ થાય; મરણાશૌચમાંથી દશ રાત્રિએ શુદ્ધિ થાય. અશુદ્ધ જળ હોય, તે નદીમાં ભેળાઈ જઈ શુદ્ધ થાય. વળી દૂધ અને પાણીની શુદ્ધિ ગળવાથી થાય.

૬૩ પદાર્થ શુદ્ધિનાં સાધનરૂપ ચાર દ્રવ્યોઃ-(૧) પૃથ્વી (૨) જલ (૩) અગ્નિ (૪) વાયુ. દૃષ્ટાંતઃ–વાસણ મૃતિકાથી, ભૂમી જલથી, વાતાવરણ ઘૃતદીપથી, ઉનનું કપડું વાયુથી શુદ્ધ થાય. વળી ધાતુ પાત્રની વિશેષ શુદ્ધિ અગ્નિથી થાય.

૬૪ સત્યથી વાણી પવિત્ર થાય છે, દાનથી ધન પવિત્ર થાય છે, અને અંતઃકરણની પવિત્રતાથી આચરણ પવિત્ર થાય છે. શૌચ સંબંધી આચારથી ધર્મ, વ્યવહાર અને સંસારયાત્રા સુયોગ્ય રીતે શુદ્ધ થાય છે. દૃષ્ટાંતઃ–વિશિષ્ટ શૌચાચારવાળા બ્રાહ્મણો દેશનું નેતૃત્વ ભોગવે છે. આચાર છોડી, રાજ્યસત્તાને અને અર્થસંપત્તિને વળગ્યા ત્યારથી તેવા બ્રાહ્મણોનું પતન પણ થવા માંડયું છે.

સદાચારમાં, આચરણમાં, ક્રિયામાત્રમાં કક્ષા અને યોગ્યતાનો ભેદ છે; જેમ કેટલાક ઘડિયે પલકે જુઠું બોલે છે, કેટલાક જરૂર

પડયે જુઠું બોલે છે, કેટલાક મશ્કરીમાં જ જુઠું બોલે છે, કેટલાક કોઇને લાભ થતો હોય તે સારૂજ જુઠું બોલે છે, કેટલાક ખુશામતની ખાતર જુઠું બોલે છે, કેટલાક ઘણી મુંઝવણમાંજ દ્વિઅર્થી રૂપે જુઠું બોલે છે અને કેટલાક પ્રાણાંતે પણ જુઠું બોલતા નથી; કેટલાક સત્ય બોલે છે તથાપિ કડવું બોલે છે; એમ સત્યના પાલન સંબંધે દઢતા કે નબળાઈની ઊંચી નીચી શ્રેણિ હોય છે તેમ શૌચાચારમાં પણ ભેદ હોય છે; એ શૌચાચારનું વૈવિધ્ય સમજવાની કૂંચી છે.

ભગવાન મનુ કહે છે કે વેદના અનભ્યાસથી, આચારનો ત્યાગ કર્યાથી, આળસથી અને અન્નદોષથી મૃત્યુ વિપ્રને હણવાની ઇચ્છા કરે છે. ધર્મ એ પ્રજાને ધારણ કરનાર છે અને નૈષ્ઠિક બ્રાહ્મણ—એ ધર્મનો પ્રધાન સંરક્ષણકરનાર છે. માટે તેના વડે ધર્મનું સંરક્ષણ, ધર્મના સંરક્ષણ વડે સમગ્ર પ્રજાનું સંરક્ષણ, અભ્યુદય અને નિઃશ્રેયસ્ સાધી શકાય છે.

બ્રાહ્મણ એ ધર્મનો પ્રધાન સંરક્ષક હોવાથી, તેણે શૌચાચાર સંબંધે વધારે કાળજી રાખવી. કારણ કે ધર્મસંરક્ષક વર્ગના પતન જોડે સમગ્ર પ્રજાનું પણ પતન થાય છે. સર્વ વર્ણોએ પોતપોતાના આચાર પાળી, ધર્મનું રક્ષણ કરવાનું છે; અને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ સૌએ પરસ્પર સદ્ભાવથી એક બીજાને સદાચારની તેમજ શૌચાચારની પ્રેરણા કરી પરસ્પર તે પાળવા પળાવવામાં સહાયભૂત થવાનું છે; અને આ પ્રમાણે શાસ્ત્રને અને શિષ્ટાચારને અનુસરીને શૌચાચાર પાળવાથી મનોબળ, ચિત્તની શુદ્ધિ, અને પુણ્યની અભિવૃદ્ધિ થાય છે.

  

# રાષ્ટ્રધ્વજનું સ્થાન

ધ્વજા એ સાંકેતિક ચિહ્ન છે. એક સમય એવો હતો કે જ્યારે આપણા દેશ ઉપર આપણી જ ધ્વજાઓ ફરકતી હતી. એ ધ્વજાઓ ઉપર પરદેશી મહમદ ગિઝની વિગેરેએ હુમલા કર્યા. દેશમાં અંધાધુંધી, વિગ્રહો અને સંગ્રામો મચી રહ્યા. તે પછી કાંઈક શાન્તિ અકબરે સર્વ ધર્મની પ્રજાઓના ધ્વજોને સન્માન આપ્યું, ત્યારે થઈ. ઔરંગઝેબ બાદશાહના વખતથી પાછી ગરબડ શરૂ થઇ, અને મોગલ સલ્તનતનો અંત શરૂ થયો. ફરીને મહારાષ્ટ્રના શૂરવીરોએ આપણી જ ધ્વજાઓ હિન્દુસ્થાનમાં ફરકાવી. વળી પાછું અંગ્રેજોએ નવું આક્રમણ શરૂ કર્યું. પાછો ભારતવીરોએ ઈ. સ. ૧૮૫૭ નો જંગ મચાવ્યો. અને એની શાન્તિ ત્યારે થઈ કે જ્યારે મહારાણી વિકટોરિયાએ ઢંઢેરો જાહેર કર્યો કે, દેશના કોઈ પણ ધર્મોમાં અમો રાજ્યસત્તા હાથ ઘાલીશું નહિ. આપણી સર્વની ધ્વજાઓ પાછી આક્રમણ વિના ફરકવા લાગી. દેશના હિન્દુઓની અને દેશના મુસ્લીમ ભાઇઓની પોતપોતાનાં સ્થાનો ઉપર ને રાજ્યો ઉપર. અંગ્રેજ સરકાર કોઇ રાજ્યમાં કારભાર–એડમીનીસ્ટ્રેશન–કરવાનું ગોઠવે, પણ ધ્વજાઓ તો રાજ્યોની પોતાની રહે.

પ્રખ્યાત રાજનૈતિક વૈયાકરણી લેસ્કી સૂચવે છે તેમ રાજ્ય એ જીવનના આદર્શોને સાધવાનું સાધન છે. આપણે રાજ્યને શા માટે માનિયે છિયે તે ઉપર એ કહે છે કે:—

We must obey the state not because its theoretic purpose is a splendid one, but because of our conviction that it is genuinely seeking to make that purpose valid in events. Power is thus in itself morally neutral; what gives it colour, is the performance it can demonstrate. Our

**ultimate allegiance is always to the ideal; and to the legal power that seeks to bind us, our loyalty is conditioned by the purpose and substance, we can discover in its efforts.***

પરદેશી અંગ્રેજી રાજ્યમાં એમના શિક્ષણ–વલણથી આપણા જીવનના આદર્શો તૂટવા લાગ્યા. એમની વેપાર કારિગીરીથી આપણા ધંધા હુન્નર પાયમાલ થવા લાગ્યા. અને એમની રાજનીતિથી આપણી પ્રજા ચૂસાઈ જવા લાગી. લોકોએ જોયું કે આ તો ન ચાલે. આમ તો આપણી ધ્વજાઓ થોડા સમયમાં જમીનદોસ્ત થઈ જશે. આપણે જ ભોંયભેગા થઈ જઈયે પછી ધ્વજાઓ ક્યાં રહે? પણ તેને સારૂ એટલી વાત આપણે જોઈ લીધી કે આપણે આપણી ધ્વજાઓને માંહોમાંહે લડાવીશું, તો આપણા જ ધ્વજદંડો નબળા થશે. આપણી રાષ્ટ્રીય મહાસભાએ નવી ધ્વજા ઊભી કરી–આપણી રાષ્ટ્રીય એકતા સાધવા માટે, કહો કે આપણી સંસ્કૃતિની, આપણા ધર્મની, આપણા દેશની પુરાણી ધ્વજાઓ નીચે ન પડે તે માટે. આપણે તો પુરાતન પ્રજાઓ છિયે. આપણી ધ્વજાઓ તો દિગન્તોમાં ફરકતી હતી. આપણે નવી ધ્વજાઓ કરવી પડે એમ નથી, પણ આ તો આપણે આપણા સમગ્ર રક્ષણને અર્થે સમગ્ર પ્રજાની રાજકીય એકતા સાધવાને સારૂ આપણો નવો રાષ્ટ્રધ્વજ ઊભો કર્યો છે. એને હિન્દુ, મુસ્લીમ, શીખ, ખ્રિસ્તી, પારસી સૌ માને; કેમકે એ બધાના ધ્વજોના સંરક્ષણ સારૂ–તેમનો નાશ થઈ જતો અટ-

---

* "આપણે રાજ્યને તાબે રહેવાનું છે તે એટલા સારૂ નહિ કે તેનું કાલ્પનિક ધ્યેય ભવ્ય છે પણ એટલા માટે કે રાજ્ય તે ધ્યેયને બનાવોદ્વારા અમલમાં મૂકવાને સાચી ચાહના રાખે છે એમ આપણને ખાતરી થાય છે. સત્તા આ પ્રમાણે નૈતિક દ્રષ્ટિએ નપુંસક છે. જેટલું કાર્ય તે બતાવી શકે, તેજ તેને રંગ આપી શકે છે. આપણી છેવટની વફાદારી હંમેશાં ધ્યેય પરત્વેજ છે અને જે કાયદેસર સત્તા આપણને બાંધવાને ચાહતી હોય, તેના તરફની આપણી વફાદારીનો આધાર તેના પ્રયત્નમાં આપણે જે હેતુ અને તત્વ જોઈ શકિયે તેના ઉપર છે."

ફાવવાને સારૂ–તે યોજાએલો છે. એ આપણા સૌના એકત્રિત બળનું સાંકેતિક ચિહ્ન છે. એ આપણામાંના કોઈના પણ સંસ્કૃતિ કે ધર્મના ધ્વજો ઉપર આક્રમણનું ચિહ્ન ન હોય. હિન્દુઓનાં પવિત્ર મન્દિરો, અથવા મુસ્લિમ બિરાદરોની પાક મસજીદો ઉપરની ધ્વજાનું જો એ આક્રમણ કરે, તો એને પણ પ્રજા જમીનદોસ્ત કરી દે. પણ એમ થશે જ નહિ. ઈશ્વર અને ધર્મ ભારતવર્ષના શરીરમાં રૂંવે રૂંવે રેલાઈ રહ્યાં છે. હિન્દના રાષ્ટ્રીય નેતાઓ અને વીર સૈનિકો એવો પ્રસંગ આવવા દેજ નહિ. ભારતભૂષણ માલવિયાજી મન્દિરોની ધ્વજાઓ ઉતરાવવાનું કહેજ નહિ. મૌલાના અબદુલ કલામ આઝાદ મસજીદોની લીલી ધ્વજાઓ ઉતારી દેવાનું કદી મંજુર કરે નહિ. રાષ્ટ્રધ્વજના આડા પટાઓ એ તો યુનિયન જેકના ત્રાંસા પટાઓના જવાબમાં છે.

આ આપણો કૅાંગ્રેસનો રાષ્ટ્રધ્વજ આપણી રાજનૈતિક શક્તિનું સાંકેતિક ચિહ્ન છે. એનું સ્થાન તો, જતે દહાડે દિલ્હીમાં પેલું ગોળ એસેમ્બલી હાઉસ જ્યાંથી આપણા નવ ચાણાક્ય વિઠ્ઠલભાઈ થોડા દિવસથી નીકળી આવ્યા છે, તેના ઉપર નક્કી કરવા આપણા શૂરવીરો મથી રહ્યા છે.

  

# આપણાં રાષ્ટ્રગીતો

દેશની કે જનસમાજની ભાવનાઓ જેવી કવિતામાં મૂર્તિમંત થાય છે, એવી બીજા કશામાં ભાગ્યેજ થતી હશે. અને તેમાં પણ લોકોમાં ગવાતી કવિતામાં એ વધારે જીવન્ત સ્વરૂપે વિલસે છે. કવિતામાં ભાવનાઓ મૂર્તિમંત થાય, એ વધારે સમજાય એવું છે, કેમકે કવિઓ ઘણું કરીને ભાવનાઓ અને આદર્શોમાંજ રમે છે. જ્યારે કવિ કવિત્વની લહેરમાં હોય છે, ત્યારે તે સામાન્ય ભૂમિકા ઉપરથી ભાવનાઓના આકાશમાં વિહાર કરવા લાગે છે. તેથીજ મનુષ્યો તેને ચાહે છે, અને તેની પાસેથી પ્રેરણા મેળવવા ઇચ્છે છે. એટલે આપણે કહી શકિયે કે માનવભાવો ઘણુંખરૂં સાત્વિક વિશુદ્ધ અને ઉદાત્ત સ્વરૂપમાં કવિની વાણીમાં અવતરે છે. આ કારણથી જ ભાવનામય કવિતાનું ગાન એ સમાજનું અને રાષ્ટ્રનું એક વહાલું અંગ બની જાય છે. કવિ આમ બધી રીતે માનવસમાજનો સ્વપ્નદ્રષ્ટા છે.

લડાઈમાં તેમજ લોકોને ઉત્સાહ આપવામાં, રાજાની કીર્તિ ગાવામાં, તેમજ રાજાઓ તરફ કટાક્ષ કરવામાં પહેલાંના સમયથી જ કવિતાનો અને ગીતોનો ઉપયોગ થતો આવ્યો છે. એ પણ સંસાર ચક્રની અથવા કહિયે કે કીર્તિના ચક્રની બલિહારી છે કે એક વખતે એક રાજ્યની કીર્તિઓ ગવાય છે અને બીજી વખતે તેની અપકીર્તિ ગવાવા લાગે છે. મનુષ્યોને તેમ દેશો અને રાજ્યોને પણ ગ્રહયોગ નડતો હશે ને લાભ આપતો હશે ખરો. નહિ તો દલપતરામભાઇના વખતમાં અંગ્રેજ સરકારના રાજ્યને સારૂ 'હરખ હવે તું હિંદુસ્તાન' ગવાય, અને અત્યારના સમયે 'ભૂખ્યાં ટોપીવાળાનાં ટોળાં ઊતર્યાં" અને 'ભારત પરદેશીએ પાયમાલ કીધું' એ ગીતો કેમ ગવાય? કોઈ કહેશે કે તે વખતે રાજનીતિ જૂદી હતી અને અત્યારે રાજનીતિ જૂદી છે, પણ એ વાતમાં બહુ પતીજ પડે એમ નથી.

એ લોકોની ગ્રહદશા વાંકી બેઠી, એટલે આપણી આંખ વધારે ઉઘડી ગઈ, એમ કોઈ કહે, તો તે જૂદી વાત છે. તથાપિ એ બધી વાતની ચર્ચા અત્યારે આપણે કરતા નથી. પણ અત્યારે આપણા દેશમાં સ્વરાજ્ય અને રાષ્ટ્રભાવનાની જે અમોઘ જવાલા પ્રકટી છે, તે જવાલાની ઉષ્માથી આપણા દેશના ન્હાના મ્હોટા કવિઓ જે ભાવભીનાં ગીતો ગાઈ રહ્યા છે, એ ગીતો તરફ આપણે દષ્ટિ કરીશું. એ બધાં ગીતોમાં અનેક રંગો અને રાગો દેખાય છે. કેટલાકમાં ઉત્સાહ તો કેટલાકમાં વિષાદ છે. કેટલાકમાં પ્રેરણા તો કેટલાકમાં કલ્પના છે. કેટલાકમાં ભાવનાઓ તો કેટલાકમાં ક્રિયાનું આહ્વાન છે. એ રીતે આપણા રાષ્ટ્રના આકાશમાં અનેક રંગોનાં રાષ્ટ્રગીતો રૂપી મેઘધનુષ્યનો અત્યારે ટંકાર થઈ રહ્યો છે.

જેમ રાજાઓની ગણત્રી કરવી હોય, ત્યારે આપણે નાટકના રાજાઓને હિસાબમાં લેતા નથી, તેમ અત્યારનાં ગીતોમાં જે કામ-ચલાઉ બનાવટી ગીતો કે કડીઓ કે જોડકણાં જોડી કાઢવામાં આવે છે, તેના તરફ દૃષ્ટિ કર્યા વિનાજ આપણે જે સુંદર ભાવનાત્મક રાષ્ટ્રગીતો રચાયેલાં છે, તેના તરફ વળીશું. તેમાં પણ અત્યારે તો માત્ર રંગનાં ચટકાંનોજ આસ્વાદ આપણે લઈશું. તેના રસમાં તરબોળ થઈ જવું એટલે જેને પરિભાષામાં 'आसेचनकं' કહે છે, એ પ્રકારનો રસાસ્વાદ વધારે શાંત અને એકાંત રસપિપાસાને સારૂ રાખિયે.

રાષ્ટ્રગીતોમાં પ્રધાનસ્થાન તો બાણુ બંકિમચન્દ્રના 'વન્દે માતરમ્' નેજ આપી શકાય. અનેક કારણોથી એનું પ્રાધાન્ય નિશ્ચિત થઈ ગયું છે. એની સંસ્કૃતમયી ભાષા સર્વ ભારતવાસીના હૃદયને સ્પર્શે છે, તેનાથી સમજાય છે, અને તેના પુરાતન ઐક્યની જાણે ઝાંખી કરાવે છે. એ ગીતે અને એ ગીત ગાનારાએ જબરી તપશ્ચર્યા કરી છે અને તિતિક્ષા વેઠી છે. કૅાંગ્રેસ ઇત્યાદિ અનેક રાજકીય સભા-ઓએ એના આલાપોને સન્માનિત કર્યાં છે. વળી એ રાષ્ટ્રગીતમાં

ભારતની અનેક પ્રકારની મહત્તા ભાસમાન થાય છે. આપણી ભૂમીની સુજલતા, સુફલતા અને શીતલતા; આપણી વિદ્યા, નિષ્ઠા, શક્તિ; ભક્તિ, અને શ્રદ્ધા; આપણી વાગ્‌વિભૂતિ, આપણી સૂક્ષ્મ આદર્શ ભાવના અને આપણી અમલ નૈષ્કર્મ્યવાસના એ સૌ એમાં સૂત્રાત્મક માર્મિક શબ્દો રૂપે મૂર્તિમંત થાય છે. એ સૌ કારણે એ ગીત ઘણા વખત સુધી આપણું પ્રધાન રાષ્ટ્રગીત રહેશે, એમાં શંકા નથી. તથાપિ એ કોટિનું અને એટલી તપશ્ચર્યાવાળું એ ગીત એકલુંજ છે. અનેક સુંદર, ભવ્ય અને પ્રભાવશાલી રાષ્ટ્રગીતોના કવનાર કવિવર તરીકે તો અત્યારની આપણી રાષ્ટ્રગીત સમૃદ્ધિ જોતાં મ્હને લાગે છે કે આપણે રાષ્ટ્રકવિ તરીકેનું પ્રધાન સ્થાન હિન્દી કવિવર માધવનેજ આપવું ઘટે. પહેલું એનું 'અભિલાષા' સંબંધેનુંજ રાષ્ટ્રગીત જોઇયે. એની ઉદાત્ત ભાવના, એનો નિશ્ચય, અને એની સત્વપૂર્ણ વાસના એમાં શબ્દે શબ્દે ઝળકી રહી છે. કહે છે કે એ ગીતને સારૂ સારી રકમ ભેટ આપી, પંડિત મદનમોહન માલવિયજીએ ૩૭મી કોન્ગ્રેસ વખતે તે ખરીદી લીધું હતું. જુઓ એના સુમધુર સૂરોઃ—

મેરી જાન્ ન રહે મેરા સર ન રહે
સામાન્ ન રહે ન યે સાજ રહે;
પર હિન્દ મેરા આઝાદ રહે
મેરી માતા કે સર પર તાજ રહે;
મેરી જાન્ ન રહે૦

પેશાનીમેં જિસકે શોભે તિલક આ
ગોદમેં ગાંધી બિરાજ રહે;
ન યે દાગ બદનમેં સુફેદ રહે.
ન તો કોઢ રહે ન યે ખાજ રહે
મેરી જાન્ ન રહે૦

સિક્ખ હિન્દુ મુસલ્માં એક રહે
ભાઈ ભાઈસા રસ્મો રિવાજ રહે;
ગુરૂ ગ્રન્થ કુરાન પુરાન રહે
મેરી પૂજા રહે ઓ નમાજ઼ રહે.
મેરી જાન્ ન રહે૦

એ કવિવરમાં ધર્મભાવનાની સ્વર્ગંગાનો, દેશભક્તિભર્યા શૌર્યની યમુનાનો અને અંતર્હિત થઇને વહેતી આર્ય સંસ્કૃતિની પુણ્ય સરસ્વતીનો મનોહર સંગમ છે. એનું બીજું સ્વદેશગીત લ્યો, જેનું અનુકરણ આપણા સંગીતવિશારદ રા. ઓમકારનાથે કર્યું છે. મૂળનીજ એક બે તૂકો ઉતારિયેઃ—

જગ બિચ સ્વર્ગ હમારો દેશ

ભારત અસ શુભ નામ લેત જીન ઉપજત પ્રેમ વિશેષ;
તાપૈ જન્મભૂમિ શોભા લખિ, રહત ન દુઃખ લવલેશ.
જગ બિચ સ્વર્ગ૦

પાવન નિર્મલ ગંગનીર જેહિ, પરસત કટત ક્લેશ;
પ્રગટે બ્રહ્મ રૂપ જગકારણ, જહાં બ્રજેશ અવધેશ,
જગ બિચ સ્વર્ગ૦

ધર્મધ્વજા ફહરાત જહાં નભ, રત્નન ખાનિ અશેષ;
સાધત અસ લખાત કબ હૂં નહિ, જસ મમ ભારત દેશ.
જગ બિચ સ્વર્ગ૦

એ કવિ ધર્મને મનુષ્યજાતિનું ઐક્ય સાધનારા પવિત્ર પેગામ તરીકે જુએ છે. એના ધાર્મિક ભાવનાના આલાપમાં હિન્દુ, મુસલમાન, સિક્ખ, ઈસાઈ સૌ સંમિલિત થઈ જાય છે. જો કે એક દેશભક્ત તરીકે દેશનું અભિમાન પણ એનામાં ગાજે છે. આપણે એનાથી મોહિત ન થઇયે પણ આપણને એ ગમે છે ખરૂં. એ કહે છેઃ—

કહે માધવ ઈસાઈ હિંદુઓ મુસ્લીમ સબ એક સ્વરસે;
યે ભારત વર્ષ હમારા હૈ! હમારા હૈ!! હમારા હૈ!!!

હિન્દી રાષ્ટ્રગીતોમાં એક પ્રસિદ્ધ અને સુંદર વ્યંજનાઓથી ભરેલું ગીત રા. ઈન્દ્રનું છે. તેમાં માતૃભૂમીની ભાવના પ્રધાન સ્થાને વિરાજે છે. એ દેવી જાણે કવિની પાસે સાક્ષાત મૂર્તિમંત અને ચેતનમય થઇને ઉભી હોય, એમ એ એની ભવ્ય ભાવના એના ગીતમાં ઉતારે છે. અને એને જ સારૂ પોતાના જીવનનું બલિદાન આપવાની ભાવનામાં એ ગીત પર્યવસાન પામે છે:—

અયિ માતૃભૂમિ તેરે ચરણોમેં શિર નમાઉં,
મૈં ભક્તિભેટ અપની, તેરી શરણમેં લાઉં.

... ... ... ... ...

તેરા હી કામ આઉં, તેરાહી મંત્ર ગાઉં,
મન ઔર દેહ તુઝ પર બલિદાન મૈં ચઢાઉં.

આ માતૃભૂમીની ભાવનામાં પશ્ચિમની સ્થૂલ દેશભક્તિનું અનુકરણ છે ખરૂં તથાપિ એની પાછળ રામકૃષ્ણ જેવા સપૂતનો આદર્શ સ્થૂલ શરીરના જીવાત્માની પેઠે પ્રકાશે છે. મુસ્લીમ કવિ ઈકબાલના 'હિન્દુસ્તાનહમારા'વાળા એક કાવ્યમાં એવી જ ભાવના છે:—

સારી જહાંસે અચ્છા હિન્દુસ્તાં હમારા,
હમ બુલબુલેં હય ઉસકી વોહ ગુલિસ્તાં હમારા.

પણ એના બીજા કાવ્યમાં મુસ્લીમ ધર્મની ભવ્ય ભાવના પ્રકટ થાય છે:—

ચીનો અરબ હમારા, હિન્દુસ્તાં હમારા,
મુસ્લીમ હય હમ, વતન હય સારા જહાં હમારા.

આ ભાવનાની સાથે સાથે જ એ કવિ દેશના ઐક્યની ભાવનાને પણ સાચવી રાખે છે, અને 'મઝહબ નહિ સિખાતા આપસમેં બેર

રખના' એ વાત પણ કહે છે. દ્વિજેન્દ્રલાલ રોયના 'આમાર દેશ'ના ગીતમાં બંગભૂમીનું માહાત્મ્ય છે, તેમ આપણા કવિ નર્મદે 'જય જય ગરવી ગુજરાત'ના જયનાદ વડે આપણી ભૂમીનાં યશોગાન ગાયાં છે. ભૂમીની ભક્તિ, દેશભક્તિ એ આપણા નવા યુગનું એક વિશિષ્ટ ચિહ્ન છે. રાજ્યપ્રકરણમાં એ આપણી વર્તમાન પ્રધાન ભાવના છે, એમ કહિયે, તો ખોટું નથી. એ ભાવનાને શ્રીયુત માધવ, બંકિમચન્દ્ર, ઈકબાલ, સત્યદેવ, અને આપણા ખબરદાર ઈત્યાદિ કવિઓએ એમના આત્માના રસવડે રસમય, ચેતનમય અને શક્તિમંત કરી દીધા છે.

એ ભાવના દૃઢિભૂત થતાંજ એને સારૂ સર્વ પ્રકારના ભોગો, સર્વ પ્રકારનાં બલિદાનો અને હરેક જાતની કુરબાની કરવાની ભાવના પ્રકટ થઈ છે. પહેલાં વ્યક્તિમાં તેમજ સમષ્ટિમાં ધર્મ અથવા સદા-ચરણની ભાવનાનું પ્રાધાન્ય હતું. અને એકના એક દેશમાં ધર્મ અને અધર્મ, પુણ્ય અને પાપ, સત્ય અને અસત્ય, સદાચરણ અને દુરાચરણની ભાવનાઓને અંગે પક્ષો બંધાતા હતા. એ વખતની પરિસ્થિતિ જૂદી હતી, અત્યારની પરિસ્થિતિ જૂદી છે. સ્વાભાવિક રીતેજ અત્યારે દેશભક્તિની પાછળ પણ જો આપણે ઝીણી નજરે જોઇયે, તો એક સમાન સંસ્કૃતિથી ઉત્પન્ન થતી આંતર એકતાની ભાવના છે, જે ગૂઢ રીતે આપણને ઐક્યનું ભાન કરાવી રહી છે અને દેશભક્તિમાં પ્રેરી રહી છે. દેશને સારૂ કુરબાની કરવાની પ્રેરણા કરનારાં ભવ્યગીતોમાં બિસ્મિલ (સાંભળવા પ્રમાણે હઝરત મોહાની) નું 'સરફરોશી કી તમન્ના' વાળું ગીત યોગ્ય રીતેજ પ્રાધાન્ય ભોગવે છે. 'સરફરોશી કી તમન્ના', માથું આપવાની મુરાદથી જ એ ગાયન શરૂ થાય છે. અને એ તમન્નામાંજ એ સંગીત પરિણામ પામે છે. કહે છે કે પહેલાં અમે કશો વલવલાટ કર્યો નથી. બીજી કોઈ ઝાઝી હમારી મુરાદો નથી; માત્ર એક મરી ફીટવાની જ મુરાદ હમારા દીલમાં છેઃ—

અબ ન પહેલે વલવલે હૈં ઔર ન અરમાનોકી ભીડ;
સિર્ફ મિટ જાનેકી હસરત યહ દિલે બિસ્મિલમેં હૈ.

એની સાથે બેસી શકે એવું ચકબસ્તનું 'ખાકે હિન્દ' છે. એ કાવ્યમાં જબરૂં જોમ છે, પણ બિસ્મિલના કાવ્યની પેઠે એ નાનકડું નથી, અને તેથી એનું બળ આખા ગીત ઉપર પથરાઈ જતાં એટલું બધું તીવ્ર લાગતું નથી. એકમાં દાકટરના નસ્તર જેવી અને બીજામાં રજપૂતની તલવાર જેવી શક્તિ છે. એનું ભાષાંતર ગુજરાતીમાં થયું છે. પણ ભાષાંતરથી અસલની કિંમતની આંકણી કોઇ કરે નહિ. એ ગીતમાં જે તાજગી, જે ભવ્યતા અને જે પદોની પરસ્પર મૈત્રી, શોભ્યા છે, એ બધાનું દર્શન તો એના અસલને વાંચ્યા સમજ્યાથી જ થઇ શકે. દૃષ્ટાંત તરીકે:—

અય ખાકે હિંદ તેરી અજમતમેં કયા ગુમાં હૈ,
દરિયાયે ફૈજ કુદરત તેરે લિયે રવાં હૈ.

અહો હિન્દભૂમિ ! તારી મહત્તામાં શો સંદેહ છે ? તારે સારૂ કુદરતની બક્ષિસોનો દરિયો ઉછળી રહ્યો છે. વળી એ કહે છે:—

ગુલ શમઅ અંજુમન હૈ ગો અંજુમન વહી હૈ,
હુબ્બે વતન વહિ હૈ, ખાકે વતન વહી હૈ.
× × × ×
ગુંચે હમારે દિલકે ઇસ બાગમેં ખિલેંગે,
ઇસ ખાકસે ઉઠે હૈં ઇસ ખાકમેં મિલેંગે.
× × × ×
ગર્દો ગુબાર યાંકા ખિલઅત હૈ અપને તનકો,
મર કર ચાહતે હૈં ઇસ ખાકે વતન કફનકો.

આ દેશની રજને અમારા દેહને સારૂ માનનો ઝભ્ભો અમે સમજીયે છિયે, અને મરીને પણ માતૃભૂમિની માટીના કફનને ચાહિયે છિયે.

આ રાષ્ટ્રગીતની અને 'સર ફરોશી'ની ઉર્દુ ભાષા જરાક આપણા લોકોને સમજવી મુશ્કેલ થઈ પડે છે, પણ એકવાર જો એના રસનું અને અને એના આત્માનું આપણે દર્શન કરિયે, તો આપણી લાગણીઓનો તનમનાટ ઉદ્ભવ્યા વિના રહે નહિ. અત્યારે હિન્દુસ્તાનમાં ભારતવર્ષની પ્રાચીન સંસ્કૃતિને અનુરૂપ સ્વામાનો ઘાત કર્યા વિના, પોતાનો ભોગ આપવાની તત્પરતાની મનોદશાને પ્રતિબિંબિત કરનારાં આ ગીતો છે. એમાં મ્હોટામાં મ્હોટો ભોગ દેશને સારૂ મનુષ્ય જે આપી શકે, તે આપવાની–વિના બદલાએ આપવાની–મનોવૃત્તિનો ઘેરો રણકાર છે.

આ ઉપરાંત સત્યદેવજીનું 'કર્મયુગ' સંબંધેનું ગાયન પણ ભારતમાં પ્રકટેલી નવીન ભાવનાઓ અને વાસનાઓનું સૂચક છે. એમના 'શક્તિમંત્ર'ના ગીતમાં સ્વાતંત્ર્યની ભાવનાનું પ્રાધાન્ય છે, ત્યારે આ 'કર્મયુગ'વાળા ગીતમાં આપણે કાંઈક કરી દેખાડવું જોઇયે, એ આપણા નવજુવાનોમાં વિશેષતાએ પ્રકટેલી ભાવનાનું દર્શન છે. પોતાના જાનની કુરબાની કરી દેવી એ સહીદનો રાહ તો દુનિયાંને પુરાતન કાળથી માલૂમ છે. દેવર્ષિ દધીચિએ દેવોના હિતને અર્થે પોતાનો દેહ આપી દીધો, મહાત્મા ક્રાઇસ્ટે મનુષ્યોના હિતને સારૂ પોતાનું શરીર સમર્પી દીધું. ધર્મને સારૂ–પોતાના આત્માના કલ્યાણને સારૂ પોતાનો દેહ અર્પણ કરી દીધાના દાખલા દુનિયાંમાં થોડાઘણા નથી. પણ અત્યારની નવી ચેતનામાં પોતાના દેશ અને પોતાની જાતિને સારૂ જે તનમનાટ થઇ રહ્યો છે, તેનું સત્યદેવજીના કાવ્યમાં દર્શન થાય છેઃ—

આ ગયા હૈ કર્મયુગ કુછ કર્મ કરના સીખ લો,
દેશપર અરૂ જાતિપર હસહસકે મરના સીખ લો.

વળી બીજાં ઘણાં ઘણાં સુંદર રાષ્ટ્રગીતો જૂદી જૂદી ભાષાઓમાં રચાયાં છે. તે બધાંનું દિગ્દર્શન કરવાનું અહિં ભાગ્યેજ બની

શકે. તોપણ સામાન્ય વિહંગાવલોકનમાં આપણને એટલું લાગ્યા વિના રહેતું નથી કે મરાઠીમાં પ્રખ્યાત રાષ્ટ્રગીતો બહુ જણાતાં નથી. રેવરંડ ટિળકનાં 'પ્રિયકર હિન્દીસ્તાન' જેવાં છે ખરાં; પણ એ બધું હિન્દુસ્થાનનું હિન્દીસ્તાન કરી નાંખવા જેવું. રા. ટેકાડેનું પ્રસિદ્ધ 'હિન્દ દેશ માઝા'ના આલાપવાળું ગીત દેશવીરોને પ્રણામાંજલિ અર્પે છે.

વળી રાષ્ટ્રગીતોનો એક બીજો પણ પ્રકાર છે, જેમાં મહાપુરુષો સંગ્રામભૂમી આદિના માહાત્મ્યનાં વર્ણન કર્યાં હોય. ગાંધીજીની પ્રશંસાનાં, બારડોલીની પ્રખ્યાતિનાં, રેંટિયા અને ખાદીનાં ગુણગાનનાં ગીતો એ બધાંને આ પ્રકારમાં મૂકી શકાય. અને એક એક વસ્તુ અથવા વ્યક્તિની પૂજ્યભાવના આવાં કાવ્યોમાં મૂર્તિમંત થએલી હોવાથી, એ લોકપ્રિય પણ થયાં હોય છે. જેમકે, રેંટિયાનું પેલું ગીત ખૂબ ચાલુ થઈ ગયું છે:—

ચરખા ચલા ચલા કે લેંગે સ્વરાજ લેંગે,
મલમલ જો હય વિદેશી આનેકો ગજ મિલેંગે.

પણ આના કરતાં જરા થોડાં લોકપ્રિય થએલાં પણ વધારે ઉન્નત કક્ષાનાં ખાદી, ચરખા વિગેરેનાં બીજાં ગીતો છે.

આપણી ગુજરાતી ભાષામાં કવિ નર્મદથી દેશભક્તિનાં ગીતોનો વિશિષ્ટ સ્વરૂપમાં આરંભ થઈ ગયો છે. કવિ નર્મદનાં દેશભક્તિનાં ગીતો જેટલાં સુંદર એટલાંજ સુપ્રસિદ્ધ છે. નર્મદનાં ગીતોમાં શૌર્યની સાથે ધાર્મિક સંસ્કારોની વિશદ ભાવના છે. તે પછી દેશભક્તિનાં લોકપ્રિય ગીતો ગંભીર તથાપિ સુમધુર સૂરમાં ગાવાનું માન આપણા રસપ્રેમી કવિ લલિતને છે. એમના 'જન્મભૂમીના જયમંગલ'ની ગર્જના અત્યારે પણ આપણને પ્રિય લાગે છે. રા. ખબરદારનાં દેશભક્તિનાં કાવ્યો પુષ્કળ છે અને એમની વીણાના સૂર હજી વાગી રહ્યા છે એટલે એનો સુન્દરમાં સુન્દર સૂર કિયો થશે

એ કહેવાનું સાહસ અત્યારે નહિ કરિયે. કવિવર ન્હાનાલાલની દેશભક્તિની કવિતાનું પણ એમજ કહી શકાય તથાપિ એટલું તો લાગે છે કે બીજા પ્રદેશમાં એમની જેટલી સફળતા થઇ છે, તેટલી આ કવિતાના પ્રદેશમાં દેખાતી નથી. રા. ખબરદારે હિંદની અને હિંદુઓની ભાવનાઓને જાણે અપનાવી લીધી છે. ધર્મક્ષેત્ર, કર્મક્ષેત્ર અને યજ્ઞકુંડની વાતો અને એવા એવા ભાવો પણ એમને જાણે સ્વભાવસિદ્ધ થઇ ગયા છે. આ આપણા પ્રસિદ્ધ કવિઓ ઉપરાંત પણ ગુર્જરહૃદયની દેશભક્તિ અનેક ન્હાના મોટા કવિઓદ્વારા અનેરૂં સંગીત પ્રકટાવી રહી છે. એ બધાંની ઉપર ઉપરની સમીક્ષા પણ અહીં ભાગ્યેજ કરી શકાય પણ એમાંના કોઈ કોઈ વિશિષ્ટ સૂરોનું એની વિશિષ્ટતાને સારૂ અત્રે માત્ર દિગ્દર્શન કરિયે. દૃષ્ટાંત તરીકે સદ્‌ગત મગનભાઈ પટેલના પ્રસિદ્ધ ગીતમાં ભારતવાસીઓની અમર આશા મૂર્તિમંત થાય છેઃ—

એક દિન એવો આવશે—
જ્યારે અમી ઝરણો ઝરંતાં પૃથ્વીને ય પલાળશે,
અહીંથી મહાવીર મહારથી ટંકાર કરતા શસ્ત્રના;
પરદેશમાં જઈ રાજ્યના શુદ્ધ ધર્મને શિખવાડશે.
પરબ્રહ્મનિષ્ઠ વસિષ્ઠ વિશ્વામિત્ર ઋષિના પાદને,
પ્રેમે નમી નિઃસ્વાર્થ નેતા આર્ય દેશ ઉદ્ધારશે.

જે ધર્મ ભાવના રા. મગનભાઈના જીવનમાં દ્રશ્યમાન થતી હતી, તે એમના ગીતમાં પણ દૃષ્ટિગોચર થાય છે. યુવાન હૃદયનો આખી દુનિયાંની સામે પડકાર વસંતવિનોદીની નીચેની લીટીઓમાં નજરે પડે છેઃ—

સમશેર સારી ખલ્કની અમને નહિ તાબે કરે,
અમ આતમ છે પ્રભુ તેજ તે નહિ તુચ્છ શસ્ત્રે ગાભરે.

અત્યારના નવયુગમાં જે નવી આત્મશ્રદ્ધા પ્રકટી છે, તેનો અનાહત સૂર રા. કલ્યાણજીના આત્મશ્રદ્ધાના કાવ્યમાં ગુંજે છે.

હિવાલો દુર્ગની ફાટે તમારા કેદખાનાંની,
તૂટે જંજીર લોખંડી તમારી આત્મશ્રદ્ધા તો.

એમની કવિતામાં ભારતના ઇતિહાસ પ્રત્યેની, ભારતના ભાવી પ્રત્યેની અને ભારતની સંસ્કૃતિ પ્રત્યેની શ્રદ્ધા અનુસ્યૂત થઈ રહી છે:—

દિગંબર સાધુના ચરણે સિકંદર શાહ નામે છે,
ગળે સૌ ગર્વ ભૂપતિના તમારી આત્મશ્રદ્ધા તો.
પ્રભુ પ્રહ્લાદને માટે વસેલા લોહના થંભે,
સદા સાંનિધ્યમાં રહેશે તમારી આત્મશ્રદ્ધા તો.

રા. પરિમલના 'ફરી ભારત બનાવી દો' વાળા ગીતમાં ભારતના પ્રાચીન ઇતિહાસની મગરૂબી ઝળકે છે. રા. જીવાભાઈ પટેલની 'માડીની ઝુંપડી' માં દુખિયાના વિસામા જેવા ભારતવર્ષનો ઉદાર આદર્શ દૃશ્યમાન થાય છે. રા. કેશવ હ. શેઠના 'માજીના રાસમાં' પણ ભારતની પ્રાચીન સંસ્કૃતિના પુનરૂદ્ધારની ઝંખના તરવરે છે:—

માજી તુજ ભૂતકાલિન એ સ્વર્ગ વિલોકું શા વડે રે લોલ,
પુનઃ પુણ્ય ભાગ્ય સવિતા ભર્ગ અનસ્ત ઉઘડે રે લોલ.
માજી તુજ જગ શોભન અવતાર, અનોખો યુગેયુગે રે લોલ,
પુરાતન સંસ્કૃતિને ભંડાર મૂલક મસ્તિષ્ક ઝુકે રે લોલ.

રાજ્યકર્તાઓ તરફ ગુસ્સે થયેલા હૃદયના ભાવો પણ 'પરદેશી ભૂખ્યાં ટોપીવાળાનાં ટોળાં ઉતર્યાં" અને 'ભારત પરદેશીએ પાયમાલ કીધું' એના જેવાં કેટલાંક ગીતોમાં ઉતર્યા છે એ ગીતો લોકોમાં પ્રચલિત પણ બહુ છે તથાપિ અતિક્રુદ્ધ હૃદયના ઉદ્રેકરૂપ હોવાથી તે જેટલે અંશે કવિજીવનની ધન્યક્ષણના ફળરૂપ નથી, પણ તેના ક્રોધના

**અગ્નિની જ્વાલારૂપ છે, એટલે અંશે એ ક્ષંતવ્ય પણ છે. જીવન કાંઈ ધન્ય ક્ષણોનું જ બનેલું હોતું નથી. બાઇબલમાં કહ્યું છે તેમ આપણા ક્રોધ ઉપર સૂર્યને આપણે અસ્ત થવા ન દઈએ, તો પણ બસ છે.**

પણ જેમ 'વન્દેમાતરમ્'નું ગીત એ આપણું નવું રાષ્ટ્રગીત છે, તેમ એનાથી પણ વધારે બલવાન, વધારે પુરાતન કહિયે, કે સનાતન એક રાષ્ટ્રગીત આપણું છે, કે જે ગાતી ગાતી ગાંધીજીની મંડળી સાબ્રમતીને તીરેથી દાંડીને કિનારે જવાને નિકળી હતી અને જે ગીત અત્યારે પણ પ્રભાતમાં દેશના અનેક ભક્તોની વાણીને પવિત્ર કરે છે. તે ગીત ગીતજ નથી પણ ધૂન છે, અને એ ધૂનમાં તન્મય થનારને જય આપવાની શક્તિ ધરાવે છે. એ 'રઘુપતિ રાઘવ રાજારામ, પતિતપાવન સીતારામ'ની ધૂનને સંભારી આપવી પડે નહિ. એ ધૂનમાં ભારતવર્ષના સર્વ મંગલધ્વનિઓ સંક્રમિત થાય છે. શ્રુતિભગવતીની નીચેની ઉદારભાવના એમાં જાણે સૂત્રરૂપે મૂર્તિમંત થાય છે:—

आ ब्रह्मन् ब्राह्मणो ब्रह्मवर्चसी जायतामाराष्ट्रे राजन्यः शूर इषव्योऽतिव्याधी महारथो जायतां दोग्ध्री धेनुर्वोढा नड्वा नाशुः पुरन्धिर्योषा जिष्णू रथेष्ठाः सभेयो युवास्य यजमानस्य वीरो जायतां निकामे निकामे नः पर्जन्यो वर्षतु फलवत्यो न ओषधयः पच्यन्तां योगक्षेमो नः कल्पताम् ॥

શુક્લ યજુર્વેદ સંહિતા, અ. ૨૨, ક. ૨૨

એ અપૌરુષેય શબ્દસમાહારનું ગુંજન પણ ભવ્ય છે એને પ્રાકૃત ભાષામાં ઉતારવાનું સાહસ નહિ કરિયે.

  

# આ અને એ.

શૈક્સ્પીઅરના હૅમ્લેટમાં એક પ્રસંગ આવે છે. હૅમ્લેટની માએ અત્યારના સુધારાવાળાઓને બહુ ગમે છે એ પુનર્લગ્ન કર્યાં છે. હૅમ્લેટની મા તે એ કે જેનો સ્વભાવ જોયા પછી હૅમ્લેટ એક વખત કહે છે:—

"Frailty ! thy name is Woman !"

અને આવી દુનિયાંને જોઇને એનું ચક્કર જાણે ખસી જાય છે અને પોતાના હૈયાના હીર જેવી પ્રિતમતાને એ કહે છે:—"જા, ચાલી જા, સાધ્વીઓના મઠમાં ચાલી જા." એ હૅમ્લેટ પોતાની મા સાથે એકવાર ચિત્રાલયમાં ફરતો હોય છે અને તે પોતાના ઉદારચરિત પિતા અને પોતાના પ્રપંચી કાકા અને હવે થયેલા સાવકા બાપનાં ચિત્રો માને બતાવતો કહે છે:—

'Look at this picture and at that.'

જો જો, મા, આ ચિત્ર જો અને જો એ. ચિત્રોજ બતાવવાનાં હોય છે. ટીકા કરવાની બહુ જરૂર રહેતી નથી. કારણ કે કેટલીક ચીજો એવી પારદર્શક હોય છે, કે એને જોવાને એક્સ-રેની જરૂર પડતી નથી. આપણી માનવજાતિ પણ જાણે નવા સ્વચ્છંદી સુધારા જોડે પુનર્લગ્ન કરવાને તૈયાર થઈ છે. એને પણ આપણે બે ચિત્રો બતાવવાનાં છે. આપણા પ્રાચીન સંસ્કારસમૂહનું અને નવા સુધારાનું. ભેદ માત્ર એટલો છે કે પણે હૅમ્લેટના પિતાને ઝેરનો પ્યાલો પવાઈ ગયો હતો આહીં પાવાનું શરૂ થયું છે, હજી બધું ઝેર ગળે ઉતરી ગયું નથી. અને બીજો ફેર એ છે કે હૅમ્લેટ કદાચ આડો પડવા જાય, તોપણ તેને કોઈ ગણે નહિ, એટલા સારૂ તેને અત્યારથીજ ઘેલો ઠરાવી મૂક્યો છે.

મ્હેં એકવાર અગાઉ લખી દીધું છે કે હિન્દની જૂની સંસ્કૃતિ અને યુરોપની જૂની સંસ્કૃતિના રંગરાગ લગભગ એકજ છે. જે શ્રદ્ધા, સંયમ, ભક્તિ અને ત્યાગના આદર્શો અહીં છે, તેજ પુરાતન યુરોપમાં હતા. ગોટાળો તો બધો પછીથી વળ્યો છે. અંહિયાં ને ત્યાં બધેય. એડનના બગીચાથી સેતાન પહેલો આથમણો ઉતર્યો અને ત્યાંથી પોતાના સાગ્રીત વિચારોને–થોડાકને–સીધા અમેરિકા અને થોડાકને રાતા સમુદ્રમાં થઇને હિંદુસ્થાન ને ચીન તરફ મોકલ્યા. મિસ મેયોએ પોતાની નામચીન ચોપડી બહાર પાડી ને એમાંની કેટલીક હકીકત જોઈ, ત્યારે મ્હને તો એની મૂર્ખાઈ તરફ કંટાળો કે એના આક્ષેપો પર ગુસ્સો આવવા કરતાં એની ધૃષ્ટતા ઉપર હસવું આવ્યું. અંહિયાના કેટલાક જે વિલાયતના અસ્રે મુંડાઈ ગયેલા છે, તેનું દૃષ્ટિબિન્દુ જૂદું હતું. એ સુધારાવાળાઓને તો મનમાં અડધી ગલીપચી થયેલી કે ઠીક જૂની વાતોને અને રીત રિવાજોને આણે ઝાટક્યાં છે. બહારથી તો એઓ હિન્દની બદનામી કર્યા બદ્દલ જાણે ગુસ્સે થયેલા હોય, એવા દેખાવા લાગ્યા પણ પછીથી તો ઉલટા આપણા લોકોનેજ ડરાવવા લાગ્યા કે ‘ જુઓ તમારા લોકોનું આમ કહેવાય છે ને તેમ કહેવાય છેઃ અમે નહોતા કહેતા ?’ ને પછી સુધારાનાં નવાં બિલો અને નવા કાયદાઓ ધારાસભામાં ઘુસાડવા લાગ્યા. એ પોતેજ અધકચરા હતા, એટલે એમ કરે એમાં કંઈ નવાઈ નથી. ‘ મધર ઈન્ડીયા ’ જેવી ચોપડી વિષે આપણે ખરૂં કહેવાનું તો એ જ છે કે, વાહ વાહ આયે ઠીક, નેવનાં પાણી મોભે ચઢવા લાગ્યાં. કૂડું કથરોટને હસે છે કે ત્હારૂં મ્હોટું પહોળું. દોદડાહી સાસરે જતી નથી ને ઘેલીને શીખામણ દે છે. એવો જડબાતોડ જવાબ આપણા એક હિન્દીએ ‘ અંકલ શૅામ ’ નામે હવે જાણીતી થઈ ગયેલી ચોપડી લખીને એમને આપ્યો. પોતાની તળે રેલો આવ્યો એટલે અમેરિકાવાળા ઝટ ઊંચાનીચા થવા લાગ્યા. અને સાંભળ્યા પ્રમાણે એ ચોપડીનો પોતાના દેશમાં

આવતી જ બંધ કરી દેવાની પેરવી કરી દીધી. હિંદુસ્થાને એકના ચાર જવાબ મિસ મેયોની ચોપડીને ઝાટકી કાઢયા છે. અલબત મિસ મેયોએ પાછી બીજી ચોપડી લખી છે, પણ તેને જૂદું ને કાલ્પનિક રૂપ આપ્યું છે, એટલે પકડાય નહિ. એમ જ હોય. પકડેલું નાડું એમ કાંઈ સહેજ છોડી દેવાતું નથી.

विषवृक्षोऽपि संवृद्ध्य स्वयं छेत्तुमसांप्रतम् ।

ઝેરી ઝાડને પણ એકવાર પોતે ઉછેર્યાં પછી સામાન્ય જનોય તેને છેદવાનો વિચાર કરતા નથી, તો પછી મમત્વના મદવાળાંની તો વાત જ શી ? સમજે નહિ ને દમ ભીડાવવા જાય, તેવો ઘાટ આવાં લખાણોનો હોય છે. કેટલીકવાર એવું બને છે કે ડેપ્યુટીઓ સંસ્કૃત જેવા વિષયને બરાબર જાણતા ન હોય ને પછી કોઇ સારી હાઈસ્કૂલનું ઈન્સ્પેકશન કરવા જાય. ત્યાંનો શિક્ષક તો વ્યુત્પન્ન હોય; અને આ ભાઈસાહેબ પોતાનું જ્ઞાન બતાવવાનો અને ભૂલો કાઢવાનો ડોળ કરે. પરિણામે બને એમ કે માસ્તર અને હેડમાસ્તર જે બન્ને ત્યાં ઉભા હોય, તેના આગળ ડેપ્યુટી સાહેબનું પોતાનુંજ અજ્ઞાન ઉઘાડું પડે અને વધારામાં વર્ગના છોકરાઓ પણ જાણે કે 'ડિપોટી સાહેબ'નુંજ ખોટું હતું.

આપણી સંસ્કૃતિની ભૂલ કાઢનારાઓ, દેશના અને પરદેશના બધા તરફ મ્હને વધારે હસવું તો એ આવે છે કે ઘણુંખરૂં આપણી ભૂલ કાઢવાનો ડોળ કરવા જતાં એ લોકો પોતાની સમજણનુંજ પોગળ ઉઘાડું કરે છે. એટલે ઘાટ એવો થાય છે કે પાંચ પચીશની મંડળીમાં કોઈ અડધો ચક્રમ્ શેખીખોર હોય તે જેમ વધારે વધારે બડાઈ હાંકતો જાય, તેમ જાણકારોને વધારે ને વધારે ગમત અને હસવું આવતું જાય છે તેમ આપણને વિલાયતી સુધારાના સાગ્રીતો આપણી ભૂલો કાઢે છે, ત્યારે અવનવી રમુજ આવે છેઃ કારણ કે ઘણુંખરૂં તો એમજ હોય છે કે એમનાં ઊંધાં ચશમાંથી જે ભૂલો

દેખાય છે, તે સાચી દૃષ્ટિએ આપણી ઉત્તમોત્તમ કીર્તિઓ હોય છે. આપણા સુધારાવાળા પહેલાં કહેતા કે, 'આ તે શો જુલમ ? વિધવા-ઓને ફરી પરણાવવી નહિ ?' અને પછી પોતાની કલ્પનામાંથી વિધવાઓના ઉમળકાનાં, સ્વચ્છંદતાનાં ને દુઃખદરિયાનાં અનેક ગીતો બનાવી બનાવીને ગાતા. એમના કહેવાની મતલબ એ હતી કે, વિધવાઓએ શા માટે ન પરણવું ? પરણવું જોઇયે જ. આવી સુંદર, ચતુર લલનાઓ તે શા માટે પરણે નહિ ? ને એમને લાભ આપે નહિ ? પણ એ વિષય ઉપર ઉહાપોહ થયો, ને અંગ્રેજ લોકો જ ઉલટું કહેવા લાગ્યા, "ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ" જેવાયે લખ્યું કે વિધવા ન પરણે એજ દાંપત્યનો ઉત્કૃષ્ટ આદર્શ તો છે. એટલે આપણો આદર્શ તો ઉત્તમ ઠર્યો. ઊંચી કોમની વિધવાઓએ, ખુદ સુધારાવાળાઓની વહુ દીકરીઓએ જ પોતાને સારૂ પુનર્લગ્નના વિચારને ધુત્કારી કાઢવા માંડયો. એટલે સુધારાવાળાઓ પડયા ભોંઠા ને એમણે પાઘડી ફેરવી બાંધી કે જેને પુનર્લગ્નની ઇચ્છા હોય તેને પુનર્લગ્ન કરવા સામે વાંધો ન લેવો જોઇયે. આનો યે જવાબ સમાજે વાળ્યો કે 'જે સ્ત્રીઓની પુનર્લગ્ન કર્યા વિના ચાલેજ નહિ, એવી મનની દશા હોય તે ભલેને કરે. અમે કયાં ના પાડિયે છિયે ? પણ અમારા ન્યાતના જથામાં એ નહિ.' 'હિંદુઓમાં ઘણીયે નાતરિયા વર્ણો છે પુનર્લગ્ન કરવું હોય, તેને કોણ અટકાવે છે ?' પણ સુધારાવાળા તો ભણેલા ગણેલા હોંશિયાર રહ્યા, એટલે એ લોકોએ બીજો પેંતરો જમાવ્યો છે. આપણામાં કહેવત છે કે 'નાક કાપો એટલે એની મેળે મ્હોં ઉઘાડશે' તેમ એમણે વળી એ વાત ઉઠાવી છે કે મ્હોટી ઉમ્મરવાળાનાં લગ્ન ન થવાં જોઇયે: અને પછી ધરડો કોને કહેવો, એ તો આપણા મનની વાત રહી. જુવાનિયાઓને તો આ વાત સ્વાભાવિક રીતે જ ગમે. ઉમ્મરે વધેલા સામાન્ય રીતે પરણી ન શકે એટલે વિધવા વિવાહનો પંથ વધે. કારણ કે, મોડાં લગ્નની તો પાછી ના પડાય એમ નથી. જે વિલાયતની સ્હામે મ્હોં પ્હોળાં કરી સુધારાવાળાઓ

જોઈ રહ્યા છે, ત્યાં તો પચાસ સાઠ વર્ષે ઘણાં લગ્નો મોટી ઉમરની સ્ત્રીઓ કે વિધવાઓ જોડે થાય છે. હમણાં જ થોડાં વર્ષ ઉપર ફ્રાન્સનો એક પ્રધાન લેખક સીત્તેરેક વર્ષની ઉમ્મરે પરણ્યો હતો. ને હમણાં હમણાંમાં જ આગાખાન એક યુરોપીઅન સુંદરીને સાઠ પાંસઠ વર્ષે પરણ્યા. આપણા દેશમાં કુંવારિકાઓ તો પંદર ને બહુ તો વીસ વર્ષે પરણી જાય એટલે મ્હોટી ઉમ્મરે લગ્ન ન કરવાનો અર્થ એ કે કુંવારિકાની જોડે લગ્ન ન કરવાં, ને આડી રીતે પુનર્લગ્નનો ફેલાવો કરવો. આ બધા મુદ્દા હવે આપણા લોકોએ સમજી લેવા જોઇયે. આપણી સંસ્કૃતિના પૂજક આપણા જુવાનિયાઓએ પણ જોઈ લેવા જોઇયે અને સુધારાવાળાઓ ચહજા બેટા સૂળીએ કરીને એમને હથિયારરૂપ બનાવતા હોય. તે સમજી જવું જોઇયે.

એવો ને એવો વિષય ન્યાતજાતનાં જમણવારનો છે. જમવું જમાડવું એ સારૂં છે; આબરૂનો વાસ્તો છે, હોંશ છે, ઓરીયો છે, અને માણસજાતના સ્વભાવને આવશ્યક છે. તે નાતવરાઓ સામે પણ આપણા કેટલાક ભાઇઓએ ઝુંબેશ ઉઠાવી. મૂળ મુદ્દો હતો નાતોને તોડવાનો. અલબત વકીલોની પેઠે એના સામે દલીલ ગોઠવવી જોઇયે એટલે એ રૂપમાં વાતને મૂકી કે આ વરાકરા બહુ ખર્ચાળ છે અને લોકો ઘરબાર વેચીને વરાકરા કરે છે તે ન કરવા જોઇયે. પણ અંદરનો મુદ્દો જૂદો હતો. ખરચ તો વિલાયતી ફેશનની પાર્ટીમાં સો માણસને ખવરાવવાનું થાય, તેના કરતાં સો માણસની નાતના જમણવારમાં બહુ ઓછું થાય છે અને સંતોષ ઉલટો વધારે થાય છે; અને એવી પાર્ટીઓનો હાઉતો અને ચાભખરો તો ઉલટો નાતમાં ન જમનારાઓને વધારે હોય છે, એટલે એ બધી વાતોની આળપંપાળ કાંઈ ધ્યાનમાં લેવાની જરૂર નથી એમ લોકો સમજી ગયા ને તેમણે ન્યાતો ચાલુ રાખી. પહેલાં વળી કોઈ એવી પણ દલીલ કરતા કે આપણા મિત્રો કે સ્નેહીઓને જમાડવા એ ઠીક પણ જે કાલે તમારૂં વાંકુ બોલે તે અદેખા નાતીલાને જમાડવા એ

તે કેવું ? એ દલીલની ટૂંકી દૃષ્ટિ પણ લોકોએ જોઈ લીધી. આગળ પણ જેની સ્થિતિ સારી ન હોય ને તે ન્યાતવરો ન કરે, તો સમજુ માણસ મનમાંજ સમજતાં. અલબત જેમ માણસ તમાચો મારીને પણ ગાલ લાલ રાખવાને તૈયાર થાય છે અથવા લાઠી ખાઇને પણ સ્વરાજ્ય લેવાની ઇચ્છા કરે છે, તેમ કેટલાક જશને જાનગરા સમજનારા લોકો પોતાના જશને સારૂ કે વટને સારૂ ઘરબાર વેચીને પણ તેમ કરતા હશે, પણ તેને તેની ભૂલ ગણવી કે આપણી ભૂલ ગણવી એ વિષે હજી મ્હને શંકા છે. પણ એટલું તો ખરૂં કે ન્યાતના વરાકરાને સારૂ આગળ માણસો કરકસર બહુ કરતાં. આવે નિમિતે કરકસર થતી પણ હશે એમ માનવામાં અત્યારના લોકોને મુશ્કેલી નહિ આવે, કારણ કે ફરજીયાત કરકસરને સારૂ ઘણા લોકો જીંદગીનો વીમો ઉતરાવે છે. હવે તો પેલી વિલાયતના ઉમરાવની વાત જેવી સ્થિતિ થઈ છે. આપણા લોકોના કોટપાટલૂનનાં સૂટોમાં ને પેન, ફૅન તથા મોટરોમાં ન્યાતોની ન્યાતો પેસી જાય છે, એટલે સગાં વહાલાંઓને જમાડવાની નાતો બિચારા ક્યાંથી કરે ! આગળનું વાતાવરણજ જૂદું હતું. ટૂંકી કમાણીમાં લોકો સુખચેનથી રહેતા; ન્યાતવરા કરતા ને ઘરો પણ બાંધતા. હવે તો પાંચસો સાતસો કમાતો હોય, તોય મકાન બાંધવાને સરકારની ‘હાઉસિંગ સ્કીમ’ માંથી મદદ માગે ત્યારે પત્તો ખાય. કડવાંબોલાં ઘરડાં હોય તે એમ કહે કે દાનત તેવી બરકત અને કલાપી જેવો કવિ હોય, તે શેરડીના રસની કવિતા લખી નાંખે. મુદ્દો એનો એજ. આમાં પણ સુધારાવાળાઓએ સીધી રીતે ન ચાલ્યું એટલે બ્રાહ્મણ ભોજન ને ન્યાતવરા કરવામાં અત્યારના સંજોગોને નિમિત્તે આડે રસ્તે અટકાયતો ઉભી કરવાનો ધંધો શરૂ કરી દીધો છે. અને જુવાનીઆઓને ચઢાવીને ‘લોહીના લાડુ’ વિગેરે તોફાન શરૂ કરાવી દીધાં છે. પણ એ લાંબુ ચાલવાનું નથી, કારણ કે જુવાનિયાઓ પણ સમજી જાય એવા છે અને સ્વયંસેવકોની છાવણીઓમાં કે

કે શોખની પાર્ટીઓમાં માલપાણીઓ ઉડે છે, તેની વાતો થવા લાગી છે; અને તેનો સાર પણ લોકો સમજવા લાગ્યા છે. આ ખોટું છે એમ કહેવાનું નથી; એ સ્વાભાવિક છે એ વાત કહેવાની છે. મુંઝવણની ભરેલી દુનિયાંમાં નિર્દોષ આનંદ કે ધાર્મિક પુણ્યભોજનને તોડવા માંહોમાંહે લડી મરવું એના જેવી ભૂલ બીજી કઈ હોય ?

મ્હને તો લાગે છે કે ન્યાતજાત, ચોરાશી કે ગામને જમણ આપવું, એ પૈસાનો એવો સારામાં સારો ઉપયોગ છે કે એને તોડવાના આપણે પ્રયત્ન કરિયે તો એને હિમાલય જેવડી ભૂલ ગણવી જોઇયે. જમણવારોને અંગે જે લોકો અંગત મૂર્ખાઇઓ કરતા હશે તે એમની મેળે છોડી દેશે. જેમ હું વિચાર કરૂં છું તેમ તેમ મ્હને તો સામાજીક તથા આર્થિક દૃષ્ટિથી તેની કિંમત વધારે ને વધારે જણાવા લાગી છે. યુરોપમાં ને અમેરિકામાં આર્થિક દશા સંબંધે જે ગડબડ થઈ ગઈ છે તેના ઉપાય તરીકે સામ્યવાદીઓ હજાર ધતીંગો ને કાવાદાવા કરે છે તેને બદલે મ્હારે ઉપાય સૂચવવાનો હોય, તો હું તો ફૉર્ડ કે રૉકફેલર જેવાને સારૂ એજ ઉપાય બતાવું કે ન્યુયોર્ક કે ફિલાડેલ્ફિયા કે ચિકાગો જેવાં શહેરોમાં એકદમ નાતોજ જમાડો. એમના તરફથી આખા શહેરના ચૂલા બંધ—ચાર, આઠ, પંદર દહાડા, મહિનો—જેવી એમની શક્તિ. તો એમની કીર્તિ કેટલી વધી જાય. ત્યાં રોજનું હૉટેલનું ખરચ પણ કાંઈ ઓછું હોતું નથી ને ઘણો ભાગ વીશી-માંજ જમનારો; એટલે લોકો બિચારા રાજીરાજી થઈ જાય. અલબત એ લોકોમાં એટલા બધા ધનાઢયો—મૉર્ગન, રૉથશીલ્ડ ઇત્યાદિ પડ્યા છે કે વરસમાં બે મહિના તો ન્યુયૉર્કમાં નાતોજ ચાલે અને એમને પણ હિન્દુસ્થાનની ચોરાશીઓના ઓરતા વીતે. આવાં જમણ શહેર કરતાં પણ ગામડાના લોકોને, આવા લોકો કે તેવા લોકોને આપવાં જોઇયે ઇત્યાદિ બાબતની વિગતની ખાલી માથાફૂટમાં ઉતરવાની મ્હને જરૂર લાગતી નથી. એક રીતે એમ પણ લાગે છે કે એ ધનાઢયો ઘણું-ખરૂં શહેરોમાંથીજ કમાતા હોય છે, એટલે એ શહેરોની હાડમારી

ભોગવી ભોગવીને જે હેરાન થઈ જતા હોય, તેમનેજ જો જમાડી નાંખીને તેઓ પોતાના ખીસાનો ભાર ઉતારી નાંખે, તો ખોટું નહિ. પછી કોઈ તેમની અદેખાઈ પણ કરે નહિ, અને લોકોની આંતરડી ઠર્યાના આશીર્વાદ મળે, તે જૂદા. કારણ કે, માણસને નિરાંતે જમાડ્યાથી જે પેટ ઠરે છે, તેની વાત જ જૂદી છે. એટલેજ આપણા લોકો કહે છે કે, અન્નદાન સમાન દાન નહિ.

અમેરિકાનાં મિસ મેયો બાઈએ પોતાના દેશનું પોગળ જાણવાથીજ કદાચ તેની પ્રશંસા કરવાને બદલે હિંદુસ્થાનનાં ખોદણાં કરવામાં સંતોષ માન્યો હશે. એ ચોપડી આખી વાંચવી પણ ગમે એવું નથી. રાજાના મહેલમાં પણ પાયખાનું તો હોયજ. પણ એ ખાતર જ્યાં ભેગું થતું હોય, તેનું પ્રદર્શન જોવાનું કોને ગમે? પણ સ્વભાવ જૂદી જૂદી જાતના થાય છે. કોઇને કોઈ ચીજનો શોખ અને કોઇને કોઈ ચીજનો. કેટલીક કેટલીક એવી બાબતો ઉપર એ બાઇએ જે આક્ષેપો કર્યા હતા, તે મ્હને સાંભરે છે, ત્યારે લાગે છે કે એમાં મુખ્યત્વે ત્રણચાર જાતો હતી. કેટલાક તો અમુક પ્રકારના બળાત્કાર ઈત્યાદિકના કેસ સંબંધે હતા. બીજા એ કે હિન્દુસ્થાનના લોકો ગાયના છાણ મૂતરને પીએ છે, ન્હાની ન્હાની છોકરીઓને પરણાવી દે છે, દેવદાસીઓ આવી હોય છે ઈત્યાદિ. અને ત્રીજા એ કે એ લોકો મૂર્ત્તિઓને માને છે ઇત્યાદિ. હવે પહેલાનો જવાબ તો એજ છે કે, ગામ હોય ત્યાં ઢેડવાડો પણ હોય. હિંદુસ્થાનમાં કાંઇ બધા દેવો વસતા નથી. હિન્દુસ્થાન તો મ્હોટો દેશ છે, અને તેમાં કોઈ કોઈ માનવરાક્ષસો પણ વસતા હોય અને તેથી તેઓ દુષ્ટ કર્મો કરે, તે આખા હિંદુસ્થાનને માટે માની લેવાં એનાથી વધારે મ્હોટી ભૂલ શી હોઇ શકે? બીજી બાબત ગાયનાં છાણમૂતર ઇત્યાદિની. અલબત આમાં તો દષ્ટિબિંદુનો ફેર છે. ટેવનો ને રીતરિવાજનો ફેર છે, એટલે એવી બાબતમાં એકબીજાને એકબીજાની વિચિત્રતા લાગે.

આપણને ઘણુંય લાગે છે કે જાનવરને કાપીકાપીને ખાઇ જવાં એ તે કેવું ગંદું. પણ આ તો એક અનુભવની બાબત છે. છાણમાટીના લીપણથી ઘર કેવાં ચોખ્ખાં રહે છે, એ આપણને અજાણ્યું નથી. ગોમૂત્રમાં પણ કેટલાક ખાસ ઔાષધના ગુણો છે અને અપ્રકટ સાત્વિક ગુણો છે, તે તો જૂદા જ. સંધીવા ઉપર તો એનો ગુણ જાણીતો છે. એ ગુણકારક હોય, અથવા એમાં રક્તશોધક શક્તિઓ હોય, તો એની છીટ રાખવાનું કારણ નથી. મ્હારા એક વૈજ્ઞાનિક મિત્ર એમ કહીને અમને હસાવે છે કે દૂધ કે ગોમૂત્ર એક જ શરીરમાંથી નિકળતા પદાર્થો છે, તેમાં એક સંબંધે સૂગ રાખવી અને બીજા સંબંધે નહિ, એ એક ભ્રાન્તિ જ છે. એ ગમે તેમ હોય, પણ એમાં કાંઇ ગુન્હો બનતો નથી. એ લોકો એટલું કહી શકે કે અમે તમારા કરતાં બહુ સુઘડ છિયે. (એ એમની સુઘડતા આગળ જોઇશું) પણ દવાવડે માંકણ મારવા કે જાનવરોના લોહીની દવાઓ પીવી તે કરતાં ગોમૂત્ર પીવું, એ એકંદરે ખોટું નહિ. કરકસરશાસ્ત્રી તો એમ પણ કહે કે કુદરતે અમુક સારા ગુણો ગૌમૂત્રમાં મૂક્યા હોય, તો તેનો સારો ઉપયોગ શા માટે ન કરવો ? દેવદાસીઓનો ચાલ દેશના એક જૂજ ભાગમાં છે. છોકરી કુંવારી હોય, ત્યારથી જ પ્રભુના મંદિરને તે અર્પણ કરવી, એ ભાવના એની પાછળ રહેલી છે. જો એ કુમારિકા પવિત્ર જીવન ગાળે, તો તે એક ઉત્તમ આદર્શ જ કહી શકાય. પણ દુનિયાંના ઘાટ એવા છે કે, તેમાં અનેક ગડબડો થાય છે. એટલે જ ભાવના ઉત્તમ હોવા છતાં દુનિયાંનો દોર સમજી જઇને દેશના બીજા કોઈ ભાગમાં આપણા લોકો એ સંસ્થાને અનુસરતા નથી. ઇશ્વરને અર્થે પણ કન્યાને કુંવારી રાખવામાં આવું જોખમ છે તો પછી પોતાના મનની મોજને ખાતર કુંવારાં રહેવામાં કેટલાં જોખમો સમાયેલાં છે, તે વાત તો ઉલટી યુરોપ અમેરિકાવાળાએ સમજવા જેવી છે. એમને અનુભવ તો થતો જ હશે, પણ એમનો રોગ

હવે અસાધ્ય થઈ ગયો છે. ત્યાં કુંવારિકાઓને હરવા ફરવાની છૂટ રહી, હવે તો લગ્નનો રિવાજ કાઢી નાંખવાનો વિચાર ચાલે છે અને પાછી નવી નવી દવાઓ યે નિકળી છે એટલે ત્યાંની કુમારિકાઓની વાત એટલેથી જ અટકાવિયે. એના કરતાં આપણાં બાળલગ્ન તો બહુ સારાં. તે પછી મૂર્તિપૂજા ઈત્યાદિકનો વિષય. આમાં પણ ભ્રમણા એ લોકોની જ છે. ઈશ્વર સર્વવ્યાપક છે અને સર્વ પદાર્થોમાં એનું પૂજન થઈ શકે, એ તો દીવા જેવી ઉઘાડી વાત છે. વચમાં વિલાયતના વિચારોની પ્રેરણાને અંગે આપણા સમાજી ભાઇઓ પણ કેમ જાણે પોતે કાંઈક નવું ખોળી કાઢયું હોય તેમ મૂર્તિપૂજા સામે ઉપડયા હતા. અને શિવલિંગપરના ચોખા ઉંદર ખાઈ ગયા તે ઉપરથી સ્વામી દયાનંદજીને પ્રકાશ મળી ગયાની વાત મગરૂરીથી જાહેર કરતા હતા; પણ પછી બધા લોકોને ખબર પડી ગઈ કે આ તો બધું ન સમજ્યાનું જ પરિણામ છે. ઈશ્વર અમૂર્ત્ત છે, એ વાત કાંઈ આપણે જાણતા ન હતા એમ નથી. પણ અખિલ જગત્ એ અમૂર્ત્તની મૂર્ત્તિ છે, એ ભવ્ય ભાવનાને પણ આપણે સમજ્યા છિયે ને સર્વત્ર આપણે ઈશ્વરને પૂજીયે છિયે. માણસ, ઝાડ, પાણી ઈત્યાદિ બધામાં આપણે તેને પૂજીયે છિયે ને જોવાનો યત્ન કરિયે છિયે. ભોગજોગે અગ્નિ અને સૂર્ય જેને આપણા આર્યસમાજી ભાઇઓ યે પૂજવાનું કબૂલ કરે છે, એ પણ ઈશ્વરની મૂર્તિઓ જ છે. વળી મહાદેવને કાંઈ ઉંદર જોડે લડાઇ નથી હોતી કે તે એમની પાસે આવીને રમી જાય અને ચોખા ખાય, તો તેના શરીરમાં પોતાનું ત્રિશૂળ ભોંકી દે. પણ એ સંબંધે વધારે બોલવાની જરૂર નથી. વિલાયતી વિચારોના પ્રચારે કેવો ડાટ વાળ્યો છે તે લોકો હવે સમજવા મંડયા છે અને આપણા આર્યસમાજી ભાઇઓ પણ ધીમે ધીમે સમજી જશે અને સ્વામી દયાનંદજીને પૂજવાની સાથે આપણાં સર્વ શાસ્ત્રોને માનતા થઈ જશે. એકંદરે મિસ મેયો બાઈના આક્ષેપો સંબંધે આપણે એટલું જ કહી દઇયે

કે, એમના કેટલાક આક્ષેપો માત્ર અજ્ઞાનને લીધે ઊભા થયા છે; કેટલાક માત્ર ખોટી સૂગને લઇને ઊભા કરવામાં આવ્યા છે; અને કેટલાક એક મ્હોટા દેશમાં સ્વાભાવિક રીતેજ કોઈ કોઈ દુષ્ટતાના બનાવો બને, તે ઉપરથી છિદ્રાન્વેષણના જ પરાક્રમ રૂપ છે. કેટલાક કહે છે તેમ એને હિંદુસ્થાનનું લોહી હલકું પાડવા ઊભી કરવામાં આવી ન હોય તોપણ આપણે એ લોકોનાં અજ્ઞાન અને અવદશા ઉપર દયા ખાઇને એવી ચોપડીઓને એમને ત્યાંજ રહેવા દેવી જોઇયે. એમાં જવાબ દેવા જેવું કાંઈ હોતુંજ નથી.

આ અને એ એમ બે પ્રકારનાં ચિત્રની આ તો પ્રસ્તાવના થઈ. હવે એ ચિત્રદર્શન જરાતરા કરી લઇયે. પહેલી વાત એટલી કહી લઇયે કે એ લોકો બધાજ બહુ ખરાબ અને આપણા બધાય બહુ સારા એમ કહેવાનું હોયજ નહિ; તેમ આપણે કાંઈ જૂદી જાતનાં મનુષ્યો છિયે અને એ લોકો કાંઈ જૂદી જાતનાં મનુષ્યો છે, એમ પણ કહેવાનું હોય નહિ. કદાચ એ લોકો કહે તો જૂદી વાત. પણ હવે તો રામ્સે મેકડોનલ્ડ સાહેબે પણ કહેવા માંડયું છે કે, આપણે બધાયે આર્યો છિયે અને એમની ઈચ્છાને પણ આપણી આર્ય સંસ્કૃતિનું રક્ષણ કરવાનો પાનો ચઢી આવ્યો છે. આપણે તો હવે કહેવાનું એટલુંજ છે કે એ ઇચ્છા અને આપણા હિંદનો પૂતના મોહન જેવો ઘાટ તો નથી ને? એ લોકોમાં પણ એમના મ્હોટા મ્હોટા વિદ્વાનો પોતાના દેશના લોકોના હાલહવાલ જોઇને હાથજ પછાડે છે, એ વાત ઉઘાડી છે. ટૉલસ્ટૉયને પૂછો કે વેલ્સને પૂછો, બર્નાર્ડ શૉને પૂછો કે રોમાં રોલાન્ડને પૂછો, હાર્ડીને પૂછો કે કાર્લ માર્ક્સને પૂછો; ક્રોપોટકિનને પૂછો કે રુડોલ્ફ ઓકેનને પૂછો. ત્યાંના હાલહવાલ કેવા છે એ સંબંધે દાખલા દલીલમાં ઉતરવું પડે એવું છેજ નહિ. માત્ર વાત એ છે કે 'તે છતાં તમારા કરતાં અમે ચઢિયાતા છિયે' એવો દમ એ લોકો

આપણને ભિડાવ્યે જાય છે; અને ધનની અને હુન્નરઉદ્યોગોની ઢાલની પાછળ તેમનો આ ગુદ્ધો–ઢોંગ–તે લોકો ચાલુ રાખે છે. અત્યારે જે બન્ને બાજુનાં ચિત્રો તરફ મારે ધ્યાન ખેંચવાનું છે, તેને હું બહુ ગંભીર રૂપ આપવા ચાહતો નથી. કેમકે, એમ તો આપણે એક ચોપડી લખિયે, તો એ લોકો ચાર ચોપડી લખે અને પૈસે પૂરા એટલે વાંધો પણ ન આવે. હોઠ સાજા તો ઉત્તર ઝાઝા. પણ જેમ તપેલામાં ખીચડી ચઢતી હોય, એમાંથી દાળના બે દાણા ચાંપી જોઇયે, એટલે ઝટ ખબર પડી જાય કે આ ખીચડી આવી છે કે આ ખીચડી આવી છે, તેમ મુખ્યત્વે કરીને દાળના દાણા જ ચાંપી બતાવવાનો મ્હારો ઈરાદો છે.

હવે, જુઓ કે, પહેલાં સવારમાં ઉઠિયે, ત્યારથી દિનચર્યા તપાસો. કેટલીક દિનચર્યા વિષે કહેવાની જરૂર નથી, તે બાબત સમજુએ સમજી લેવી. કેટલીક કહેવાય એવી છે તે હું કહું છું. આપણે હિંદુસ્થાનના લોકો સવારના પહોરમાં દાતણ કરિયે. ખાસ્સું બાવળનું મઝાનું લીલું નવું દાતણ હોય. દાતણ કરી ચીરીઓ ફેંકી દીધી. વિલાયતી વાજાને પાઉડર, ક્રીમ, ઓડોલ કે નવું કાંઈક ફેન્સી ટ્યૂબવાળું લેવું પડે. વળી બ્રશ લેવું પડે. તેમાં પણ સારી જાહેર-ખબરવાળા બ્રશની કિંમત એકાદ શિલિંગ સુધી પહોંચી જાય. એટલેથી યે ન પતે. પાણીના અમુક રૂપાન્તર જેવું હાઇડ્રોજન પેરોકસાઈડ આવે છે તેના કોગળા પણ કરવાના હોય. અને એ તો આઉંસથી વેચાય. એટલે હિંદ જેવી માણસ દીઠ બાર મહિને ત્રીસ ચાલીસ રૂપિયાની કમાણી જેટલું તો વિલાયતી રીતના દાતણપાણીમાં જ ચાલ્યું જાય. આપણા ડાકટરો આવી ચીજોની ભલામણ કરે, અને 'બેબી વીક'–બાળ સપ્તાહ–ઈત્યાદિ કાઢે, ત્યારે આ બધી બાબતો તેમણે ધ્યાનમાં રાખવા જેવી છે. વિલાયતી ચીજોની જાહેરખબર જેવું એ બધું થઈ જાય એમ કરવું એ આપણા દેશના ડાકટરોને તો ન છાજે.

એ પછી સુઘડતાની વાત કરિયે. જમીને આપણા લોકો હાથ ધુવે, મ્હોં ધુવે, કોગળા કરે—અને પછી પાનસોપારીથી મુખશુદ્ધિ કરે. ત્યાં જુઓ તો ખાવાનું પણ એવું. માંસાહારને લીધે એમનાં રસોડાંની સ્થિતિ જુઓ તોપણ ચિતરી ચઢે. ડુંગળી લસણની મ્હેક તો ચાલતી જ હોય. ટેવાઈ ગયાથી કેટલાકને તે ફાવે છે, એ વાતની હું ના નથી પાડતો, પણ એ ગંધ ખરાબ હોય છે, તેની ના કોણ કહેશે? ખાણું ખાઇને હાથ મ્હોં ધોવાનાં તો શેનાં જ હોય? છરી કાંટાના ખર્ચની બાબત તો કોરેજ મૂકિયે. કહે છે કે ત્યાં પાયોરિયાનો રોગ ઘણાને હોય છે, તેનું કારણ આજ હશે. પછી મદિરા એ મુખવાસ. વળી ભોજન કરતા પહેલાં આપણા લોકો કાંઈ ન્હાય, હાથ પગ ધુએ, કપડાં બદલે કે જોડા પણ ઉતારે. પણ ત્યાં તો બહારથી ગમે તે જગ્યાએથી ને ગમે તે વાતાવરણમાંથી આવીને તરત ખાણાંના ટેબલ ઉપર. ધોબીને ત્યાં બાર બાપની વેજાના કપડાં ભેગાં ધોબીનાં ધોએલાં કપડાં પહેરીને પણ આપણા બ્રાહ્મણ ઈત્યાદિ વર્ણો જમવા બેસે નહિ. હજામતની તો વાતજ જવા દઈશું, કારણ એ લોકો પોતે હજામત કરે ને ગીની ગીનીના સેટ રાખે એટલે ચાલે આપણે તો હજામત કરાવીને પણ ન્હાવું પડે. ઉપરનો ઠાઠમાઠ ત્યાં વધારે; આપણે તો માત્ર મુદ્દો સાચવિયે. કોઈ કહેશે ત્યારે રોગરાઇ અહીં કેમ વધારે છે? વાત એમ છે કે રોગરાઈ પણ નવા જૂનાનો ગોટાળો થયો, ત્યારથી જ વધ્યાં છે. જૂનું હતું તે ઠીક હતું, એમનું ખરચના માળવાળું નવું તેમના કિસ્સામાં ચાલે પણ આપણને પાલવે એમ નથી. એમનેય પાલવતું નથી. તેનીજ યુનિયનો, હડતાળો વિગેરેની ધમાધમીઓ છે. અતિશય બહારની સુઘડતાનો રોફ મારવો પૈસાદારને પોસાય. સામાન્ય વર્ગને બિચારાને ત્રણસો ને સાઠે દહાડા ધોળાં બાસ્તા જેવાં કે અસ્ત્રી કરેલાં કપડાં રાખવાં કેમ પાલવે?

પણ એ બહારની શુદ્ધિ કરતાં અંતરની શુદ્ધિનાં ચિત્રો જોવા

જેવાં છે. આપણા લોકો લાજ શરમ કે પડદો પાળે તેના સામે તે લોકો કુદાકૂદ કરી મૂકે છે અને બાવો નાચ્યો ત્યારે બોદલી નાચી, એમ એનું અનુકરણ કરનારા કેટલાક આપણા લોકો પણ લીટે લીટો ખેંચ્યે જાય છે. એ લોકોને આપણી લાજ શરમની પણ અજાયબી લાગે એમાં નવાઈ નથી, કારણકે એમને ત્યાંના પારાની ડિગ્રી બહુ ઊંચે ગઈ છે. અંગ્રેજી છાપાનાં ચિત્રો તો ઘણાએ જોયાંજ હશે. પણ વધારે હકીકત જાણવી હોય, તો ત્યાંના નાટકો ઓપેરાઓ અને કેબારેની હકીકત ત્યાં જઇ આવેલાને પૂછવી. અથવા મુંબાઇ કલકત્તામાં એમની કંપનીઓ આવે છે ત્યારે જોવું. આપણી બહેનો માથા ઉપરનું લુગડું જરા ખસી જાય તોપણ સંકોચ પામી પાછું ઓઢી લે અને દક્ષિણી બહેનો મોટેરાંની પાસે થઇને આડાં પણ ન ઉતરે. વિલાયતમાં લાજમર્યાદાનું જુઓ તો કાંઈ ઠેકાણું જ નહિ. આપણને એવી વાત કરવી પણ ન ગમે. બીજી એક વાત. આપણામાં કદાચિત્ પર પુરુષ કે પર સ્ત્રીની જોડે સહજ અનાયાસે સ્પર્શ પણ થઇ જાય, તો સારૂં માણસ ભોઠું પડી જાય. અલબત્ત, નબળાં માણસ—અંહિના કે ત્યાંનાંની—આપણે વાત કરતા નથી. ત્યાં નાચવું, એ એક સર્વ સાધારણ પ્રથા. ન નાચે તે ન્યાત બહાર. ને બીજાની સ્ત્રી સાથે નાચવું એજ પાછી ચાલુ રીત. નાચની પણ પાછી એવી એવી જાતો કે આપણી શરીરની પવિત્રતાની ભાવનાને તો એ લોકો હસી જ કાઢે. મન તો વાંદરા જેવું છે; દુર્નિગ્રહ અને ચલ છે, એને આવી નીસરણી મળે, એટલે પછી બીજી શી દશા થાય? યુરોપની જ દશા થાય, બીજી શી? પહેલાં તો આપણા સુધારાવાળા કરતા એમ ઢોંગ ઢાંગ ચાલે. 'બસ અમે કાંઈ તમારા જેવાં નથી' 'પાણીમાં રહેવું અને કમળપત્ર પેઠે દૃઢ નિર્લેપ રહેવું એનું નામ જ ખરી વાત' એમ હોંશિયારીઓ ચાલે. પછી આટલી છૂટ લેવામાં હરકત શું છે, તેની ફિલ્સુફી ચાલે. જૂના લોકોની વાત તો ખરી હોય એટલે દલીલ ન ચાલે અને છેવટે

એમને ગાલીપ્રદાન પણ થાય; 'જૂના વિચારના મૂર્ખ' 'વ્હેમી' ઇત્યાદિ ઇત્યાદિ. પછી ધીમે ધીમે ઘડો ભરાતો જાય, અને સરવાળે ખબર પડે. માણસ છતી આંખે કાંઇ આંખો મીંચીને બેઠાં હોતાં નથી. જુએ કે આ તો બધું તૂતે તૂત ને ઢોંગે ઢોંગ ચાલે છે. પછી આગળ વધનારા કહેવા લાગે કે કરો દાખલ છૂટાછેડા; છૂટાછેડાની વધારે ને વધારે છૂટ આપો. તેણેથી પણ વિષયારણ્યમાં ફરનારા મનોવ્યાઘ્રનું પૂરૂં ન થાય એટલે કહેશે 'સિવિલ મેરેજ' દાખલ કરો. અને બોલ્શેવિક જેવા નિકળે તે એમ પણ કહી દે કે 'આ તમારા ઢોંગ ધતુરા જવા દો. લગન બગનનું કામ જ શું છે?' આ બધી એમની સ્વચ્છંદતાની પરિણામપરંપરા. પહેલાં તો આપણે કાંઇક આવું તેવું યુરોપના ચાલોનું ઘસાતું બોલિયે, તો આપણા સુધારા-વાળા બંધુઓ કૂદી પડતા ને કહેતા કે 'અરે, એ તો તમારા મનનો મેલ છે એટલેજ તમે એવું દેખો છો,' પણ હવે વિલાયતવાળાઓએ એમની આંખનાં પડળ વગર ઓપરેશને ખોલી નાંખ્યાં. એ લોકો ઉઘાડી રમત જ રમે છે એટલે સુધારાવાવાળાઓનો ઢાંકપીછોડો ચાલે તેમ નથી.

બીજા નીતિના વિષયમાં પણ આપણાં ને એમનાં ચિત્રોનો ફેર સમજાવવો પડે તેમ નથી. એ લોકો આપણા કરતાં આગળ તો ખરા. ભર બજારમાં ધોળે દહાડે મોટરમાં બેસી લૂંટો કરવાની તે પારીસ, ન્યુયોર્કમાં જ શરૂ થયેલી ને. આપણા લોકો તો સિનેમાના શિક્ષણથી હવે શીખ્યા. વળી ત્યાંના લોકોની ધાપ મારવાની ધગશ તેને આપણા આગળ વધેલા લોકો હજી પણ ન પ્હોંચે. ન્હાના ગામમાં એક સાધારણ માણસને પણ ઉધાર મળે ને તે વગર લખાણુ પિછાણે પણ નાકબુલ જાય નહિ. નવી ચાલબાજીઓમાં તો લખેલા દસ્તાવેજને પણ કેવી રીતે ઉડાવવો ને નાઠાબારીઓ ખોળી કાઢવી તેની તજવીજ. ગુન્હાઓનું પ્રમાણ જોશો તો પણ યુરોપ અને અમેરિકાનું આપણા કરતાં બહુ વધારે. અને આપણા કરતાં ગુન્હાઓ

પણ વધારે કાતિલ. રિવોલ્વર બતાવીને હાથ ઊંચા કરાવી દેવા એ તો ત્યાંના બદમાસોનો ચાલુ કિસ્સો. નાણાં ઉચાપત કરવાં ઇત્યાદિ સુધરેલા ગુન્હાઓની તો સંખ્યા જ કાઢવી મુશ્કેલ થઈ પડે. રોજ ચાલતું ને ચાલતું. આપણા લોકો પણ નવી કેળવણી આવી, ત્યાર પછી એ બધું શીખી ગયા. કરે મ્હોટી કંપની ઉભી ને પછી નાંખે લિકવીડેશનમાં. ફંડફાળાઓની પણ એવી જ દશા ઘણીવાર.

આગળ આપણે ત્યાં ન્યાય મેળવવો હોય, તો જઇને રાજાજી કે કોટવાળ સાહેબ પાસે ફરિયાદ કરી એટલે જોઈ કરીને ઝટ નિવેડો. નવા વિલાયતી ન્યાયમાં જે વધારે ખટપટી અને પૈસે વધારે પૂરો હોય, તે વધારે ફાવે. વકિલ બારિસ્ટરોની ફીની તો વાત જ ન પૂછવી. કોઇકની તો એક દહાડાની ફી સો ગીનીઓ; એક કેસના એક લાખ. એટલામાં તો હિંદુસ્થાનમાં બિચારાં બે હજાર માણસનું વરસ દહાડાનું ખર્ચ નિકળે. વૈદ્ય ડાકટરનું પણ એવું જ આપણા સારા સારા વૈદ્યો નજીવી કિંમતમાં રામબાણ જેવી દવા આપે અને મ્હોટા ડાકટર માત્ર સલાહ આપવાના પણ દસ રૂપીઆ લે. પણ મ્હોટાં મ્હોડાં એ તો ડાકટરની વકિલોનો ન્હાનો અવગુણ છે. ખરૂં પતન તો એમની મનોવૃત્તિમાં હોય છે. એક હોંશિયાર વકીલ મ્હને કહેતા હતા કે કેસને કઈ રીતે લંબાવવો, ન્હાનાને મ્હોટું રૂપ કેમ આપવું એજ બધો સોલીસીટરોની કળાનો મુખ્ય ભાગ હોય છે. વકીલ ડાકટર સ્હામેનો ગાંધીજીનો મુદ્દો ખોટો નથી. વકીલ ડાકટરો વધ્યાથી ઝઘડાઓ ને રોગો વધ્યા છે, એમ પણ ઘણા લોકો કહે છે તે ખોટું નથી. વકીલો પાણી ચઢાવવામાં કાચા હોતા નથી. અને ડાકટરોની ઈન્જેકશનોની માયા કોને અજાણી છે? અલબત વકીલ ડાકટરોમાં ઘણાય સારા પણ હોય છે, કાંઇ બધાય સરખા હોતા નથી. પણ એ બધી સામગ્રી મૂળ વિલાયતની. અહીંના તો એમને પગલે પગલે ચાલનારા. આપણા અહીંના ચિત્રમાં પણ ત્યાંના ચિત્રના રંગ ભેળાવા લાગ્યા છે એ જ દુઃખ છે ને.

અહીંની ભાવના તો ત્યાંનામાં પણ દાખલ થતાં કુણાશ આવે છે. એટલે જ સરખામણી કરવી પડે છે કે આપણે આપણામાં મુસ્તાક રહિયે ને તેનો પાશ આપણને થોડો લાગે.

વળી અહીંના શેઠ નોકરના સંબંધ તરફ દૃષ્ટિ કરિયે. અહીં આગળના ગુમાસ્તાઓ અને શેઠ વચ્ચેનો સંબંધ જુઓ તો એમ લાગે કે સગા બાપદીકરાનો કે ભાઇઓનો સંબંધ પણ એની પાસે શા હિસાબમાં. નોકર શેઠ વચ્ચેના સંબંધમાં તો પેઢીઓની પેઢીઓ ગણી શકાય. રાજાને કારભારીઓના પણ એવા સંબંધ કે એમાં ખામી આવે તો એક બીજાને મ્હોઢું ન બતાવે. જાન જાય પણ વટ ન જાય એટલો તો ટેક. વિલાયતની હકીકતનું શું વર્ણન કરિયે! પૈસાનોજ સંબંધ જરાક ફાવટ ન આવી, તો 'સાહેબજી.' મજુર અને મીલમાલેકોનું પણ એવુંજ. ત્યાં તો પિસ્તોલની ગોળીઓ ચાલે ત્યાં વ્હાલ કેવાં વરસતાં હશે એ કલ્પનાથીજ સમજી લેવાનું. મ્હને લાગે છે કે ગાંધીજીએ હાથકંતામણ હાથવણાટની ખાદીની વાત કહી છે, તે બહુ મુદ્દાની છે. તમે મીલો કરો ને પછી કહો કે તેનાં પરિણામો આપણે ન જોઇયે એ ચાલે નહિ. એ તો પછી ત્યાંના જેવી જ હડતાળો, યુનિયનો, તોફાનો અને બોલ્શેવિઝમ આવવાનાં. માટે પહેલેથી જ જો આપણે મીલોનો મોહ છોડિયે, તો ઠીક. પણ વિલાયતી ફિલસુફી ને અર્થશાસ્ત્ર આપણા દેશમાં ચાલે છે, ત્યાં સુધી એ બનવું મુશ્કેલ છે.

વળી બીજું ચિત્ર જુઓ. ધર્મ એ સર્વ નીતિનું મૂળ છે, એમ સૌ જાણે છે; તેની હકીકત તરફ દૃષ્ટિ કરો. ત્યાંના બધા ધાર્મિક જનોની ફરિયાદ છે કે તેમનાં દેવળો રવિવારે વધારે ને વધારે ખાલી રહેવા લાગ્યાં છે. પણ એ ફરિયાદ તો જૂની થઈ ગઈ. હવે તો ફ્રાન્સ વિગેરે દેશમાં શિક્ષણમાંથી પણ ધર્મને ધકેલી કાઢવાની તજવીજ થઇ ગઈ છે. અને રશિયાએ તો જાહેર કરી દીધું છે કે ઇશ્વર

તેમજ ધર્મ એ ધતીંગ છે; અને તેને તોડવાના ઉઘાડા માર્ગો તેમણે લેવા માંડ્યા છે. ધર્મપ્રચારક સદાચરણી પાદરીઓના ઉપર પણ ત્યાં કેવા જુલમો શરૂ થઇ ગયા છે, એ ઇતિહાસનો વિષય છે. આપણે અહીં સામાન્ય રીતે ધાર્મિક પુસ્તકોનું વેચાણ સૌથી વધારે થાય છે, એ સરકારી રિપોર્ટ પણ કહેશે. યાત્રાઓમાં ને ધર્મમંદિરોમાં લોકોનાં ટોળેટોળાં નિયમિત રીતે શ્રદ્ધા અને સદાગ્રહથી જાય છે, તેની તો સુધારાવાળાઓને અદેખાઈ આવે છે. ધર્મમાં પુણ્યદાનમાં પૈસો આપવામાં આપણા લોકો કેટલો મોકળો હાથ રાખે છે, તે જાણીતું જ છે. ધર્મ એ આપણા દેશની સંસ્કૃતિનો પ્રાણ છે, અને પ્રાણની પેઠે જ આપણે એને ચાહિયે છિયે. પણ જેમ ખોટી બુદ્ધિમાં ચઢી જવાથી મુંઝાયેલો માણસ આપઘાત કરવા તૈયાર થાય છે, તેમ આ દેશમાં પણ કેટલાક આપણા દેશના ધર્મરૂપ પ્રાણનો ઘાત કરવા તૈયાર થયા છે. એમાં પણ પાશ્ચાત્ય કેળવણીથી થયેલી વિપરીત બુદ્ધિ એજ કારણ છે.

પૈસો, મોજશોખનાં સાધન અને મારવાનાં સાધન એ યુરોપના સુધારામાં છે. એટલાથી જે મોહી જતા હોય, તેને તો આપણે કાંઈ કહેવાનું નથી. પણ તેમાં નીતિની, ચારિત્ર્યની, આદર્શોની, ઐહિક શાંતિની, અને પારલૌકિક જીવનની કેટલી હાનિ છે, એ જુવે તે તો એને છાંયે પણ ઉભા રહેવાની ઈચ્છા કરે નહિ. જે એ ઝાંખરામાં ભરાઈ પડ્યા છે એને તો હવે જે થાય તે ખમવાનું છે. પણ આપણે એમાં સંડોવાઇએ નહિ તો ઠીક એમ તો લાગ્યા વિના રહેતું નથી. એ લોકો આગળ વધી જશે; આપણને ગુલામ કરી નાંખશે ઈત્યાદિ બ્હીક રાખવાની બહુ જરૂર નથી. કેમકે એ યુરોપનો સુધારો તો એના પાપેજ લેવાશે અને યાદવાસ્થળીથી ચોપટ થઇ જશે. માણસ સાંખે પણ પ્રકૃતિ દેવી કોઈની શરમ રાખે તેમ નથી. એના કાયદા સ્હામે ગયો કે સ્વાહા. ત્યાંના વૈજ્ઞાનિકો કહે છે કે કુદરતને અમે અમારે આધીન કરી છેઃ કહેતા નથી કે

અમે કુદરતના અમુક કાયદા જાણીને એને આધીન થઇને અમારૂં કામ કાઢિયે છિયે. કેવી બોલવાની ચતુરાઈ છે !

એક વિદ્વાન મહાત્મા કહેતા કે આપણાં શાસ્ત્રોએ સંસ્થાપિત કરેલી એક પણ વ્યવસ્થા ખોટી નથી. એ વાત જ્યારે આપણાં શાસ્ત્રોના વિધિનિષેધોનું વિવિધ દૃષ્ટિએ હું અવલોકન કરૂં છું, ત્યારે મ્હને યાદ આવે છે. અને યુરોપમાં જે કાંઈ સારૂં છે,—વાસ્તવિક રીતે સારૂં છે, તે તરફ હું જોઉં છું, ત્યારે મ્હને એ પણ લાગ્યા વિના રહેતું નથી, કે એ બધું તો પુરાતન તત્વનુંજ અનુકરણ કે પુનરાવર્તન છે. આપણી જીવનભાવના જુઓ. પ્રભુથી ડરીને ચાલવું, સારે માર્ગે ચાલવું, એ આપણી ભાવના. ત્યાંની ભાવના એ કે કાયદામાં ન પકડાઇયે એ રીતે, પોતાની અનુકૂળતા પ્રમાણે ચાલવું. 'ઇશ્વિરને કોણે દીઠા છે ?'. આપણું અર્થશાસ્ત્ર એ કે સૌએ મળી ભેગા થઇ, ન્યાતમાં, જાતમાં, કુટુંબમાં, વ્યવહારમાં સંપસંપીને જે પરમેશ્વરે આપ્યું હોય તે વ્હેંચી ખાવું. ત્યાંનો ખ્યાલ એવો કે જેમ બને તેમ દરેક માણસે પોતે વધારે ભેગું કરવું અને મોજશોખ ઉડાવવા; હું ને મ્હારૂં કુટુંબ; અને તે કુટુંબમાં બૈરી છોકરાં જ; સગો દીકરો પણ પરણ્યો કે ઘરમાંથી વિદાય કાયદાકાનુનો ને અદાલતોમાં પણ આપણી જૂની રીતમાં અને વિલાયતની નવી રીતમાં આભ જમીનનો ફેર. આપણે અહીં શાસ્ત્રી કાજીઓ દ્વારા ટુંકો ને સીધો નિકાલ. કાયદાઓ પણ જૂના અને બધાને જાણીતા. નવા વિલાયતી વાજામાં વકીલ બારિસ્ટરો અને સોલીસીટરો જેમ લૂંટે તેમ લૂંટાવાનું અને કાયદાઓ પણ પાછા નવા થાય એટલે વધારે મુશ્કેલી. 'કાયદાનું અજ્ઞાન' એ કારણ ચાલે નહિ. લોકોમાં કહેવત ચાલે છે કે અત્યારની અદાલતોમાં જીત્યો તે હાર્યો અને હાર્યો તેની તો સત્યાનાશની પાટી. બીજી તરફથી લગ્ન ઇત્યાદિની ભાવનાઓ જુઓ. ત્યાં છૂટાછેડા તો સહેજમાં. હવે તો ત્યાં લગ્ન તેમજ છૂટા

છેડા રજીસ્ટરમાં નામ નોંધાવી વા છેકાવી નાંખવાથી થઈ શકે એવી તજવીજ ચાલે છે. એ ત્યાંની ભાવના. ધણીને સારૂ મરી પડે, તેની પાછળ પોતાનું શરીર પણ ગાળી નાંખે; તેમજ ધણી પણ મરીને સ્ત્રીનું રક્ષણ પોષણ કરે, એવી સતીત્વની અને કર્તવ્યની આપણા લોકોની ભાવના. આ વિષયમાં આપણા દેશમાં પવિત્રતાની ભાવના કેટલે સુધી ટેકવાળી હતી અને છે, તે આપણા રજપૂતો અને રજપૂતાણીઓના ઇતિહાસમાં મોજુદ છે. જીવનચર્યામાં પણ જરૂર જેટલું કમાવું, પણ સાચી દાનતનું કમાવું, નહિ તો થોડું કમાવું ને થોડું ખાવું એ આપણી રીત. વિલાયતની ભાવના એ બાબતમાં જગજાહેર છે એટલે કહેવી પડે એમ નથી. એમનો તો ફિલસુફ સ્પેન્સર જ એવું ઉપાડીને ઝીકે છે કે મોજશોખોનાં સાધન એજ સુધારાનું માપ. શિક્ષણના સંબંધમાં પણ જોઈશું, તો આપણો આદર્શ એ કે ધર્મગ્રંથોનો અભ્યાસ માણસે જરૂર કરવો જોઇએ; બીજું બધું પછી. ત્યાંની કેળવણીની ગોઠવણ જ એવી કે ધર્મનું મૂળ જ દિવસે દિવસે નીકળતું જાય. આ બધું છતાં પણ પાછું સરવાળે કાંઇ વધારે સુખ હોય, તો તો વાત જૂદી. તે પણ નહિ. તેમાં પણ મીંડું જ. નહિ માણસોને કુટુંબ તરફની શાંતિ; નહિ કમાણી તરફની શાંતિ; નહિ મનની શાંતિ; નહિ ઘડીની ફુરસદ; નહિ એક બીજા ઉપર વિશ્વાસ. આપઘાતના કિસ્સાઓ તો જ્યાં જુઓ ત્યાં ચાલુ જ. વેર એવાં કે લડાઇ થાય, તો સ્હામાની રૈયતનો પણ ખોરાક કેવી રીતે બંધ થાય તેની તજવીજ ચાલે અને સલાહના કોલકરાર થતાં ને અમલમાં આવતાં દસકો વીતી જાય. દાનતો યે પાછી એવી કે દશે વર્ષે પણ પહેલાં નક્કી કર્યા પ્રમાણે ઠેકાણું ન પડે; અનેક વાંધા વચકા ચાલે ને પછી પાછી નવી ગોઠવણો થાય. પૈસાદાર લોકો નાટકશાળાઓમાં, જુગારખાનાંઓમાં, બૉલરૂમમાં ને એવે તેવે ઠેકાણે દારૂ પી મસ્ત બનીને રાતો ગાળે ને હેરાન થાય. અને મજૂર લોકો તનતોડ મહેનત કરીને કે હડતાળો પાડીને હેરાન થાય. આ ત્યાંની સ્થિતિ.

ત્યાં જે પરિસ્થિતિ થઇ છે, તેનું રેખાચિત્ર લંડનની મ્હોટી ઇંગ્રાયલ વર્લ્ડ ફેડરેશનની પ્રસિદ્ધપત્રિકામાંથી જ આપિયે:-

The years 1914–18 marked the period of the world's great agony resulting from physical conflict. The period since 1918 has been a continuation of that agony in the mental world. The result of the mental disturbance may be tabulated in part as follows:—

(1) The Empires of the continental world have crashed, viz the Russian, Turkish, Austrian and German Empires.

(2) Ancient systems of organised religion have been shaken, such as the Greek Church of Russia, and the Mohammedan organisation of Turkey, including the Caliphate.

(3) Other systems of organised religion are feeling the strain and are in manifest danger.

(4) The economic organisation of Europe crashed under the pressure. The economic situation of the world is feeling the strain of the mental unbalancing of the minds of the peoples.

(5) More lives have been destroyed since the war in Russia and elsewhere, by the mental upheaval and the consequent revolutions, than were destroyed by the Great War.

(6) Morality has shrivelled under the scorching breath of Communist doctrine.

(7) Family life has been threatened, and has in part been swept away.

આ લખાણુનો સાર એ છે કે ઈ. સ. ૧૯૧૪ થી ૧૯૧૮ સુધીનાં વર્ષો એ દુનિયાંને સારૂ ભૌતિક સંઘર્ષમાંથી ઉદ્‌ભવેલી તીવ્ર વેદનાનાં વર્ષો હતાં. ૧૮૧૮ પછી એ વેદના માનસિક જગત્‌માં આગળ પ્રસરી છે. એ ખળભળાટના પરિણામે રશિયા, તુર્કસ્થાન, ઑસ્ટ્રિઆ અને જર્મનીનાં સામ્રાજ્યો તૂટી પડ્યાં છે. જૂના ધાર્મિક સંપ્રદાયો, પંથો અને બંધારણોને જબરો ધક્કો લાગ્યો છે અને તેના ઉપર ભયનાં વાદળો ઝઝુમે છે. યુરોપની આર્થિક વ્યવસ્થા પણ નવા તોફાનના ધક્કાથી ડડળી ગઈ છે. પ્રજાઓનાં ચિત્તની અસ્વસ્થતાનો પડઘો દેશની આર્થિક સ્થિતિમાં પડયો છે. લડાઈ પછી રશિયામાં અને બીજે ઠેકાણે આ માનસિક ઉથલપાથલથી અને ક્રાંતિઓથી યુરોપના મહાસંગ્રામ કરતાં પણ વધારે માણસોનો નાશ થયો છે. કૉમ્યુનિઝમ એટલે સાહિયારાવાદના બળતા નિઃશ્વાસથી નીતિ અને સદાચાર ગુંગળાઈ ગયાં છે. કુટુંબજીવનના ઉપર પ્રહારો પડવા લાગ્યા છે અને કેટલેક અંશે તે નષ્ટ થવા માંડયું છે. આ પરિસ્થિતિ યુરોપની પ્રજાઓની થઈ છે.

યુરોપને આટલો બધો ડર હવે શેનો લાગ્યો છે એ હકીકત વર્તમાનપત્રના વાંચનારથી અજાણી નથી. યુરોપની ખ્રિસ્તી સંસ્કૃતિ ઉપર ભોળા અને આસ્તિક તથાપિ અનેક નબળાઇઓવાળા ને તોફાની માર્ટિન લ્યુથર દ્વારા સેતાનની ફોજે પહેલો હલ્લો કર્યો. એને ટેવજ છે કે ફિરસ્તાઓ, દેવદૂતો અને ઈવ જેવી ભલી સ્ત્રીઓ દ્વારાજ એ પોતાનો પગપેસારો શરૂ કરે છે. માનસિક નબળાઇથી ભરેલા લોકોને તે ગમ્યું. ક્ષેત્ર તૈયાર થયું. ફ્રેન્ચ ફિલ્સુફોની મદદથી એ ફોજે બીજો હલ્લો કર્યો. તોય યુરોપના લોકોની આંખ ન ઉઘડી. છેલ્લો હલ્લો કાર્લ માર્ક્સની ફિલ્સુફીનો આવ્યો. એ ફિલ્સુફીમાં સેતાનના માર્ગની સઘળી મોહિની છે; એમાં સ્પષ્ટતા છે, ધસારો છે, બંડખોરપણું છે, નીડર સાહસિકતા છે. આ સિદ્ધાંત તો એક વિદ્વાન જેણે યુરોપના ગોટાળા જોઈ લીધા છે, જેને યુરોપની

દેવો અને અસુરો બન્નેયની સાથે સાથે ગુલામગિરી કરવાની નવી નીતિનો કંટાળો આવી ગયો છે, તેનો છે. એ બધી ત્યાંની પરિસ્થિતિથી ગભરાયેલો, ગુંચવાયેલો અને ઊંધે રસ્તે ચઢી ગયેલો આ ધુરંધર પંડિત કાર્લ માર્કસ ત્યાંના પટંતરાઓને કાઢી ફેઢીને ફેંકી દે છે અને યુરોપની પરિસ્થિતિ સામેનો પોતાનો પડકાર ઓજસ્વી ભાષામાં જાહેર કરે છે. યુરોપની અનીતિ, અવ્યવસ્થા અને પાયમાલી સામેનો એનો બળવો સ્વાભાવિક અને સમજાય એવો છે. એનું નિદાન ખરૂં છે, પણ ચિકિત્સા ખોટી છે યુરોપ ઊંધે રસ્તે ચઢી ગયો છે એ વાત ખરી છે પણ તેને સુધારવાનો તેનો ઉપાય ખોટો છે. એનો મત ચારે તરફ ફેલાઈ ગયો છે. અને રશિયા એ એના મતની મુખ્ય પ્રચારક શક્તિ બની ગયો છે. રશિયન બ્યુરો તરફથી એ લોકોનો સિદ્ધાંત દુનિયાંમાં ચારે તરફ ફેલાવવામાં આવે છે કેમકે તલવાર કરતાં પણ વિચારોની શક્તિ વધારે છે, એમ એ લોકો સમજે છે. એ લોકોના સિદ્ધાંત ઉપર કહેલી પત્રિકામાં નીચે પ્રમાણે આપવામાં આવ્યો છેઃ—

The first and basic plank in the platform of doctrine held and acted upon by the Russian Bureau is that *there is no God* and the corollary *Religion is a false and mischievous thing*. There follows the logical deduction. Morals, which have been founded upon religion are unnecessary and burdensome. Therefore, they should be jettisoned from the individual and the national life. Love, self–sacrifice, pity, mercy and kindred sentiments are now declared to be weaknesses and even vices. Let hatred take the place of love, firmness the place of pity; the strong hand of authority take the place of self–sacrifice and the play of natural instincts take the place of morals and self–restraint. In fact let the ancient 'natural' man be unchained and let morality be a thing forgotten. This is the doctrine proclaimed by the Communists.

એ લોકોના સિદ્ધાંત પ્રમાણે ઈશ્વર છે નહિ અને ધર્મ એ ખોટું ધતીંગ અને હાનિકારક ચીજ છે: એમાંથી એ પણ ફલિત થાય છે કે ધર્મ ઉપર આધાર રાખતાં નીતિ અને સદાચાર એ નકામાં અને બોજારૂપ છે; અને તેથી તેને વ્યક્તિના તેમજ પ્રજાના જીવનમાંથી ધકેલી કાઢવાં જોઇયે: સૃષ્ટિમાં જેમ બીજાં પ્રાણીઓ હરે છે ફરે છે ને રહે છે તેવું ધર્મ કે નીતિનાં કોઈપણ બંધને વિનાનું જીવન મનુષ્યનું બનાવી દેવું જોઇયે.—આ મતલબનો એમનો સિદ્ધાંત છે. આ સિદ્ધાંતે રશિયાના સત્તાધીશ પક્ષને તો સર કરી લીધો છે અને બીજે પોતાનું જોર જમાવવા તે મથી રહ્યો છે. આ સિદ્ધાંતના સંબંધમાં સારો–ખોટો કહેવાનો પરિશ્રમ લેવાની જરૂર નથી. મનુષ્યના ઉપર બહુ આફત આવે, તેનું મન નબળું હોય અને પછી તેને કોઈ માદક પદાર્થ પિવડાવવામાં આવે, ત્યારે તેની જે દશા થાય એ દશા યુરોપના ઉશ્કેરાયેલા તીવ્ર માનસની અત્યારે થઈ છે. એજ દશા રશિયાના કૉમ્યુનિઝમની છે. એના ઉપર આપણે ગુસ્સે થઈને રાતાચોળ ન થઇયે. આપણને તો એની દયા આવવી જોઇયે. તીવ્ર વેદનાની દશાને લીધે અત્યારે જનતાના ધર્મરૂપી હૃદયમાં છરી ભોંકી દઈ એ પોતાનો આપઘાત કરવા તૈયાર થયેલ છે, તે સ્થિતિમાંથી એના માનસમાં શાંતિને પ્રેરી, એનો તેમાંથી છૂટકારો કેમ થાય, એ વિચાર આપણને આવવો જોઇયે. પણ એટલું તો ખરૂં જ કે જે આદર્શ તરફ યુરોપ અત્યારે જાય છે, તે આદર્શનું અંતિમ ચિત્ર એ છે.

હવે એ પ્રશ્ન પૂછવાનો રહે છે કે આ ચિત્ર સારૂં કે એ ?

  

# સ્વરાજ્યનાં સાધન

સ્વરાજ્યને સારૂ અનેક ઉપાયો બતાવવામાં આવે છે. કેટલાક કહે છે કે, તકલી એ સ્વરાજ્યની ચાવી છે. કેટલાક કહે છે કે સૂતરને તાંતણે સ્વરાજ્ય મળશે. બીજી તરફથી કેટલાક શારીરિક બળને અને કેટલાક સ્વતંત્રતાના વિચારોના ફેલાવાને સ્વરાજ્યનું સાધન માને છે. કેટલાક સરકાર જોડે સમજી જઇને, કેટલાક સરકાર જોડે લડીને, અને કેટલાક સરકાર જોડે રીસાઇને કે અબોલા લઇને, સ્વરાજ્ય સાધવા ઇચ્છે છે. કેટલાક સ્વદેશી વડે અને કેટલાક સ્વધર્મ વડે સ્વરાજ્ય હાંસલ કરવા પ્રયત્ન કરે છે. અને કેટલાક બૉમ્બ અને રિવોલ્વરના જોર ઉપર સ્વરાજ્ય જીતવાના પેગામ ઘડે છે. આમ સ્વરાજ્ય જીતવાને સારૂ સૌ પોતપોતાના નવા નુકસા બતાવે છે.

ખરી વાત એ છે કે આ બધા નુકસાઓમાં કાંઇક ને કાંઇક તત્વ છે, એટલે અમુક અમુક લોકો તેને વળગી પડ્યા છે. એમાંની હરકોઈ એક ચીજને જ ચાવી તરીકે બતાવવી અને બીજા બધા ઉપાયોને ખંખેરી કાઢવા એ રીત બહુ પસંદ કરવા જેવી નથી એટલુંજ નહિ પણ બહુ સાચી પણ નથી. કેટલાક કહે છે કે ખાદીથી કાંઈ સ્વરાજ્ય આવી જવાનું હતું ? અને કેટલાક કહે છે કે ખાદીજ ખરો મંત્ર છે. હવે એ બેય વાતો ખરી યે છે અને ખોટીયે છે. ખાદી એ માત્ર કપડાનો કડકો નથી પણ એક સિદ્ધાંતનું પ્રતીક છે. એક ભાવનાની મૂર્તિ છે. સાદાઈ, અને મજબુતીનું એમાં સૂચન છે એટલુંજ નહિ પણ રેંટિયા, સાળ ઇત્યાદિ ઘરગથ્થુ ધંધાની અને શાંત સરલ જીવનની એમાં વ્યંજના છે. આ ઉપરાંત પણ દેશહિતકારક અનેક વ્યંજનાઓનું ખાદી એ પ્રતીક છે એટલે આપણે ખાદીને પ્રેમથી ચાહિયે છિયે. તથાપિ કેટલાક ખાદીના

કેવળ મૂર્તિપૂજકો, પણ હોય છે. ખાદી વડેજ બધું થઈ જશે કે સ્વરાજ્ય આવી જશે, એમ કહેવું ભાગ્યેજ યોગ્ય ગણાય. એમ કહેનારાઓનું તાત્પર્ય પણ ઘણું કરીને એજ હોય છે કે સ્વરાજ્યની ભાવનાને દૃઢીભૂત કરવાનું એ એક મ્હોટું સાધન છે. અને એ વાત ખોટી નથી. આ સંબંધમાં ઘણું લખાયું છે, એટલે વિશેષ પુનરાવર્તનની ભાગ્યેજ જરૂર પડે. પણ વિશેષ મુદ્દો માત્ર એટલોજ છે કે ખાદી એ આપણી સ્વરાજ્યની હૃદયંગમ ભાવનાને વધારેમાં વધારે અનુકૂળ અર્થશાસ્ત્રનો મંત્ર છે.

કેટલાક ભાઇઓ માને છે કે ખરેખર લડવાની તાકાત આપણામાં આવ્યા વિના આપણે સ્વરાજ્ય રાખી શકવાના નથી. ત્યારે કેટલાક બંધુઓ કહે છે કે લડવાની તાકાતથી કાંઇ વળવાનું નથી. શારીરિક બળ અત્યારના યાંત્રિક બળ અને વૈજ્ઞાનિક બળની પાસે કુચ્ચા છે. વળી કેટલાક સમાજસુધારણા ઉપર જ ભાર મૂકે છે. ત્યારે કેટલાક કહે છે કે એ નવા સુધારા ને નવા વાયરાથી કે દેશને વિલાયતી બનાવી દેવાથી કાંઇ વળવાનું નથી. હતી તેજ સ્થિતિ ઉપર જ્યારે આવશો, ત્યારેજ સુખશાંતિ તમને મળશે. અલબત્ત આ સૌના કહેવામાં પણ કાંઈક કાંઇક ખરૂં છે. પણ તેમાંના એકકેનું જો નાકું ઝાલીને બેસી રહિયે, તો વહોરાભાઈના નાડા જેવીજ વાત થાય. અને ખાડાટેકરાને પ્રસંગે ગાડાનો ધક્કો વાગે, તો ગબડી પડવાનું જ બને. આપણે આપણી પુરાતન આદર્શ સ્થિતિ ઘણી ચાહિયે, પણ તે આવી શકે એમ ક્યાં છે? આ તો કળિયુગ છે. એમાં સત્યયુગનાં સ્વપ્નાં ખરાં થવાની આશા રાખવી નહિ. વળી સુધારાવાળા ભાઇઓ આ કે તે બાબતમાં ઊંચે સ્વરે સુધારાનાં બણગાં ફૂંકે, પણ સુધારાનો વાયરો મુદ્દે કઈ તરફનો છે, અને સ્વચ્છંદતાને સારૂ ઢીલું મૂકતાં યુરોપ ક્યાં જઈ પહોંચ્યો છે, તે બતાવીને તેમને પૂછિયે કે એ ધ્યેય તરફ જવા તૈયાર છો? તો એઓ તરત ના પાડે. હા, સહેજસાજ કોઈ કોઈ ઠેકાણે કાળબળથી અને મનુષ્યની નિર્બળતાઓથી કોઇ

કોઈ નબળાઇઓ અથવા સમજ્યા અણસમજ્યા માનેલા 'રિવાજો' સમાજમાં ઘુસી ગયા હોય, તેને સુધારવાની જરૂર છે પણ જેમ સારા શિક્ષણનો પ્રચાર થતો જશે તેમ તેમ એમાં સુધારો થશે જ. એમાં કાંઈ ખોટું નથી પણ તેટલા સારૂ આપણા રિવાજો ખોટા છે, આપણા લોકો વહેમી છે, આપણી ન્યાતજાતો ખરાબ છે એમ ધોકો લઇને કૂદી પડવું એ પણ કાંઈ બરાબર નથી. આપણા આદર્શોની દૃષ્ટિએ એ એક મ્હોટી ભૂલ છે, એટલું જ નહિ પણ મ્હને તો એમ લાગે છે કે આવા પ્રકારની સમજણ કે અણસમજણથી કરેલી બદબોઇ એ આપણામાં નિર્બળતા વધવાનું મુખ્ય કારણ છે. આપણું તો બધું યે સારૂં છે, એમ આપણે યોગ્ય રીતે અને સાચી રીતે કહી શકિયે. આપણું એટલે આપણું જૂનું, સનાતન, શિષ્ટોએ માન્ય કરેલું તે. પછી ચાર અણસમજુ માણસો લઈ પડે ને ખોટાને પણ આપણું આપણું કરે તે વાત જૂદી છે. અત્યારે તો જરૂર એ છે કે હનુમાનજીને જેમ એમની શક્તિ અને એમનું અતુલ પરાક્રમ જાંબુવાને સંભારી આપ્યું હતું, તેમ આપણી પ્રજાને આપણે તેની શક્તિ અને પરાક્રમ સંભારી આપવાનાં છે. 'આપણા લોકો તે શું કરી શકવાના છે' એ સુરને હવે આપણે દબાવી દેવો જોઇયે; અને 'આ દેશમાં જ દુનિયાનું નવનીત છે અને આ દેશજ દુનિયાંને સત્ય અને શાંતિના સંદેશા લઈ જવાને સર્જાયેલો છે.' એ આપણો પ્રધાન સૂર થવો જોઇયે. આત્મશ્રદ્ધા એ શક્તિની માતા છે અને સ્વરાજ્ય એ શક્તિના હાથમાં રમે છે.

કેટલાક બંધુઓ દેશનું ભૌતિક બળ વધારવા તરફ વધારે આગ્રહ રાખે છે અને કેટલાક ભાઇઓ દૈવી બળ વધારવા તરફ આગ્રહ રાખે છે. આને અંગે કેટલાક તો અમથા અમથા લટી મરે છે પણ ખરા. મ્હને લાગે છે કે ભૌતિક બળ અને દૈવી બળ એ બેમાં કાંઈ વિરોધ નથી. ઉલટું મ્હને એમ પણ લાગે છે કે જે ભૌતિકબળની આપણે ઇચ્છા રાખિયે છિયે, તે જો દૈવી ન હોય

તો તે કદાચ આપણો જ ઓટલો વાળી નાંખશે. અને જે દૈવીબળને આપણે ચાહિયે છિયે, તે દૈવીબળ એકલું આધ્યાત્મિક જ રહેશે અને ભૌતિક સામર્થ્યવાળું નહિ બને, તો તે પણ અત્યારના યુગમાં કાર્યસિદ્ધિ કરી શકશે નહિ. કેટલાક લોકો શુષ્ક વેદાંતની તેમ કેટલાક વખત વિનાના વૈરાગ્યના બોધની સામે ફરિયાદ કરે છે, તેમાં પણ ખોટું નથી. જે આપણા પ્રાચીન સમયની કીર્તિથી આપણે મુગ્ધ થઇયે છિયે, એ સમયમાં પણ સામાન્ય દુનિયાંને સારૂ તો કર્મયોગના ધુરંધરોના કર્મમાર્ગનું જ પ્રાધાન્ય હતું. આપણા લોકમાન્ય તિલક મહારાજે કર્મયોગ તરફ લક્ષ ખેંચવાને જ, તુરંગમાં બેસાડી રાખ્યાનો કેમ જાણે બદલો વાળવાને, કર્મમાર્ગનો આગ્રહપૂર્વક બોધ કરતો ગીતારહસ્યનો ગ્રંથ લખી નાંખ્યો છે. શ્રીકૃષ્ણ પરમાત્માએ પણ પણ અર્જુનને સ્વકર્મનિષ્ઠ રહેવાનો જ બોધ આપ્યો છે. ત્યાં પણ મુદ્દો એજ છે કે પોતપોતાને યોગ્ય કર્મમાં તત્પર રહેવું. ઊંચી કોટિનાં મનુષ્યોએ માત્ર નિષ્કામતાથી અને પ્રભુ પ્રીત્યર્થે એ કર્મો કરવાં. ભગવાન શંકરાચાર્યે પણ બત્રીસ વર્ષની ઉમ્મરમાં જે કર્મતત્પરતાનું દેદીપ્યમાન દૃષ્ટાંત આપણી સમક્ષ મૂક્યું છે, તેમાંથી પણ એજ સંદેશ આપણને મળી શકે. આપણે ભૌતિક બળ જોઇયે. અહિંસાત્મક અસહકાર એ એના શુદ્ધ સ્વરૂપમાં આવા દૈવી ભૌતિકબળનું જ એક રૂપ છે; અને તેથી જ તે રિવોલ્વર અને બોંબ કરતાં વધારે ફતેહમંદ થયો છે. તથાપિ સાથે સાથે એ પણ કહેવું જોઇયે કે કે દૈવી ભૌતિકબળનાં બીજા અનેક રૂપો પણ હોઈ શકે.

આપણે સ્વરાજ્યની ચાવીની વાત કરિયે છિયે, પણ તે સ્વરાજ્યના સાચા મન્દિરની ખરેખરી ચાવી હોવી જોઇયે. આજકાલ તો અનેક બનાવટી મકાનો ઉપર સ્વરાજ્યનું પાટિયું લગાવી દીધેલું જણાય છે. કેટલાક લોકોને એવો પણ વહેમ છે કે આપણા ગોરાંગ ભાઇઓ તો આપણને એવી તીજોરી સોંપશે કે અંદર શું હોય તે તો રામ જાણે પણ વગર જાણ્યે એની બખોલમાં હાથ ઘાલવા

જાઓ એટલે હાથકડી જ થઈ જવાની એટલે 'લેને લઈ પૂત ઓર ખો આઈ ખસમ' એવો ઘાટ થવાનો. આવી તેવી અનેક શંકાઓ સ્વરાજ્યના સંબંધમાં જૂદા જૂદા લોકોને થાય છે. મ્હને પણ એટલું તો લાગે છે કે એકલા સ્વરાજ્યથી આપણો પાર નહિ આવે. સ્વ-રાજ્યની જોડે સુરાજ્ય હશે, તો જ આપણો કાંઇક દહાડો વળવાનો. નહિ તો કાંત્યું પિંજ્યું બધું યે પાછું કપાસ થઈ જવાનું છે. માટે સ્વરાજ્ય કરતાં પણ સુરાજ્યની ચિંતા આપણે વધારે રાખવા જેવી છે. કેમકે પાછળથી પસ્તાવું પડે કે 'આના કરતાં હતું એ જ ઠીક હતું,' તેનાથી વિશેષ સંતાપજનક બીજું શું હોઈ શકે? સ્વરાજ્ય તો ઘણા દેશોમાં છે છતાં તે લોકો દુઃખી ને હેરાન હેરાન હોય છે. અને પછીથી પાયમાલ થઇ, નિર્બળ થઈ, બીજી પ્રજાઓના હાથમાં જઈ પડે છે અને હતા નહતા થઇ જાય છે. આપણે સ્વરાજ્ય તો જોઇયે જ, પણ સુરાજ્ય પણ જોઇશે જ. પહેલું સ્વરાજ્ય લઈ લઇયે અને પછી સુરાજ્ય ગોઠવી કાઢીશું એમ પણ નહિ બને. કારણ કે સ્વરાજયની જોડે જ એની ભાવના, બંધારણ, આદર્શ બધાં ઘડાઈ જવાનાં. આ કારણથી આપણા દેશના જે બંધુઓ સ્વરાજ્યને ચાહતા હોય, તેને ઘટે છે કે તેમણે એ સ્વરાજ્યને અંગે આપણા દેશની, આપણી સંસ્કૃતિની અને આપણા ધર્મની ભાવનાઓને પણ તેમાં ઓતપ્રોત કરી દેવી જોઇયે અને કોઈ રીતે એ ભાવનાઓને આઘી કે ખસતી કરવી ન જોઇયે. અત્યારના જમાનામાં રાજ્યસત્તા એજ માનવ સમાજની પ્રધાન શકિત બની ગઈ છે. એટલે એ વ્યવસ્થાના બંધારણમાં જ નૈતિક, ધાર્મિક અને આર્થિક આદર્શોની ગેરંટી હોવી જોઇયે. કારણ કે, એવા પ્રકારની નિશ્ચિંતતા વિના અત્યારનાં પંચરાઉ વિચારો ઉપર આધાર રાખતાં રાજ્યો કઈ બાબ-તમાં હાથ નહિ ઘાલે અને કઈ ચીજને ઊંધી નહિ મારે, તે કહેવું મુશ્કેલ છે.

આપણા કેટલાક અધીરા થઈ ગયેલા ભાઇઓને એમ થઈ

ગયું જણાય છે કે બૉમ્બ કે રિવોલ્વર, મરવું કે મારવું આપણી સંસ્કૃતિ રહો કે ન રહો પણ ગમે તે કરીને અમારે તો સ્વરાજ્ય જોઇયે. આ ભાઇઓની ઇચ્છા આટલી ઉત્કટતાને પામી ગઈ છે, તેમાં મ્હને નવાઇ લાગતી નથી. કેમકે આપણા જેવો દેશ આટલાં આટલાં વર્ષ સુધી પરાધીન રહે, અને અંગ્રેજ સરકાર મીલ, બેન્થામ ને બર્નાર્ડ શૉ જેવાના શિક્ષણ વડે આપણી આંખ્યો પહોળી કરે, ત્યારે એ મનોદશા ન થાય, તો બીજું શું થાય? અંગ્રેજ સરકાર જે પોતાને આપણા વાલી કહેવરાવે છે, તેમણે પણ વખતસર સમજી જવું જોઇતું હતું કે હવે છોકરો મ્હોટો થયો છે અને હવે આપણો દબાવ્યો દબાશે નહિ. હજીયે એ લોકો સમજી જાય, તો ખુશીખાખુશીથી હિન્દને સ્વરાજ્ય મળી જાય અને બાંધી મૂઠી લાખની રહે.

ઉપર કહ્યું તેમ સ્વરાજ્યની સાથે જે સુરાજ્યની આપણને આવશ્યકતા છે, તે તો આપણે જ આપણી મેળે સાધનદ્વારા સાધવું જોઇશે. એમાં વિલાયતથી લખાઈને પેટીમાં કે કોથળીમાં કે લિફાફામાં આવેલું બંધારણ આપણે નહિ ચાલે. કારણ કે એમની પાસે સુરાજ્ય હોય તો એ આપણને આપે ને. આપણે તો આપણા આદર્શોને અનુસાર, આપણી સંસ્કૃતિને અનુકૂળ અને જગતને હિતાવહ એવા સુરાજ્યની જરૂર છે અને તેને સારૂ પૌર્વાત્ય અને પાશ્ચાત્ય સંસ્કૃતિ ઉભયના જ્ઞાનવાળા વિદ્વાનો દ્વારા હિંદના ઉજ્જ્વલ ભૂતકાળને અનુરૂપ એના દેદીપ્યમાન ભાવીને ઘડવાની યોજના કરવી પડશે. મનુષ્ય તો પદેપદે સ્ખલનને પાત્ર છે. પણ જે વિશ્વાત્માએ આ ધર્મપ્રાણ દેશમાં અનેક અવતારો ધારણ કરી માનવકલ્યાણના મહામાર્ગનું સંરક્ષણ કર્યું છે એ આ દેશના ભાવીને પણ દુનિયાંને અર્થે ઉજ્જ્વલ, ઉત્કૃષ્ટ અને મંગલમય કરશે, એવી આપણે આશા રાખિયે છિયે.

  

# પાંદડીઓ

જે મનુષ્ય બધાયથી જૂદો અને બધાયનો ન્યાયાધીશ થવાનો દાવો કરે, તે કાં તો મંદબુદ્ધિનો હોય કે કાં તો ઢોંગી હોય. પ્રત્યેક મનુષ્ય એની પોતાની ભૂમિકા ઉપર ઉભો રહીને જ વાત કરી શકે.

❧ ❧ ❧

આપણા પૂર્વજોએ આ દુનિયાના કોયડાનો ઉકેલ કરવાને પુરુષ અને પ્રકૃતિનું રૂપક આપ્યું છે, એમાં અનેક વ્યંજનાઓ ભરેલી છે. સ્ત્રી પુરૂષના સંસારનાં અનેક પ્રતિબિંબો એમાં દશ્યમાન થાય છે.

❧ ❧ ❧

આપણા કેટલાક પંડિતો બીજા પ્રમાણથી જણાય નહિ એવી બાબતોમાં જ શાસ્ત્ર પ્રમાણ છે, એમ કહે છે. પણ તે ઠીક નથી. શાસ્ત્રને સાચાં રાખવાની આ યુક્તિ નકામી છે અને હમણાંના છેલ્લા સમયમાં જાગેલા તર્કવાદોને એ આભારી છે.

❧ ❧ ❧

શાસ્ત્રોમાં જે કહેલું તે બધું જ પ્રમાણ રૂપ છે. અનુમાન અથવા પ્રત્યક્ષ પણ એ પ્રમાણને આધારે જ માનવા યોગ્ય છે.

❧ ❧ ❧

પ્રત્યક્ષ અને અનુમાન એ જબરાં પ્રમાણો છે. પણ તે શાસ્ત્રના પરમ સત્યરૂપ સમ્રાટ્‌ને અનુસરીને ન વર્તે, તો દુનિયાંને ખાડામાં નાંખી દે.

❧ ❧ ❧

પ્રત્યક્ષ અને અનુમાન એ બુદ્ધિના રથના બે ઘોડાઓ છે પણ એના સારથી તરીકે તો શાસ્ત્ર જ જોઇયે.

❧ ❧ ❧

શાસ્ત્રને સમજવામાં અને તેને આધારે ચાલતી બુદ્ધિના વેગને બળવાન કરવામાં પણ એ ઘોડાઓ બહુ ઉપયોગી છે.

❧ ❧ ❧

બુદ્ધિ એ દેવી છે. શાસ્ત્ર એ એનો સારથી છે. પ્રત્યક્ષ ને અનુમાન એ બે એના અશ્વ છે અને ધર્મ એ એને જવાનો માર્ગ છે. આનંદમય, જ્ઞાનમય પ્રભુનું મંદિર એ એને જવાનું સ્થાન છે.



કેટલાક લોકો એમ સમજે છે કે આપણે આપણું અભિમાન કાયમ રાખીને યુક્તિથી કે ચાલબાજીથી જ્ઞાન લઇ લઇશું. પણ જ્ઞાન એ જબરો જાદુગર છે. કોઈની માયામાં એ ફસાતો નથી. સરલતાથી નમ્રભાવેજ એના શિષ્ય થઈ શકાય છે. નિકર એની નજરબંધીમાં માણસ અટવાયે જ જાય, ને મનથી માને કે હું જોઉં છું, જાણું છું તે ખરૂં જ છે.



નવજીવનના સમુદાયમાં હું લાલિત્ય, આર્જવ, સૌહૃદ અને ઉત્સાહ જોઉં છું. સનાતન સત્યોને એ અવલંબે તો એની શક્તિ કેટલી બધી વધી જાય !



જૂનાપણાના આક્ષેપથી કોઇએ ડરવા જેવું નથી. ખાવું, પીવું, સૂવું ને રમવું એ પણ જૂના ચાલ છે, પણ હજી દુનિયાંને એ પહેલાંના જેટલા જ પ્રિય છે અને રહેશે.



વિશ્વને નૂતન કાંઈ નથી અને વ્યક્તિને તો ન અનુભવેલું બધું યે નૂતન છે.



જૂનું થતાં જ સોના અને પિત્તળની પરીક્ષા થાય છે. જૂનું ને નવું પ્રચલિત અર્થમાં લઇએ, તો એમ કહેવાને બહુ હરકત નથી કે જૂનું તે સોનું છે અને નવાનાં ચમક અને ચળકાટ એ જૂના સોનાના ઢોળને લીધે જ છે.



વર્તમાન એ પણ ભૂતકાળનો શેષ દાયભાગ છે. વર્તમાન અને ભૂત એ આપણા માનુષી ઇતિહાસની અર્થ બદલતી વાગ્વિભૂતિ છે.



નવી કેળવણીએ ધર્મ તરફ એક પ્રકારની તિરસ્કારવૃત્તિ ઉભી કરી છે. તેને જતાં વાર લાગશે. કારણકે, ગાંઠને ઉકેલવી મુશ્કેલ પડે છે.



"વિજ્ઞાન અને ધર્મ સાથે સાથે કેમ હોઈ શકે ? એકને બીજાનું અનુયાયી કરવું જ પડે" એ આ જમાનાની શંકા છે. એ શંકાનું નિરાકરણ એ છે કે ધર્મ એ સનાતન સત્યનો દ્યોતક છે, અને વિજ્ઞાન એ વર્તમાન સત્યનું પ્રકાશક છે.



અત્યારના વિજ્ઞાનને આધારે ધાર્મિક ગ્રન્થોની હકીકતને સાચી ખોટી કહેવી, એ અણજુગતું છે; કેમકે આજના વિજ્ઞાનનો નિર્ણય છેલ્લો છે એ ગેરંટી કોણ આપે છે કે તેનું પ્રમાણપત્ર લઈ આવી આપણે ધર્મનો ઉદ્ધાર થઈ ગયેલો માનિયે ?



વચમાં દાનવો તપ અને યજ્ઞને એવા વળગ્યા હતા કે એમણે દેવોને પણ તોબા પોકરાવી હતી.



ધર્મનું માહાત્મ્ય જાણવામાં ભરભલામણની જરૂર નથી. અનુભવ કર્યો કે તરત ખબર.



સંસ્કૃતિ એટલે સંસ્કરણ–પદ્ધતિ.



સાહિત્યની વિવેચનામાં ત્રણ વસ્તુ જોવાની. લેખકે કહ્યું શું ? કર્યું શું ? અને ઇચ્છયું શું ? એ ત્રણે જૂદાં જૂદાં હોઈ શકે.



સૃષ્ટિની ઉત્પત્તિ વિષે પુરાણના કે બાઇબલના જૂદા જૂદા અનેક ખુલાસા હોય, પણ એ ખુલાસાની આપણે ફીકર રાખતા નથી, કેમકે એ ખુલાસા ઉપર આપણે ધર્મનો આધાર માનતા નથી.



ધર્મનો પ્રધાન હેતુ મનુષ્યનો ઉદ્ધાર કરવો એ છે. ધર્મ એ એક માત્ર અંગત બાબત નથી. એ સમગ્ર પ્રજાના હિતની આવશ્યક વસ્તુ છે.



સાહિત્ય એટલે જીવપ્રચલિત શબ્દસૃષ્ટિ, અને શાસ્ત્ર એટલે ઈશ્વર-પ્રેરિત શબ્દસૃષ્ટિ.



ભૌતિક અનુભવને સારુ ભૌતિક પદાર્થોના અસ્તિત્વની આવશ્યકતા નથી. સ્વપ્નમાં એ ક્યાં હોય છે? વર્ણનમાં યે ક્યાં હોય છે? અને તરંગની લહેરોમાં પણ ક્યાં હોય છે?



કેટલાકને સાન સંસ્કૃતિ એટલે જીવનચર્યાનો શિરસ્તો એમ જણાય છે. ભારતની સંસ્કૃતિ, ચીન, ઈજિપ્ટ, ગ્રીસ, રોમની સંસ્કૃતિ, યૂરોપની સંસ્કૃતિ એમ બોલવામાં આવે છે તે એ દૃષ્ટિએ.



સંસ્કૃતિનું કેન્દ્ર જીવનભાવના. જીવનભાવનાનું પ્રેરક જીવન દર્શન. જીવનના સંવિધાનમાં જે તત્વદૃષ્ટિ તેનું નામ જીવનદર્શન.



"Life is but a walking shadow," એ શેક્સપીયરનું જીવનદર્શન, Life is labour એ કાર્લાઇલનું જીવનદર્શન. "પૂર્ણમદઃ પૂર્ણમિદં પૂર્ણાત્પૂર્ણમુદચ્યતે" એ ઋષિમુનિઓનું જીવનદર્શન.



ઋષિઓના જીવન દર્શનમાંથી ફિલસુફીઓ જન્મી. એક ઉપર એક. મનુષ્યોએ બધીને ન માની. જેમના જીવનમાં સંસ્કૃતિ પુણ્યરૂપે ફલિત થઇ, તેમને માનવીઓએ માન્યા—તત્વદષ્ટાઓ તરીકે. બીજાની ફિલસુફીઓ તેમની પોથીમાં રહી.

❧ ❧ ❧

સંસ્કૃતિની ભાવના પુરાતન છે, પણ એ શબ્દપ્રયોગ લગભગ નવીન છે; અને એમ હોવાથી એનો અર્થ હજી પ્રવાહી છે.

❧ ❧ ❧

સંસ્કૃતિ એ વિશ્વની પેઠે કલ્પિત છે, પણ કાલ્પનિક નથી.

❧ ❧ ❧

આર્યોની સંસ્કૃતિ એટલે આર્યોનું સંશુદ્ધિના માર્ગમાં સંવિધાન.

❧ ❧ ❧

કોઈ પૂછશે, માનવમાં સ્વભાવતઃ સંશુદ્ધિ નથી ? સંશુદ્ધિ નથી પણ સંશુદ્ધિની અધિકારિતા છે; કારણ કે કામજન્ય જ એનો સર્ગ છે. અનેક વિકૃતિઓનો એને સંસર્ગ છે. અવિદ્યાજનિત સંસ્કાર-માંથી એની શુદ્ધિ કરવાની છે.

❧ ❧ ❧

સંસ્કૃતિ એટલે માનવના અંતઃકરણની ઉન્નતિની રેખા. ક્રીટન નામનો વિદ્વાન કહે છે કે ઐતિહાસિક નિર્ણયોના ભેદોનો છેવટનો તાત્પર્ય પ્રગતિની ભાવનાના ભેદોમાં આવી રહે છે.

❧ ❧ ❧

પાશ્ચાત્ય દેશોમાં તો હજીયે ધર્મનું કાંઈક જોર છે. ફ્રાઉડે બાઇબલ પ્રત્યે અશ્રદ્ધા કરાવનારૂં પુસ્તક 'નેમેસિસ ઓફ ફેઇથ' લખ્યું. એકઝીટર કોલેજના હૉલમાં તેનો એ ગ્રન્થ બાળી દેવામાં આવ્યો. ડાર્વિનના ઉત્ક્રાન્તિવાદના મત સ્હામે અમેરિકામાં ગ્રન્થોયે લખાઈ ગયા અને કાયદાઓ યે થઇ ગયા.

❧ ❧ ❧

તપમાં અથાગ બળ છે. આર્યો અને અનાર્યો, દેવો તેમજ અસુરો સર્વે તપની સાધના કરે છે. એનાથી શક્તિ પ્રાપ્ત થાય છે, પણ તેનો ઉપયોગ કરવામાં માણુસ સ્વભાવ પ્રમાણે વર્તે છે. યતિનો પ્રાણુાયામ અને સતીનો સંયમ, સૈનિકની સેવાપરાયણુતા અને વૈજ્ઞાનિકનું અવિરત મન્થન, એ સો તપનાં જ સ્વરૂપો છે.



કામ એ ઘણીવાર સત્યનો વિરોધી બને છે; કેમકે જેમ કામના વધારે તેમ ગડબડ કરવાની ઇચ્છા વધારે અને તેને સારૂ સત્યને અભરાઇએ મૂકવાની કે સંતાડવાની તજવીજ.



જે પ્રજાઓમાં કામના–ઇચ્છા–લોલુપતાની અતિશય વૃદ્ધિ થઈ જાય ને જીવનદર્શન જ એને વધારનારૂં હોય, ત્યાં અસત્ય વધતું જાય. તથાપિ એમ બને કે તેનામાં પોતાનું અસત્ય છુપાવવાની કળા વધારે હોય; પણ જુએ તે જાણે. અને ઘણુંખરૂં લાંબે ગાળે ઢાંકયું પણ રહે નહિ.



એવી વાસનાઓવાળા એવા સિદ્ધાન્તો પણ બનાવે કે જેમ વધારે ઇચ્છા અને વધારે અસંતોષ તેમ વધારે સારૂં.—કેમ જાણે હુન્નરઉદ્યોગોની મજૂરીને સારૂ જ માનવ જન્મ્યો હોય નહિ ?



કલાઓ એ મનુષ્યના વ્યવહારનું માત્ર એક આનુષંગિક સાધન છે.



જીવનનો મહાન હેતુ સાધે તે કળાકૌશલ્યની કિંમત, બાકી તો એ બકરાંના આંચળ જેવાં ભાર રૂપ અથવા લૂંટારાની પિસ્તોલ જેવાં લોકોને હાનિ રૂપ.



આમ છતાં એવા કળાકૌશલ્ય ઉપરથી યુરોપમાં સંસ્કૃતિની આપણી કરાય છે. સોદાગર પોતાનાં માપિયાં રાખે ત્યારેજ ફાવે ને?



આપણે પણ આપણું માપિયું રાખિયે છિયે. પણ ભોગજોગે આપણું ખરૂં માપિયું છે. ખરૂં શા ઉપરથી? જે ખરૂં હોય તે વધારે ટકે. ખોટું હોય તે ખખળી ખળભળી જાય—ગ્રીસ, રોમ અને યુરોપની સંસ્કૃતિની પેઠે.



યુરોપની સંસ્કૃતિ તૂટી છે શું? એ લોકો જ કહે છે. પોતાનું ઘર ઉજ્જડ કરીને એ તોફાનનો વંટોળિયો ભારતના ગૃહને ઉજ્જડ કરવા નીકળ્યો છે.



આપણી સંસ્કૃતિના વૃક્ષના મૂળ ઉપર અને થડ ઉપર કુઠારાઘાત ઘણુાયે થઈ ગયા અને ઘણુાયે થાય છે, પણ એ કુહાડા એના વજ્રાંગ ઉપર વાગતાં વાગતાં છટકી જાય છે કે બુઠ્ઠા થઈ જાય છે.



આપણી સંસ્કૃતિનું કેન્દ્ર ઈશ્વર છે, અને એના વર્તુલની સર્વ ત્રિજ્યાઓ એ કેન્દ્રમાં સંક્રમિત થાય છે.



આપણી સંસ્કૃતિ પુરાતન છે. કહિયે કે સનાતન છે. ઈશ્વર એનો આત્મા છે, ધર્મ એનું હૃદય છે. અદ્વૈત વેદાંત એ એનો સિદ્ધાંત છે. આસ્તિકતા એ એનું મુખ્ય અંગ છે. નિગમાગમ એ એની પોથી છે. બ્રાહ્મણો એના સંચાલક છે, ક્ષત્રિયો એના સંરક્ષક છે, વૈશ્યો એના સંપોષક છે અને શૂદ્રો એના સંવાહક છે. શ્રેયસ્ અને પ્રેયસ્ એ એનાં ધ્યેય છે. 'एकमेवाद्वितीयं ब्रह्म नेह नानास्ति किंचन' એ એનું રહસ્ય છે.



આર્ય સંસ્કૃતિ એ આપણી જ નથી, સમગ્ર માનવજાતિના પ્રપિતામહોની છે. જે એમને સ્વીકારે તેમની છે.

❧ ❧ ❧

આમણે આર્યો છિયે, કોઈ એ નામ પચાવી પાડે તેથી આપણો હક એ નામ ઉપરથી ઉડી જતો નથી.

❧ ❧ ❧

પદાર્થોના સંઘર્ષથી શબ્દ ઉત્પન્ન થાય છે અને પરમાણુઓના સંઘર્ષથી પણ શબ્દ ઉત્પન્ન થાય. પરમાણુઓનો આવો અવિરત નાદ તે પરમાણુઓના રાસનું સંગીત.

❧ ❧ ❧

મનુષ્યની વાણી જેવા શબ્દો બીજી રીતે પણ ઉત્પન્ન થઈ શકે. સર્વ શબ્દો પૃથ્વીમાં વ્યાપક છે. અને યોગ્ય સાધન વડે તે સાંભળી પણ શકાય.

❧ ❧ ❧

કર્મ, ઉપાસના ને જ્ઞાનનાં સનાતન સત્યોના શબ્દો ઋષિઓએ ઝીલ્યા અને તેનો પ્રચાર કર્યો. એ શબ્દ તે વેદ—અને તેથી જ તે સનાતન અને નિત્ય.

❧ ❧ ❧

જીવન્ત સાહિત્યમાં આપણને ચેતનની પ્રભાનો સાક્ષાત્કાર થાય છે.

❧ ❧ ❧

મૅથ્યુ આર્નોલ્ડ કવિતાને 'જીવનની ચર્ચા' રૂપે વર્ણવે છે. મ્હને લાગે છે કે કવિતા એ જીવન ઉપરનું ભાષ્ય છે.

❧ ❧ ❧

સાહિત્ય દ્યોતક હોય, પ્રેરક હોય, મોહક હોય : મનુષ્યની પેઠે.

❧ ❧ ❧

લેખકની કિંમત તે કઈ વાસનાને વધારે વ્યકત કરી શકે છે તે ઉપર જ નથી, પણ કઈ વાસના તેનામાં વસે છે, તે ઉપર પણ છે.

❧ ❧ ❧

'હૅમ્લેટ' શા માટે મહાન્ ગ્રન્થ છે? હૅમ્લેટની અવનવી ઘેલછા માટે નહિ, નબળા કૂજામાં ભરાએલા ભારે પાણી સારૂ નહિ; પરંતુ જે પાતિવ્રત્યની ભાવનાનો કચ્ચરઘાણ હેમ્લેટને ઘેલો કરી મૂકે છે, એ ભાવનાની તીવ્ર વ્યંજનાને લીધે એ ગ્રન્થ મહાન્ છે. સનાતન સત્યોને જેટલે અંશે પ્રકાશે તેટલે અંશે સાહિત્યની મહત્તા.

❧ ❧

મનુષ્યનું મુખ એ શબ્દની ઉત્પત્તિનું એક મનોહર યંત્ર છે. આ પ્રકારનું યાંત્રિક સામર્થ્ય બીજાં પ્રાણીઓમાં જોવામાં આવતું નથી.

❧

રાજા પ્રજાને રિઝવવાનું શબ્દસાહિત્ય એને આપણે સાહિત્ય કહિયે છિયે. પહેલાં સાહિત્ય શાસ્ત્રને અનુસરતું, હવે શોખને અનુસરે છે. એટલે શોખ બદલાય તેમ સાહિત્ય પણ ચક્કર લે છે.

❧ ❧ ❧

હરકોઈ ગ્રન્થનો અભ્યાસ ત્રણ રીતે થઈ શકે. લેખક આપણાથી વધારે મહાન્ છે, એ દૃષ્ટિથી; આપણા જેવો છે એ દૃષ્ટિથી; અથવા આપણાથી હલકો છે એ દષ્ટિથી. આ દષ્ટિબિન્દુઓ બહાર દેખાડવામાં ન આવે તથાપિ એમાંનું એક દૃષ્ટિબિન્દુ અવશ્ય હોવાનું.

❧ ❧

ઘણાખરા વિવેચક તેમજ વાંચક દરેક લેખકને પોતાના સરખો જ ગણે છે. પોતાને મનગમતી વસ્તુના વકીલ તરીકે લેખકને એ આદરમાન આપે છે. જ્યાં એમને ન ફાવ્યું, ત્યાં એને ફેંકી દેવાને એ તૈયાર હોય છે.

❧

નવા માનસની વિચિત્રતા જરા ગુંચવે એવી છે, કારણ કે મનુ, બુદ્ધ કે ક્રાઈસ્ટ કોઇને માનવા એ તત્પર નથી. છતાં જે

લેખકોની સેંકડો ભૂલો એ પોતેજ જોઈ શકે છે, તેને આધારે પોતાની જીંદગીનો ગોળો ગબડાવવાને એ તૈયાર છે.



ઘણુંખરૂં પ્રજાઓનું સંગઠન કોઈક એક અથવા બીજી પ્રધાન ભાવનાને આધારે થાય છે. જે ભાવના મનુષ્યોના હૃદયમાં ઉત્કટરૂપે વિરાજતી હોય છે, તેને સારૂ જ તેઓ લડે છે, અને ભોગ આપવા તૈયાર થાય છે. પછી તે ભાવના ધર્મની હોય, ધરણીની હોય કે ધનની હોય.



દુનિયાંના ઇતિહાસની મ્હોટી હિલચાલો હરકોઈ ધર્મ અથવા ધર્માભાસને અવલંબીને થયેલી જણાય છે.



લોકોની અત્યારની માનસિક સ્થિતિને શેના જેવી કહીશું? એક મ્હોટી મિજલસ હોય, બધી જાતનાં ભોજનોના થાળા પિરસ્યા હોય, તેમાં ચાર પાંચ મગજ ગુંચવાવાથી ચિડવાયેલા અને ભ્રમિત થયેલા માણસો આવે અને અનાયાસે તેમના હાથ ઝેરીલા પાઉડરથી ભરેલા હોય, પોતાની ભ્રમણામાં એ ચારે તરફ હાથ ફેરવવા લાગે ને કેટલીક પકવાન્નની થાળીઓ લઇને આઘે ગટરમાં ફેંકવા માંડે, મ્હેરીલ સારૂ આવેલામાં દોડાદોડ થઈ રહે; જે જેને હાથમાં આવ્યું તે લઇને પોતાની ભૂખ મટાડવા પ્રયત્ન કરે; કેટલાકને ઉલટીઓ થવા લાગે; કેટલાક ચોખ્ખો કટકોબટકો ખાઈ લે, ને અડધી ભૂખ મટાડે. કેટલાક આવો ઘાટ જોઈ ન્હાસવાજ માંડે ને ઘેર જઈ પોતાની જ નવી ખીચડી પકાવવાનો વિચાર કરે. આ પરિસ્થિતિ છે.



બુદ્ધિમાન નાસ્તિકોએ ધર્મનાં પૌષ્ટિક પકવાન્નોને પોતાના ઝેરીલા હાથ અડાડીને ધૂળ કરી નાંખ્યા છે—ઝેર જેવાં મનાવી દીધાં છે.

સંતો એમના અમૃતવડે એ ઉપરનું ઝેર કાઢી નાંખે, તો પક્વાન્નો હજી ભર્યાંજ પડ્યાં છે.

* * *

અત્યારે કોલેજોમાં પૌર્વાત્ય ગ્રંથોનો અભ્યાસ થાય છે, પણ તે બકરાના આંચળ જેવો નિરર્થક અથવા બિલ્લાડીના ન્હોરિયા જેવો નુકશાનકારક નિવડે છે; એનું કારણ એ છે કે પાશ્ચાત્ય દૃષ્ટિબિન્દુથી એ અભ્યાસ કરાવાય છે. પૌર્વાત્ય વિદ્યાઓનો અભ્યાસ પૌર્વાત્ય સંસ્કૃતિને અર્થે થવાની આવશ્યકતા છે.

* *

પુરાતન શાસ્ત્રગ્રંથોના આવા અભ્યાસની જરૂર છે. તેના ઉપર ન્યાયાધીશી ચલાવવી કે તેની ઉચ્છેદક ટીકાઓ યોજવી, એ આવા અભ્યાસનો વિભાગ નથી. એવી ઉચ્છેદક ટીકાઓ કરવાનું કામ યુરોપે માથે લીધું છે, તે બહુ છે. આપણે તો એના ઉત્તર આપવાના છે.

*

આપણી સંસ્કૃત પાઠશાળાઓમાં સંસ્કૃત ભાષાના અને સાહિત્યના અભ્યાસ ઉપર જે ભાર મૂકવામાં આવે છે, તેટલો જ ભાર શાસ્ત્રોના અભ્યાસ ઉપર પણ મૂકાય, ત્યારે ધર્મની જાગૃતિ થાય.

* * *

નવી પાશ્ચાત્ય સંસ્કૃતિનો કુઠારાઘાત એક ધર્મ પરત્વેજ નથી, પણ સર્વ ધર્મો પરત્વે છે. એ કુઠારાઘાતના સ્હામે જે ધર્મમાં જેટલે અંશે સત્કર્મ, સદુપાસના અને સત્ય જ્ઞાન હશે, તેટલે અંશે તે ટક્કર ઝીલી શકશે. સનાતન ધર્મમાં સર્વે સંપૂર્ણરૂપે છે, એટલે એને ખરો જવાબ એજ આપી શકશે, એમ લાગે છે.

* *

કેટલાક કહે છે કે હું પહેલો હિંદી છું અને પછી હિંદુ છું; ત્યારે કેટલાક મુસલમાનો એમ જણાવે છે કે હું પહેલો મુસ્લીમ છું અને પછી હિંદી છું. આ બે વચ્ચેજ જો સરખામણી કરવી હોય, તો ઉદાર આશયના અનુવાહક તરીકે મુસ્લીમનું વાક્ય વધારે

સારૂં છે. કેમકે, એક દેશના તમે રહેવાશી છો, એમાં કહેવાનું શું છે ? એ તો સ્પષ્ટ હકીકત જ છે. અને દેશમાં સારાં નરસાં બધાં માણસો વસે, એટલે એમાં અભિમાન કરવા જેવું પણ શું છે ?

* * *

મરહૂમ મહારાજા દરભંગાએ ઉચ્ચારેલી ભાવના વધારે ઉન્નત છે. તે એ કે હું પહેલો હિન્દુ છું અને પછી હિન્દી છું.

* *

દેશની ભૌતિક દેશભક્તિની ભાવનામાં માત્ર દેશના સ્થૂલ લાભોનો જ વિચાર સામાન્ય રીતે આવે છે: મુખ્યત્વે કરીને આર્થિક લાભોને, અને બીજા દેશો અથવા રાજ્યોના આક્રમણથી પોતાના સંરક્ષણનો. ધર્મની ભાવનામાં જીવનને ઉન્નત કરવાના આશયનું પ્રાધાન્ય હોય છે.

*

સંરક્ષણ એ આવશ્યક છે, પણ શેનું સંરક્ષણ એ મુદ્દાની વસ્તુ છે. રાવણ પણ પોતાની લંકાનગરીનું રક્ષણ કરતો હતો અને રામચંદ્રજી પોતાના રાજ્યનું કરતા. પણ એમાં કેટલો બધો ફેર ?

* * *

આજ કારણથી દેશભક્તિની ભાવના અત્યારના સમયમાં હવે સંકુચિત ગણાવા લાગી છે અને આંતરરાષ્ટ્રીય ભાવના અથવા વિશ્વબંધુત્વની ભાવનાનું પ્રાધાન્ય સ્થપાતું જાય છે.

* *

ધર્મની ભાવના એટલે ઉન્નત આદર્શોને આધારે વિશ્વબંધુત્વની ભાવના.

*

પણ આપણા જેવો કોઇક દેશ અત્યારની પેઠે પરાધીન હોય, ત્યારે દેશભક્તિની ભાવના પ્રાધાન્ય પામે. પણ તેની સાથે જ ધર્મની ભાવના સદોદિત રહેવી જોઇએ. નહિ તો સ્વરાજ્યનો અંગે દેશભક્તિની ભાવના કદાચ એવી વકરી જાય કે ધર્મની પુણ્યભાવનાઓ હવામાં

ઉડી જાય અને રશિયાના જેવું થઈ પડે, ને 'લેને ગઈ પૂત ઓર ખો આઈ ખસમ' જેવું થઈ જાય.

❧ ❧ ❧

એડમંડ બર્કે કહેલું કે નારી પ્રતિષ્ઠાનો જૂનો જમાનો હવે વહી ગયો. કેટલાક લોકો આ બાબતમાં સખ્ત વાંધો ઉઠાવે છે અને કેટલાક કાંઈ નહિ તો પોતાના વર્તનથી એ જમાનો ગયો નથી એમ સિદ્ધ કરવા જાણે ખંતીલા દેખાય છે. પણ એકંદરે લાગતું નથી કે સ્ત્રીઓ ગૃહના રાજ્ય ઉપર દેવીઓ થઇને બેસતી તે સ્થિતિમાંથી ઉઠાવીને એમને પુરૂષોની હારોહાર મજુરી કરવા દાખલ કરી એમાં નારીપ્રતિષ્ઠાનો આદર્શ તો ખોળંબે પડયો છે ?

❧ ❧

ક્યાં પતિની અર્દ્ધાંગનાની કે સહધર્મચારિણીની ભાવના અને ક્યાં ગમે તે શેઠ કે અમલદારના હાથ નીચેની હજાર જંજાળોમાં સ્ત્રીઓનું સંડોવાવું ? પણ આપણા જમાનાની નવાઈ એ છે કે ગમે તેવા ગડફાઓ ગળી જવા લોકો તૈયાર છે. માત્ર હોંશિયારીથી એ વાત મૂકવી જોઇયે.

❧

જે આર્યો પોતાના નિત્ય પૂજાના સંકલ્પમાં બ્રહ્માના વર્ષનો હિસાબ ગણીને દિવસની નોંધ કરે છે, એને આપણે કાચા કે અચોકકસ કેમ કહી શકિયે ?

❧ ❧ ❧

પ્રજાસત્તાક તંત્રમાં ધરમૂળથી જ પાયો ખોટો છે. તથાપિ એનો સારામાં સારો અર્થ કરવો હોય, તો એમ થાય કે પ્રજાના ઉત્કૃષ્ટભાવનું સમગ્ર પ્રજા ઉપર રાજ્ય.

❧ ❧

આપણા જીવનમાં પણ આપણે આપણા ઉન્નત ભાવનો વિજય જોવાને ચાહિયે છિયે. સમજુ પ્રજા પણ પોતાનાં અનેક તત્વોમાંથી પોતાના ઉત્તમ તત્વોનું રાજ્ય પોતાને સારૂ ઇચ્છે.

❧

આ દૃષ્ટિએ જોઇયે તો આપણા પ્રજાસત્તાકમાં મુડીવાદે ન હોય અને બોલ્શેવિઝમ પણ ન હોય.

❧ ❧ ❧

અરાજકતાવાદી માને છે કે રાજ્ય એટલે દમનનું એક પાકું યંત્ર. હોય, એમને એવો અનુભવ થતો હશે. રાજ્ય એ સુખશાંતિને સારૂ સંયમન કરનારી શક્તિ—હોવી જોઇયે.

❧ ❧

આપણા પ્રાચીન પંડિતોએ ક્રિયા ઉપર ભાર મૂક્યો છે, તે યોગ્ય છે. એક જાતના ફિલ્સુફો સૂચવે છે કે મનનું તાત્ત્વિક લક્ષણ વિચાર નથી પણ ક્રિયા છે.

❧

અત્યારની પ્રજાસત્તાક સંસ્થાઓમાં નઘરોળપણાનું કામ પહેલું પડે છે. ઉમદા મનુષ્યસ્વભાવ ઘણુંખરૂં જરા વધારે લાગણીવાળો હોય છે.

❧ ❧ ❧

આપણી અત્યારની હિંદની ધારાસભાઓનું મ્હોટું દુઃખ એ છે કે તેમાં બરાબર અસર કરવી હોય તો અંગ્રેજીનો ઉસ્તાદ થાય, ત્યારે જ પત્તો ખાય. અંગ્રેજીના ઉસ્તાદ ઘણુંખરૂં એના રંગે રંગાઈ ગયા હોય, એમાં તો કહેવાનું જ શું ?

❧ ❧

કેટલાક લોકો હિંદુસ્થાન એ વાસ્તવિક રીતે મ્હોટો ખંડ છે, એ વાત ભૂલી જાય છે. એને બસો ત્રણસો માણસની ધારાસભાવડે એક લાકડીએ હાંકવાની હિમાયત કરવી, એ મ્હોટું સાહસ છે. ગ્રેટ બ્રિટન જેવા ન્હાના દેશમાં એ ચાલે. ત્યાંયે પાર્લામેન્ટમાં સાડા છસો ઉપર સંખ્યા છે.

❧

કેટલાક લોકોને એવી શંકા રહે છે કે અમુક વિચાર આ જમાનામાં રાખીશું, તો પાછળ પડી ગયેલા તો નહિ ગણાઈ જઇયે ?

❧ ❧ ❧

આપણા તરવરિયા યુવકોને બળવો જ કરવાની ઇચ્છા હોય, તો અત્યારની પાશ્ચાત્ય સંસ્કૃતિ સ્હામે બળવો કરવાનું હું તેમને કહું. તો આપણો ઉદ્ધાર થાય અને યુરોપના લોકોનો યે ઉદ્ધાર થાય.

❧ ❧ ❧

આપણો બળવો આપણી સંસ્કૃતિને અનુરૂપ હોય. એમના ઉપાયોમાં ફ્રાન્સ કે રૂશિયાની પેઠે હિંસા, દ્વેષ ને અત્યાચાર હોય. આપણામાં શૌર્ય, ધૈર્ય અને સહનશીલતા હોય.

❧ ❧

આવા બળવામાં સામાન્ય રીતે તો જૂનું તે સોનું એજ જાડું સૂત્ર રાખવું પડે. એ સૂતરના તાંતણે સ્વરાજ્યે મળશે અને સુરાજ્યે મળશે.

❧

આપણી માંહોમાંહ્યની લડાલડી કાંઇ કામની નથી. આપણા ધર્મોના ને પંથોના ભેદો કરતાં વધારે મોટો ભય તો અત્યારે નાસ્તિકતાનાં બળોનો ઊભો થયો છે.

❧ ❧ ❧

કાર્લાઇલે એક ઠેકાણે છાપખાનાંથી દુનિયાંમાં કેટલા ભ્રમો વધતા જાય છે, તેનું સૂચન કર્યું છે એમ યાદ આવે છે. મ્હને લાગે છે કે ત્રણ પપ્પાએ દુનિયાની મ્હોટી પાયમાલી કરી છેઃ—

**Press, Powder ( Gun powder ) અને Power-machine.**

છાપખાનું, દારૂગોળો અને પાવરના સંચાઓ.

❧ ❧

સનાતન સત્યોને ફરીવાર આપણે આપણા સમાજ–માનસમાં સ્થિર નહિ કરિયે ત્યાં સુધી સમાજનું ઠેકાણું પડવાનું નથી. એ સનાતન સત્યોનો ભાર જવાની સાથે મનુષ્યના માનસની સમતુલા (equilibrium) તૂટી છે.

❧

કેટલાક લોક સુખભોગનાં સાધનો વધ્યાની વાત કરે છે. સાધનો વધ્યાં છે એ ખરૂં છે પણ તેથી સુખ વધ્યું છે એમ માનવાનું

નથી. કારણકે એ સાધનો કેટલા થોડાને મળી શકે છે? અને મળે છે તેને કેટલી મુશ્કેલીએ મળે છે? કેટલી ખટપટથી મળે છે!



દુનિયાંને સુખ વધ્યું છે કે નહિ, એ તો લોકોના અનુભવનો વિષય છે. ચારે તરફના લોકોના બૂમબરડા અને પછાડા જુઓ, અને જાણો એટલે હકીકત ઢાંકી નહિ રહે.



અત્યારના આનંદોના નવા પ્રકાર આઇસક્રીમ જેવા છે, એમ કહિયે તો કદાચ ચાલે. ઠંડા બહુ લાગે. છાતીમાં શેરડો પાડે, મોંઘા પણ ખરા અને વધારે લેવાય તો 'હાર્ટ' ને અસર કરી નાંખે.



આપણા મુસ્લીમ ભાઇઓની ભાવનાઓમાં પ્રધાન ભાવના ઇસ્લામની–સ્વાપર્ણની છે. આપણા જૈન બંધુઓ, પારસી બંધુઓ, ખ્રીસ્તી ભાઇઓમાં પણ એજ ત્યાગની ભાવના છે.



એ પવિત્ર ભાવનાઓનું આદિ સ્વરૂપ સનાતન ધર્મની યજ્ઞ-ભાવનામાં છે. પરમાત્માનું અનેક રૂપે આત્માપર્ણવડે યજન એ યજ્ઞભાવનાનું સમગ્ર સ્વરૂપ.



શ્રુતિ ભગવતી એનું શુકલ યજુઃ સંહિતા અ. ૯, ૬, ૨૧ માં આ પ્રમાણે સમ્યગ્‌વિધાન કરે છેઃ—

आयुर्यज्ञेन कल्पताम् । प्राणो यज्ञेन कल्पताम् । चक्षुर्यज्ञेन कल्पताम् । श्रोत्रं यज्ञेन कल्पताम् । पृष्ठं यज्ञेन कल्पताम् । यज्ञो यज्ञेन कल्पताम् । प्रजापतेः प्रजा अभूम । स्वर्देवा अगन्म । अमृता अभूम ॥



## પરિશિષ્ટ ક.

# Indian Autonomy & Indian Culture

( A Brief Review of the Indian Political Problem By the Author. )

India is out for *Swaraj*. It is not likely to rest till it gets it. It is sure to get it. Probably not at a distant date. The sooner it gets it the better for all concerned,—for Englishmen as well as Indians. What shall be its form? The form of *Swaraj* is a material point, but the substance of it is not less material. The form and substance together will make the constitution.

It is a noteworthy fact that the common people in India do not care about the details of a complex constitution. It is not the constitution that they want; they want their own constitution-makers. Any constitution that is built up in England, will remain self-condemned. Any which is built up on British ideas of constitutional proprieties will fail in actual working. Both the Simon Report and the Nehru Report have been discounted The essential factor of the people's demand, one would think, has not been realized. It is not mere *status*. It is not democracy. It is not a parliamentary constitution. It is nothing less and nothing more than Swaraj, and till that is achieved, there will be no peace in India. Any government will eke out a tolerable existence but the troubles will continue. Swaraj means *own government*. India wants its own government; that is government by Indians, for Indians, in the spirit of its culture and in accordance with its own institutions.

The trouble with British dispensations is that they serve and maintain British interests rather than Indian. The trouble with the dispensations of nationalist leaders is that they are mostly out of tune with the Indian spirit, traditions and culture. The secret of the paramount success of the great leader Mr. Gandhi lies in the fact that he is not much enamoured of the Western culture and its institutions. He has expressed his want of faith in Parliamentary institutions. His method of fighting the government by bearing blows is distinctively Indian. His economic ideal embodied in *Khaddar* is Indian to the core. His attitude towards lawyers, doctors, and exploiters is in line with the Indian popular opinions. He has been talking of *Dharma* and God and *Ràma Ràjya* all through. It is a notorious fact that many of the other prominent leaders are but indifferent lovers of God, religion and Indian traditions. The Nehru report does not even guarantee non-interference of the state in matters religious; and the President of the last National Congress has acknowledged socialist leanings. Thus if on the one hand, the British proposals err by being interestedly British, the Congress or liberalites' proposals err by being anti-Indian from the cutural standpoint. If the Government wants to exploit India, the nationalists want to westernize it. Both the contingencies are undesirable to the large majority of the people of India as well as to the non-westernized representatives of its culture. The vocal opinion which can express itself in effectively good English, is naturally that of those who have been saturated with the modern Western culture. Onlookers are beguiled into the belief that theirs is the principal opinion to be taken into account. And hence arises the great error in apprehending Indian problems. The Britisher cannot know the Indian masses intimately. And

the Indian with the western political outlook, does not care to give out that in them with which he is at variance. And the blind man's buff goes on.

It is not a made up constitution that India wants. The constitution for India 'must grow from within' and it must grow in sympathy with its conditions and environments. In fact, one might think it has not to grow at all. The big baniyan tree of the political constitution is already there. There are The Indian States, various and numerous, which are long built up, and have been working in line with a great and noble political tradition. And some of them are keeping up tolerably, sometimes admirably, satisfactory conditions. The whole workable mechanism is there and it is working well. But they are not to be thought of; they are no models to our lovers of democracy,—a democracy, which as so many of us know, is still on its trial and has succeeded nowhere. We are told that in this bad world, there is no better way of governing. Even the Simon Report has a peculiar way of presenting that side of the question. "The introduction into an oriental country, with a long history of *autocracy* of methods of self-government, evolved during centuries of experiments by western nations, for its own conditions and its own people, was a momentous and even hazardous enterprize". But the radical question that is to be asked is: Have the new institutions succeeded even there ? Peace, prosperity and happiness are stale words but they shall ever remain the test of success of political institutions. And I think many of us have reasons to think that Europe is moving from the frying pan into the fire. It was but the other day that we were told of the present menace—the crash of empires, the agonies in the mental world and the shrivelling of morality under the new conditions.

In spite of all formal political talks, it may be understood that India will not be practically satisfied with modified dominion status. It wants Swaraj. The usual grounds for political automomy are there. The economic grounds have grown up apace, but the still greater grounds are cultural. India feels that England in spite of its powerful weapons of war, has hopelessly muddled up its own social affairs, and the sooner India is relieved from its infectious contact, the better will it be for its happiness and peace. It feels that in advancing in line with Europe and to the goal to which it is advancing, its own spiritual, moral and social heritage will be undone. It feels the anomaly of a noble culture under the thumb of one merely more powerful. The talk of civilizing India by railways and telegraph does not appeal to it. To the traditional Indian mind the history of the British rule in India has been a progressive movement in the wrong direction--from contentment to discontent, from peace to revolution, from moderate social happiness to the break-up of the social order. Laski points out that "modern politics is becoming an enquiry into dynamics of peace". "Our ultimate allegiance is always to the ideal" and that "the state exists to enable men at least, potentially to realize the best that is in themselves." We are further away from peace, from the ideal than we ever were. We are warned often times to avoid the confusion between the state and the society. And yet the state bids fair to encompass society in its bounds. People are being already enamoured of Russia. Who knows whether the severance of the bond of dependency will not benefit England all the more, when India will be freer and abler to fulfil her mission amongst the nations of the world?

What Indians want and what they do not want may be thus summarised:—

(1) They want Swaraj or their *own* government, which is to say that they do not want a foreign government.

(2) They want *good* government; they do not want to be exploited or over-taxed by any forms of government, however tempting in name. They do not want to be confounded in an anti-religious democracy or dictatorship.

(3) They love their old laws – Hindoos, the Muhomedans &c., their own respectively. They are satisfied with them. They have little charm for councils and assemblies legislating for them *ad infinitum.*

(4) They want their goodly religious life to continue without the interference of civilizers who have learnt their lessons in Europe.

(5) They want cheap food and cheap necessaries of life. They desire neither the temptations nor the burdens of luxuries.

This, broadly speaking seems to be the diagnosis of the present mentality of the great masses of the people. All human nature indeed is inflammable and prone to temptations, imitations and infection. The revolutionary influences have already begun to work in all directions social, religious, moral and economic as well as political. Of course, we need not be afraid of revolutions. We are in an age of revolutions. But revolution by itself, cannot dupe any but mere enthusiasts. The great danger in India's present situation is that with the political revolution, its social, moral, and religious fabric will also be vitally affected, while there will hardly be the old safeguard of a non-interference policy on the part of the government. There will not be the background of religious traditions of the British constitutional

monarchy, nor the spiritual enthusiasm of the puritan builders of the American States. The nobler and direct forces of religion shall be out of count, and their place may likely be taken by false communal pride, parading and fighting under obstensibly national pleas. The great mischief of the western education in India has been that most of its foremost recipients, have got their faith in religion shattered. They would not accept Christianity as a foreign graft and as being already in bad repute in Europe. They are out for a new nationalism, in which the great heritage of India's past may practically be drowned. Perhaps it will be not drowned, but the conflict may be great and tremendous.

What adds more to the difficulty of the Indian problem is that India is not merely a country but a continent The implications of the fact are usually left out of count. It is a land of many religions and many languages. Every religion expresses an internally homogeneous and distinctively cultural unifying bond. Further, various groups of people have developed their own distinctive lines of action and modes of thought. The western education has created a new politically-minded intelligentia, which is out of tune with the general-people except in so far as antipathy to an alien rule is concerned. It is a very suggestive index that the people can be easily pursuaded against voting in the councils, against cooperating with a royal commission, against a Simon Report or against British goods, while they can hardly be pursuaded to become members of the Congress. Thus there are varied and often conflicting interests, which may be played against one another and which often are earnestly at variance. The government might in these circumstances find it a very convenient job to pull on a little longer,

convalascent existence, but the general discontent and the feeling of hatred against the government increases, and the *divide et impera* becomes more a scandal than a success. Further, the politically-minded intelligentia though small, is a substantially large body of men, but those amongst them who are converted to the western institutions and who cling and insist upon them, are fewer still. But it is these latter few, who are experts in the western political game, they manage most of it, and they do it in such a way as to suit the general political attitudes of the people. But sometimes the cat is out of the bag. They presume to dictate beyond the general attitude, and then like the Nehru report, their proposals are thrown over-board.

All these considerations complicate the Indian problem. And the way out therefore depends not so much on the details of the constitution as upon the development of confidence. For it may happen that clever British statesmen might succeed in persuading certain sets of advanced Indian politicians and yet the people and even a large part of the politically-minded *intelligentia* may not be satisfied; and the feeling for revolt and revolution may grow from more to more. The duty and responsibility of the British Government is of a very complex nature, whether they be considered as trustees or guardians or rulers for the time being. They have got to realize not only that India has been exploited enough, but also that it cannot now be profitably exploited. Of course, in political matters, one is expected to leave unspoken the moral fact that the exploitation of an unwilling and shrieking India has not helped England a great deal.

The trouble with the modern attitude is, that we usually go in for the cure of symptoms rather than for a radical cure in political affairs. Or, it would be more correct to say that when we are out for a radical cure, our remedies usually bring in more complications. In India, the government is out for curing the symptoms. In Russia, they went in for a radical cure, with remedies, which have made the case more acute and hopeless. "Russia" as Sir John F. Fazer pointed out "is reeling back to the dark ages. There is no more sorrowful tragic land in the world". The case of India differs from the three *great* revolutions of the world. The French Revolution was a protest against misrule. The American Revolution was an effort for home rule. The Russian Revolution was, as we are told a revolt against despotic rule. The revolt of India is against foreign rule. Whether the revolt be regarded as justified or not, it can at least be easily understood. The teaching of European history and of the new political theories, in the Indian Universities could not have gone in vain. The *alumni* of the *Alma maters* did what they were expected to do. They were fired up with a zeal for independence, for regaining which, they naturally thought of the western methods of agitation, resistance and terrorism. Of these methods, the first two are well recognized in Europe and the third is not absolutely unusual. The British government about the middle of the nineteenth century made the cardinal error of introducing the western education in India. They boiled the cauldron from which the hymn of hate was to proceed, and which created forces tending to overthrow the most glorious heritages and institutions of Indian civilization. True it is that even otherwise the upheaval in European thought, could not have left India untouched. But India had a

philosophy, a religion and a culture which, if they had been the basis of its educational fabric, would have stood the test against the materialistic and self-aggrandizing tendencies of European civilization. It is rather strange that even after the failure of the present system of education in India, there is no idea of crying a halt for a radical change. Even the Simon commission Report avoids, what it calls the "previous question" in Indian education. It says:—

"We do not deal with the "previous question" which has been frequently raised by European as well as by Indian critics, whether public education in British India has not from the beginning been developed on wrong lines. Those who take this view, contend that western methods and objectives, have precluded the growth of an indigenous culture expressive of and responsive to the different types of native genius, and ask whether a re-orientation of the whole educational system is not required both in the figurative and the literal sense of the word. There is much that might be said on either side. But we are now concerned with the facts and tendencies as we find them in the period subsequent to the Reforms, in relation to the political and constitutional issues of responsible self-government."— (Vol. I p. 402).

In spite of the limitations of the scope of their inquiry, we can hardly forget that education and especially higher education really means, a training of men in certain sets of deals and ideas; and if these are initially mischievous, it would be idle to pine at the results.

Sir John Simon hit the mark, when he said in an interview that "the ultimate solution of India's problems would not be a mere imitation of the western system of re-presentative government. The educational minority wished

for a rapid advance, but the only sort of advance they could visualize, was one wholly alien to the eastern mind." But, what else could have been expected from those Indians who were bred up on the milk of Mill, Spencer, Rousseau, and Bentham ?

The question now is, what is the way out ? And in this connection, one is inclined to think that there should be a double-sided work—educational as well as political. The educational policy should be vitally changed. Its basic outlook should be eastern on all essential humanistic factors. The teaching of science proper may remain, but all study of western thoughts should come at a very late stage, only in specialized courses. English language should cease to be the principal language in the curricula, and the medium of instruction; and its place should be in the optional courses. The people will not be against such a change, which though radical will be immensely welcomed by them. The westernized educated minority will, perhaps turn round and oppose such a step, but the people shall soon know which is which. This step can be achieved without any trouble at all, and the results will be most beneficial to the Indian people. If the government can do this they shall have made ample amends for the initial error.

It is more difficult and perhaps more hazardous to say what would be the most desirable line of action in the political field This much may easily be said that no constitution forged in England on western lines will be palatable to India. And in this connection it may be said that India's advocates might agree at a Round Table Conference held in England on a constitution which in practice would not suit Indian conditions and there shall ever be trouble ahead.

If we think about the best thing to be done also on Indian lines, two or three ideas suggest themselves to us. Firstly, the head of the government in India should be an Indian, and a Prince of the royal blood, whether he be nominated, selected, or elected, Secondly, certain scale of tribute should be fixed up for being paid by India to England for the purpose of covering her obligations, and the interference of England in Indian affairs be reduced to a minimum. In other words, India should be in a relation with England analogous to the relation between an Indian State and the British Government. India has reached a stage when nothing more may be coveted from it by England without making sacrifices more costly than the profits. England may have to solve her problems of unemployment in her own way. And perhaps she will do so better when she is a friend rather than the master of India. The third thing that suggests itself is with regard to the costliness of the Indian governmental machinery. Whatever may be our method of treatment of the other problems, at least so far as the salaries of the civil services are concerned the surgical method will be most welcome to the Indian popular mind. The maximum salaries to be paid to the officials should bear a certain reasonable ratio to the average income of an Indian. This step may be resented by the Services themselves but the precarious condition of the Indian political situation would be sufficient vindication of the step and would demand that much sacrifice on the part of the Services.

These are some of the main suggestions that can be made with some confidence of their being likely to be appreciated by the great masses of the Indian people whose welfare and good-will should be an important if not the

main consideration with the British government and with the great leaders of political thought in India. The furtherance of democracy to this or that degree, is an irrelevant point. *Swaraj* is the fundamental idea. But the great and crucial problem of India to-day, is not whether it shall have Swaraj (because everybody has to agree to it) but *it is how there can be a safe transition to it.* It can come peacably or violently, with *recognition* or with *revolution.* In a revolution the danger to India is not small, but its leaders are so heartily tired of British domination that they would not count costs. On the other hand, if liberty has to be attained, with such a violent disruption as would involve the break-up of the social and moral order, and the disintegration or collapse of Indian civilization, the catastrophe would be the greatest, that has ever occured in modern history; and the responsibility of it shall be also on those who claimed trusteeship of India. India's freedom is a great thing, but its civilization and culture are things still greater in terms of human values.

I may repeat in conclusion what I have said elsewhere. "The ideal of political Government living in the hearts of the people is far removed from the impasse in which the British rulers have brought about the Indian affairs. It is the ideal of a theo-aristo-democratic state in which the laws are based on the Revealed Word, the supreme pontiff is a hereditary monarch specifically trained for benificent rule, and the aristocracy of virtue and self-sacrifice functions for the state in the inferests of the whole Demos."



# વિશેષ નામોની સૂચિ

(સંખ્યા પૃષ્ઠનો અંક સૂચવે છે.)

